: લેખકો :

જયંત ખત્રી

બકુલેશ

જિતુભાઇ મહેતા

રમેશ સંઘવી

ચંદ્રભાઇ ભટ્ટ

સુંદરમ્

કરસનદાસ માણેક

સ્વપ્નસ્થ

ઉપવાસી

પ્રહ્લાદ પારેખ

શંકર પંડ્યા

મગનલાલ ચાદલિયા

રામપ્રસાદ શુક્લ

રવિશંકર મહેતા

બચુભાઇ ધ્રુવ

હીરાલાલ ગોદીવાળા

રમણલાલ સોની

ધનવંત ઓઝા

શિરીષ પરીખ

જશવંત ઠાકર

રતિલાલ મહેતા

સુભદ્રા ગાંધી

અરુણ ચંદારાણા

અનિલ કોઠારી

વગેરે



મામા વરેરકર

શ્રીપાદ ડાંગે

સજ્જાદ ઝહીર

અહેમદ અબ્બાસ

પ્રબોધ સન્યાલ

શરદ પ્રકાશન

# સાહિત્ય અને સંસ્કાર


સંપાદકો

ભોગીલાલ ગાંધી (ઉપવાસી)

ભાનુભાઈ વ્યાસ (સ્વપ્નસ્થ)



ઓગસ્ટ, ૧૯૪૪

કિંમત ૩ રૂપિયા





ભારતી સાહિત્ય સંઘ

૧૩૮, મેડોઝ સ્ટ્રીટ : કોટ, મુંબઇ

૧૬, શ્રીમાળી સોસાયટી : અમદાવાદ

[illegible]માં તો ત્રિમાસિક ગ્રંથશ્રેણીની યોજના હતી. પરંતુ ‘કાગળ કરકસર કાયદો’ અધવચ્ચે આવી પડ્યો અને ગ્રંથશ્રેણીને બદલે એક વધુ મોટા કદનો સંગ્રહ-ગ્રંથ જ પ્રસિધ્ધ થાય છે.

આવા ગ્રંથની આવશ્યકતા તો છેલ્લા બેએક વરસથી અમને ખૂબજ ઉત્કટપણે જણાતી હતી. એની પાછળ એક સ્પષ્ટ અને ચોક્કસ દૃષ્ટિ હતી—કે હવે જેને આપણે માર્કસવાદની સીધી અસર નીચે આવેલું સાહિત્ય કહી શકીએ તેવા સર્જન-વિવેચનનો સમય વિકસી રહ્યો છે, એના એ વિકાસને પોષક અને પ્રેરક એવું જે કાંઈ મૂઠીભર તાજું લખાણ આપી શકાય તેમ હોય તેને ગ્રંથસ્થ કરવું (ગ્રંથમાળારૂપે સતત વહેતું રાખવાની મૂળ યોજના) અત્યંત જરૂરી છે. આ વિચારણાની સાથે મર્યાદાઓની ય પૂરી જાણ હતી. ગુજરાતનું રાજકારણ હજી ગાંધીવાદની મર્યાદાઓ ઓળંગી જવાહરલાલના યુક્ત પ્રાંતના રાજકારણ જેટલું ય સમાજવાદ અને સોવિયેત રૂસ તરફી આંતરરાષ્ટ્રીયતાના પ્રવાહે વળ્યું નથી. હજી રાષ્ટ્રીય ઉદ્દામ રાજકારણના, કામદાર કિસાન જનતાનાં આંદોલનોના એવા કોઈ પ્રચંડ પડઘા ગુજરાતે ઝીલ્યા નથી. આજ લગીની ગુજરાતની જે કાંઇ પૂંજી છે તે તો ગાંધીવાદ છે. એમાંથી જ એણે મધ્યમવર્ગી જન આંદોલનોના જુવાળો ઝીલ્યા છે, ને એમાંથી જ એના સંસ્કાર જીવનનું ઘડતર થયું છે. એમાંથી જ સાહિત્યક્ષેત્રે કાકાસાહેબથી માંડી ઉમાશંકર સમી પ્રતિભાઓ ગુજરાતને લાધી છે. તમામ ક્ષેત્રે એની અસરમાં જ જીવનનો વેગ અને આવેગ ગુજરાતે માણ્યો છે.

પરંતુ આ ગૌરવભર્યા વારસામાંથી જ એક નાનકડો બુદ્ધિજીવી વર્ગ એનું ભાથું લઈ આગળ વધે છે. વિશાળતર અનુભવોને અપનાવતો તે જીવન સંગ્રામના વધુ મૂલગ્રાહી તત્વો તરફ વળે છે ને નૂતન સંસ્કારી સમાજના ઘડતર અર્થે નવાં પ્રેરક બળોની પિછાન કરતો થાય છે. એમાંથી એને માર્કસવાદની ક્રાંત દૃષ્ટિનો આછોગાઢો પરિચય લાધે છે. ને જેમ જેમ તે એમાં વધુ રંગાતો જાય છે તેમ તેમ તેના દિલમાં સર્જન અને વિવેચન શકિતના સુભગ વિકાસની શ્રદ્ધા પાંગરે પ્રફૂલ્લે છે. ગુજરાતમાં ય આવી શ્રદ્ધા કેટલાકને હૈયે પાંગરી છે. એના પ્રફૂલ્લવાની પ્રક્રિયા દરમિયાનના આ ગાળામાં એની આખરી ચકાસણી કરવાની ઉતાવળ કોઈ ન કરે. પરંતુ જેને એ દૃષ્ટિ પ્રત્યે, યા એમાંથી પ્રગટેલાં થોડાં આવાં તેવાં સર્જનો પ્રત્યે મમતા બંધાય તેમને તેની વધુ નીકટ રહી પરિચય લેતા થવાની વિનંતી છે.

આ ગ્રંથમાં માર્કસવાદને તાત્વિક રીતે વરેલા ને જીવન વ્યવસાયમાં એનીજ ધૂને ધિખત કમ્યુનિસ્ટોથી માંડી માર્કસવાદના તાત્વિક અભ્યાસી બુધ્ધિજીવીઓ ઉપરાંત માર્કસવાદના સિદ્ધાંતો પ્રત્યે કેવળ સહાનુભૂતિ ધરાવતા મિત્રોનાં ય લખાણો છે. આ ગ્રંથને અંતે લેખકોનો ટૂંકો પરિચય છે તેમાં પ્રત્યેક લેખકની વિશેષતા રજુ કરવામાં આ દૃષ્ટિ રાખી છે. પરંતુ પ્રવાહમાન જીવનને જડની જેમ બાંધી દેવાનું યોગ્ય અને શકય નથી, એમ આ સર્જકોને વિષે ‘લેબલ’ લગાવી દેવાની કોઇ જ ઈચ્છા નથી. કેવળ તેમની સામાજિકતા પ્રત્યે અંગુલિનિર્દેશ કરવાથી વધુ કોઈ જ હેતુ નથી.

ઘણે અંશે, આ સંગ્રહ એક સામુદાયિક શ્રમનું પરિણામ છે. અનેક લેખક મિત્રોએ સાથ સહકાર આપ્યો છે એટલે જ અંશે નહિ, પણ એના સંપાદનને અંગે ય. આમાંનાં કેટલાંક લખાણો અગાઉ છપાઈ ગયાં છે. ‘વાર્તાની હરિણી’ છાપવા દેવા માટે ‘પ્રતિમા’ના સંચાલકોના તથા ‘બિંદુ’માંથી બે કાવ્યો લેવા માટે શ્રી રામપ્રસાદ શુકલના જેમ અમે આભારી છીએ, તેવી જ રીતે શ્રીપાદ ડાંગેના અને લોકપ્રકાશન ગૃહના, મામા વરેરકર અને લોક નાટ્ય સંઘના, પ્રબોધકુમાર સન્યાલ અને હંસ (તેમાંની એક વાર્તાનું ભાષાંતર હોઇ)ના તથા શ્રી અબ્બાસના, અને અંતે બે રેડિયો વાર્તાલાપ છાપવાની રજા આપવા માટે ઓલ ઇન્ડિયા રેડિયોના સંચાલકોના વિશેષ ઋણી છીએ. કલાનાં થોડાં ઉમદા ચિત્રો માટે મૂળ કલાકારો ઉપરાંત લોકપ્રકાશનના અમે આભારી છીએ. અંતે, શ્રી શંકર પંડ્યાની કવિતા “નૂતન સંસ્કૃતિના ઉદ્યાનને”માં અમે કેટલાક સુધારા કર્યા છે, જેમની નોંધ લેવી અસ્થાને નહિ ગણાય.

આ ગ્રંથ એની થોડીક વિશેષતાઓ ગંભીરતાપૂર્વક રજુ કરે છે એવી ખાત્રી સાથે સાદર ધરીએ છીએ.

—સંપાદક

## ભૂખ.... ભૂખ...

**સુધીર ખસ્તગીર**

બંગાળી જીવનના આ ચિત્રકાર શિલ્પીએ જ્યારે પોતાની પ્રજાને ભૂખમરાના ભરડામાં જોઈ ત્યારે એમનું હૈયું કકળી આવ્યું.

તેમની પીંછીએ પ્રજાના દર્દને ઝીલી કાગળ પર ઉતાર્યું. એ બધાં ચિત્રો દ્વારા તેમણે બંગાળ રાહતને વેગ આપ્યો.

# ચિત્ત પ્રસાદ

●

આ જુવાન બંગાળી કલાકારે ૧૯૪૩-૪૪ના દુકાળને પ્રતિભાવ ચિત્રોની જબાનમા લખ્યા છે. નાનપણથી જ [illegible] આ જુવાન દુકાળની શરૂઆત થતા જ બગલથેલો ઉપાડ્યો.

પૂર્વ બંગાળના મુસ્લિમ ગામડાંઓ ને મિદનાપુરના હિંદુ ઇલાકાઓમા અનેક પરિભ્રમણ કર્યું. જે કાંઈ જોયું તેને તમારું પીંછીમા પકડ્યું.



બાળક તો મરી ગયું છે, મા!

તેમના ચિત્રોએ અન્ય પ્રાંતોની પ્રજાના દયા દ્રવાવી દઈ, ભાઈઓની વ્હારે ધાવાની પ્રેરણા પાવામા ઘણો મહત્વનો ભાગ ભજવ્યો છે.

દુકાળના ચિત્રો દોરવા માંડ્યા ત્યારે ચિત્ત પ્રસાદ શીખાઉ કલાકાર હતા. આજે તેઓ દેશના શ્રેષ્ઠ કલાકારોની હારમાં બેસે છે. જનતાના સંપર્કે તેમની કલાને તેજસ્વિતા બક્ષી છે.

●

# : અનુક્રમ :

આ પ્રથમ ખંડની વાર્તાઓ આ સંગ્રહની નવીન દૃષ્ટિ રજુ કરવામાં જરૂર થોડીક મદદરૂપ થશે.

ખીચડી અને જોડો અન્નગ્રહના અભાવે છિન્નભિન્ન થતા આપણા જીવનનું ચિત્ર રજુ કરી જાય છે. લડાઇ અને નફેબાજીએ જન્માવેલ આ આક્રંદનો વધુ ઘેરો પડઘો બંગાળના સુપ્રસિદ્ધ વાર્તા લેખક પ્રબોધ સાન્યાલની 'અંગાર" વાર્તા પાડી જાય છે (અનિલ કોઠારીએ આ અનુવાદ હિંદી પ્રગતિશીલ સામયિક "હંસ"માંથી કરેલો છે). આ ત્રણે વાર્તાઓમાં 'જોડો' અને 'અંગાર' જેમ બંગાળની મોત કથાઓ છે; તેમ 'ખીચડી' ગુજરાતમાં ઉતરી રહેલી બંગાળની ભૂખ છાયા સામે લાલબત્તી બતાવી જાય છે. ત્રણે વાર્તાઓ ઉદ્દેશપૂર્ણ છતાં મૂક કલામય સંદેશવાહકો છે...ચંદ્રભાઈ ભટ્ટે આલેખેલ સ્તાલિનના જીવનની હળવી બાજુ પાછળની ગંભીરતા ડોકાયા વિના નથી રહેતી તે જ એની સફળતા. બાકી, જીતુભાઈ જેવા સિધ્ધહસ્ત 'ટેકનિશિયના' પાસે અનુવાદ કરાવ્યો ? એવી ફરિયાદ કરનારા મિત્રો આ વાર્તા અંગ્રેજીમાં વાંચી જઇ પછી અનુવાદ વાંચશે તો હથોટીબધ્ધાની ઉસ્તાદીનો સારો એવો ખ્યાલ આવ્યા વિના નહિ રહે. એ વાર્તા સોવિયેતના યુદ્ધ જીવનની એક અનોખી પ્રણય સૃષ્ટિ રજુ કરી જાય છે, એ એની વધુ વિશેષતા.

છેલ્લે "સિંગાપૂર." અનેક વાર્તા, નવલકથા અને નાટકોના કર્તા મામા વરેરકરની આ કૃતિ આપણી ધરતીનાં પરદેશ વસતાં સંતાનોના દિલની ઉંડી હલચલ રજૂ કરી આપણી બુઠ્ઠી બનેલી સંરક્ષણની લાગણીને આંચકો મારતી જાય છે. મામા વરેરકરના ત્રિઅંકી નાટકનો આ તો માત્ર એક અંત-ખંડ જ છે.

અને જાણીને જેની નોંધ છેલ્લે લેવાનું કર્યું તે બકુલેશની "વાર્તાની હરિણીઃ"

એની આયોજનાની ખૂબી ઓર છે. અવાજ અને ક્રિયાના એક પ્રસંગમાંથી તેવી જ જાતના અવાઝ અને ક્રિયાનો બીજો પ્રસંગ બનતો તેમાં બતાવ્યો છે. ઉદાહરણ તરીકે, આ વાર્તામાં ચામડી ઉતરડી નાખવાની ધમકી અપાયે છે–કે તરતજ ચામડી ઉતરડી નાખવાનાં એક Sound and action માંથી મણિપુરને પાદરે એક જપાની તંબુમાં, એક જ અફસર એક આઝાદીના મરજીવા હિંદી જુવાનને "ચામડી ઉતરડી" નાખવાની ધમકી આપતો દેખાય છે. અને આમાંથી બીજો પ્રસંગ જન્મે છે—વળી તેમાંથી ત્રીજો પ્રસંગ જન્મે છે. અને ત્રીજા પ્રસંગના અંતના Sound and action માંથી ચોથો અને અંતિમ પ્રસંગ જન્મે છે. દરમિયાન "વાર્તા" તો પોતાની વાત લેખકને કહેતી જ રહી છે—લેખક અને કલાકારની સમાજ, માનવતા અને ઇતિહાસ પ્રત્યેની જવાબદારી "વાર્તા"ના અને "લેખક" વચ્ચેના વિવાદમાંથી બહાર પડે છે. આમ બકુલેશે "વાર્તાની હરિણી"માં સામાજીક, સાંસ્કારિક, રાષ્ટ્રીય અને છેલ્લે, રાજકીય પ્રસંગો Sound and action, અવાજ અને ક્રિયાના પ્રવાહાત્મક તેમજ dynamic—ગતિશીલ montage ની આયોજન શૈલીના ઘાટે ઉતારી સર્જન કર્યું છે.

# ખીચડી

જયંત ખત્રી

**સોળ વરસની જીંદગીના ભાર નીચે લખડીની જુવાની બેફામ અને બિનપરવાહ ફૂલી નીકળી હતી.**

પણ લખડીને એનું કશાનું ભાન નહોતું. એને માથું ઓળવાની ય ક્યાં ફુરસદ હતી ? લખડી પોતાની જાતમાં—જુવાનીએ આપેલા ઉમળકા, ઉમંગ, આશા અને જીંદગીએ આપેલી મજુરીમાં મસ્ત હતી.

પરોઢિયે પાણી ભરવા એ ઉડતી જાય ત્યારે એના મનમાં આખા દિવસના એક પછી એક કરવાના કામની ગણતરી ચાલતી હોય ત્હોય કોઇ ઝુલતી ડાળે હિલોળતું પારેવડું, કોઇ ઉઘડતા પ્રભાતનું એક કૂમળું કિરણ, એની આંખ એક પલકારાની ફુરસદ લઇ જોઇ લેતાં ચૂકતી નહિ.

ક્યારેક એ વહેલી પરોઢિયે નીકળી પડી હોય અને તળાવના પાણીની સ્તબ્ધ સપાટી અરીસો બની ગઇ હોય, આજુબાજુ કોઈએ નહોય, ત્યારે એ સપાટીનો અરીસો બગાડતાં લખડીને દયા આવતી. એ અરીસામાં પોતાનું પ્રતિબિંબ જોતાં જોતાં એનું હૃદય ધબકારના બે ચાર ગડથલિયાં ખાઈ જતું; ત્યારે લખડી સૃષ્ટિની શોભા અને વાતાવરણનું મૂક સંગીત બદલાઇ ગએલાં અનુભવતી.

પણ એ અનુભવ તે કેટલી વાર !

એ આહ્‌લાદ અનુભવતા, ગડથલિયાં ખાતા હૃદય પર જીવનની ગણતરી સ્વાર થઈ બેસતી અને ફટકા લગાવતી ત્યારે લખડી જરાવારમાં બધું ભૂલી જઇ, જળની સ્થિર અને સ્તબ્ધ સપાટીને બગાડી નાખતી. અને 'બુદ બુદ' કરતી પાણીની ગાગર ભરાતી ભરાતી હસી પડતી એની સાથે લખડી અને મજુરી કરતું સમસ્ત જગત હસી ઉઠતું.

એ હાસ્યની કરુણતા લખડીએ હજી ઓળખી નહોતી.

ગામને ઘેર પાણીનાં બેડાં પહોંચાડીને લખડી થાકતી ત્યારે એના ઘરમાં માટલાનું તળિયું આવી રહેતું. એને આળસ ચડતું. 'બા, આજે આટલા પાણીથી ચલાવી લે ને !' કહેતાં ઉધરસ ખાતી વૃધ્ધ બની બેઠેલી માની બાજુમાં વ્હાલ કરતી ધબ દઈને એ બેસી જતી-સૂઈ જતી. તોય ઘાયું કામ બાકી રહેતું—કોઇને ઘેર વાસીદુ, કોઇનાં કપડાં, કોઇનાં વાસણ !

જીવનમાં કેટલો બધો ઢસરડો !

પણ, લખડીના અંગમાં તાકાત આવી અને એના દિલમાં સમજ આવી ત્યારથી જ એ મજુરી, એ ત્રાસ અને એ થાક સાવ સામાન્ય થઈ પડયાં હતાં. એટલાં બધાં સામાન્ય કે એનો ડંખ જતો રહેતાં એણે સમય અને કામની સ્વાભાવિકત સ્વીકારી લીધી હતી.

એટલે લખડી પોતાની મજૂરી કરવાની તાકાતમાં, જુવાનીના ઉભરામાં અને 'મને તો બા માથું ઓળવાની ક્યાં ફુરસદ છે?' એવા અભિમાનમાં મસ્ત હતી.

એના આવા વ્યક્તિત્વે એનામાં થોડી હિંમત પૂરી હતી, થોડી એને દૃઢ નિશ્ચયી બનાવી હતી. અને એ થોડી બિનપરવાહ અને અવિચારી ય હતી. બાકી તો જીવનના અંધારાં અજવાળાં હજી ભવિષ્યના ગર્ભમાં આકાર લઈ રહ્યાં હતાં.

લખડીમાં એ આદત હજી નહોતી પડી કે ભૂતકાળ તરફ મોઢું ફેરવીને એ જુએ, કે ભવિષ્યના ભીતરમાં નજર ફેંકવા ઉત્કંઠા સેવે. લખડી જેટલી સુંદર, જેટલી ઘાટિલી એટલી જ વાસ્તવિક અને ક્યારેક કર્કશ હતી.

બપોરના એ બધાને ખીચડી પીરસવા બેસતી ત્યારે એને એ ખબર હતી કે બધા જણાએ આટલી ખીચડીમાંથી જેટલું ભરાય એટલું પેટ ભરવાનું છે. એ જેટલી ખીચડી આપે એટલી જ; કોઈને વધારે માગવાનો અધિકાર નહોતો. એક એના મોટાભાઈ સિવાય કોઇની વધારે માગવાની હિંમત યે નહોતી.

પણ લખડી બહુ સિફતથી કામ લેતી. એનો બાપ જમવા બેસતો ત્યારે જાણી જોઈને એ ખીચડીના માટીના હાંડલાનું મોઢું એની તરફ ફેરવતી. જરા જરા વારે મટકું મારતી બુઢ્ઢાની પાણી ખેરતી આંખો જરાવાર સ્થિર થઈ જતી, "મને આટલી બધી ખીચડી ન જોઈએ, લખડી, થોડી કાઢી લે!"

"તમને શું ખબર બાપા, રોજ રોજ હું તો પીરસું તમને, રોજ આટલી જ તો ખાઓ છો."

"પણ—"

"હવે માંડોને ખાવા, બહુ ડાહ્યા થતા."

એનો મોટો ભાઇ વિઠલ જમવા બેસતો ત્યારે અચૂક લખડી હસાહસ અને બોલા બોલ શરૂ કરતી. પણ એની નજર તો ભાઇની થાળીમાં હોય. એ...આ ખીચડી ખલાસ થઇ કે તરત જ પાણીનો લોટો હળવે લઇને થાળીની અડોઅડ મૂકી દેતી પૂછતી: "હેં વિઠલભાઈ, એ શંકર શેઠે લીધેલી ઓલી નવી ધોળી ઘોડી અસલ અરબ છે નહિ?"

"કઇ?" કહેતાં, વાતમાં અને વાતમાં વિઠલ થાળીમાં હાથ ધોઈ નાખતો. "ઓલી એ ઇસમાઈલ ટાંગામાં ચલાવે છે તે?"

"હા એ જ–" કહેતાં લખડી બગાસું ખાતી ઉઠતી. "હવે તમે જરા ફળીમાં ઓટલે જઈને બેસો; હું અને બા ખાઈ લઇએ."

પછી લખડી હાંડલામાંથી ઘસી ઘસીને ખીચડીને એક થાળીમાં ખાલી કરતી અને મા દીકરી એક જ થાળીમાં જમવા બેસતાં. એ છેલ્લા બાચકા પર સંતોષાતા બે જીવોનો સંબંધ ગજબનો હતો. બેમાંથી કોઇ કંઇ બોલતું નહિ. પણ બે હાથો જ્યારે ખીચડીનો પહેલો કોળિયો ઉપાડતા કે તરત જ એ સમજની ચુપચાપ આપ લે થઈ જતી કે આજે કોણે પેટભરીને ખાવું અને કોણે ભૂખ્યું રહેવું! એ નક્કી થઇ ગયા પછી એ બદલ બેમાંથી કોઈ લાગણીવશ ન બનતું; કોઇ એ પ્રસંગને ગૌરવભર્યું ગાંભિર્ય ન આપતું.

રોજ બ રોજ બનતી અને ખીલ્યે જતી જીવતા રહેવાની એ કળા હતી. અને લખડી એ કળામાં વિશારદ બન્યે જતી હતી.

પણ લખડીના ઘરને ચીતરવા બેસીએ તો આવું કંઈક ચિત્ર ઉતરે—

એક બુઢો બે પગે લંગડો બાપ. જેના સ્વભાવમાં જંગબારી મરચાંની તીખાશ હતી એવી હંમેશ ખોં ખોં કરતી પણ મજુરી કર્યે જતી અકાળ વૃદ્ધ બની બેઠેલી મા એક જુવાન સશક્ત આરીભરતનું કામ કરતો, પણ દિવસે કમાઇ રાત્રે દારૂના પ્યાલાઓમાં, સીગારેટના ધુમાડામાં બધું વેડફી નાખતો મોટોભાઇ. નીચે બે ખંડ, ઉપર એક મેડી, નાનું ફળી, લીંબડાનું ઝાડ, થોડાંક ઉંદર અને એક ગલુડિયું બાજુમાં શંકર શેઠનું મોટું મકાન, જરા દૂર નાનાં મોટાં મકાન જેવાં તેવાં માણુસ, એની પાછળ મંદિર, વચમાં સીનેમા અને પાછળ મશીદ અને એની ય પાછળ—બગાસું ખાતાં ખાતાં જ્યાં લખડીની આંખ ગુમાઇ જતી એવું રંગ અને મિજાજ બદલ્યે જતું આકાશ !

આવડા નાનકડા ચિત્રમાં જીવનનાં ગજબ નાટકો ભજવાઈ રહ્યાં હતાં. અહી ઉંદરો ચીંચીઆરી કરતા છતમાં દોડતા, ગલુડિયાં ભૂખથી રસ્તામાં મરી જતાં, મંદિરમાં આરતી અને મશીદમાં બાંગના મિશ્રિત અવાજે સ્હાંજની ઝાકળના ધૂળભર્યા વાદળમાં તોળાઈ રહેતા, અને સ્હાંજ મરી જતી ત્યારે છબી ઘરોમાંથી ઈશ્ક, મસ્તી, ભજન, શરાબ, સંત, વેશ્યા, સતી, સજ્જન અને દુર્જનનું અવનવું સંગીત લાઉડસ્પીકરને ખોખરૂં બનાવતું. રેડિયો અને છાપાં, સટ્ટા બજાર અને ગોદીપર દેશ પરદેશની લડાઇના પડછાયા પથરાઈ ગયા હતા. મોંઘવારી—ભયંકર મોંઘવારી, અછત, બેકારી, ગરીબી, દાદાગીરી, ભૂખમરો, લોહીનો વેપાર, ચોરી, લૂંટ નફાખોરી.........

"અહોહો !" લખડીની મા મેડીના ગોખમાં બેઠી બેઠી કપુરનાં પડીકાં વાળત, વાળતાં એની જબાનનાં મરચાં ઠાલવતી : "આ તે છોકરી છે કે નવાઇ ? મુઇ સાત વાગ્યા તોય હજી નથી આવી !"

ત્યાં લખડી અચૂક ક્યાંકથી આવી ચડતી.

"છે તે શું આવડું બધું ?" કહેતી ગુસ્સાનો એક છણકો કરી, ઓસરીને નાને ઓટલે માથા પરથી ટોપીઉં ઉતારી પછાડતી. બીજી પળે એક તીરછી નજર, એક હાસ્ય સહિત બોલતી "લે આ બે પાટી ઘઉં, સવારના દળી નાખજે." અને તે મીંદડી જેવા પગલે રસોડામાં ઘુસી જતી.

ઘરમાં એ ક્યાં પણ હોય એની માની જીભે તાળું દેવાઇ જતું. નાસતી અને ભાગતી, સરતી અને લપસતી, લખડીની પાછળ એના બાપની ભીની ભીની અને વારે વારે મટકું મારતી આંખો ફર્યા કરતી. લખડી ખીચડી કમાવતી, ખીચડી રાંધતી અને ખીચડી પીરસતી !

"લખડી છે તો ખીચડી છે." એનો ભાઈ કોક દહાડે કહેતો : "લખડી પોતે ય ખીચડી જેવી છે—નહિ બા !"

"છાનો મર મુઆ વંઠેલ ક્યાંનો !"

વિઠલ ખરેખર વંઠેલજ હતો. રોજ રોજ દારૂ પીતો, બધા પૈસા ઉડાવીને પાછો ફરતો. એના બાપને એ દીઠો ગમતો નહિ. અને માને ગાળો ભાંડતાં એને શરમ આવતી નહિ. લીંબડાના ઝાડ નીચે એ ખાટલે પડયો પડયો ચારે બાજુ પાનની પીચકારી ફેંકતો અને સીગારેટ ફૂંક્યા કરતો. લખડી રોજ રોજ રાતના ઘરનું છેલું કામ ખતમ કરી વિઠલના પગ આગળ ખાટલા ઉપર બેસીને વાતો કરતી. વાતમાં કંઈ વજુદ ન હોય—કોઇની ટીખળ હોય,

કોઇની કુથલી હોય; કયારેક બળદોની, ઘોડાની, ઉંટની, ગલુડિયાંની વાતો હોય અને કયારેક બા અને બાપુના ચાળા અને મશ્કરી ! શંકર શેઠનો રેઢીઓ છેલ્લા ખબર બોલી બંધ પડી જતો. છબીધર છેલા શોની નજીવી કમાણી કરી હતાશ થઇ ચૂપ થઇ જાતું. આજુબાજુ જીવતાં માણસો અને પત્થરના દેવો પણ સૂઈ જતા તોય આ ભાઈ બ્હેન વાતોને વંટોળીએ ચડી જઇ એક બીજામાં ગુમાઈ જતાં. વિઠલ દારૂ પીતો અને પૈસા વેડફી નાખતો, એ બદલ લખડીને ગમે તેટલો અફસોસ દિલમાં થતો તોય એ હકિકત રૂઢી બની જઈ એની વિચિત્રતા નાશ પામી હતી. વિઠલ જેવો હતો, એવોજ લખડી એને ઓળખતી અને એવોજ એ એને ગમતો.

આ જીવન એમજ લાપરવાહ અને બેફામ દોડયે જતું હતું.

બિચારાં, મોજ અને આનંદને પણ જીવન જીવવાનું હોય છે. હાસ્યને જો મરવાનું નહિ તો ઉંઘવાનું તો હોય છેજ. લખડીના બરછટ વાળની લટ હઠીલી બનીને એની ઉંઘે ઘેરાતી આંખોને સતવાતી ત્યારે વાતની વચમાં એ ઉભી થઈ જતી, "લે મારાથી હવે નહિ બેસાય. બહુ ઉંઘ આવે છે" કહેતી જવાબની રાહ જોયા વગર લચકાતી લચકાતી ઓસરીમાં પેસી જતી. એને પેસી જતી જોતાં આકાશના સદા જાગૃત તારલાઓ એના પર મોહી પડતા......અને એક વધારે દિવસની જીંદગી જીવ્યાના નાટકનો એક પ્રવેશ પૂરો થતાં પડદો ઢળી પડતો.

બીજો દિવસ, અને 'આજે તો બહુ મોડું થયું છે' ની ધમાલ, ઉતાવળ, બીક, મજુરી, ત્રાસ અને ખીચડી. ખીચડી પીરસવા વખતની દિવસે દિવસે વધારે ના કે અને કટોકટી ભરી બનતી જતી એ પળ ! પાછી એજ સ્હાંજ, એજ ઉંદરોની ચીચીઆરી, ગલુડિયાંનો કકળાટ, એજ રાત, એજ ચુપકી, એજ ઉંઘ અને એજ મોહી પડવાનો ધંધો લઈ બેઠેલા આકાશના તારલાઓ. પ્રવેશ પૂરો, દોરી સંચાર અને પડદો !

રોજ ને રોજ એમ જ ફર્યે જતા એ ચક્રના દાંતાઓ ઘસાતા અને એટલા તો ઘસાઇ ગયા હતા. એ યંત્ર ખોટું થવાની અણી પર, એ વ્યવહાર તૂટી પડવાની તૈયારી કરતો હતો.

લડાઈ, અછત, મોંઘવારી, નફાખોરી, ગરીબી, ભૂખમરો, એક પછી એક બેશરમ બની હરોળબંધ આવી ઉભાં.

લખડીના કુટુંબમાં એ માટીના હાંડલામાંની ખીચડી દિવસે દિવસે ઓછી થવા માંડી. અને ખીચડી પીરસવાના સમયને સમાલતાં સમાલતાં લખડીને જે માનસિક શ્રમ વેઠવો પડતો એનાથી એ પસીનો પસીનો થઈ જતી. એનો ભાઇ જમવા બેસતો ત્યારે હવે શું થશે' ની બીકથી એ થથરતી. બાપ જમવા બેસતો ત્યારે એનું હૈયું ભરાઈ આવતું. અને મા ઉપર દયા આવતી. અને પોતાની તો શું વાત કરવી—કોની આગળ વાત કરવી ?

એનો ભાઇ સ્હાંજના વહેલો વળી આવતો અને ખાટલે બેઠો બેઠો મીંદડી જેમ ઉઘાડા દૂધના ટોપિયા તરફ જુએ એમ રસોડા તરફ મીટ માંડી બેસી રહેતો. ખીચડીનુ હાંડલું ચૂલે ચડે કે તરતજ લખડીનો બાપ મેડીના ગોખ આગળથી ઘસડાતો ઘસડાતો દાદરની કિનાર આગળ બેસી રહેતો. અને એના લંગડા પગને નીચે લટકતો રાખી લખડીને પોતાની હાજરીની જાણ કરતો. અંધારાં વચ્ચે લખડીની માની આંખ આડે લાલ 'પીળાં કુંડાળાં વળે એટલે કપુરનાં પડીકાં વાળવાં બંધ કરી એ ઉધરસ ખાવા મંડે. એ

ઉધરસ ન ખાતી હોય ત્યારે જરૂર કંઈનું કંઇ બબડતી હોય જ. 'મુઉં' આજે તો પેટમાં ગોટા વળે છે.' અથવા 'પેટ ક્યાં પાતાળે જઇને બેઠું.'

એક લખડી જ કશું બોલતી નહિ. પણ બધું જ સમજતી. સમજતી એટલે મિજાજ ગુમાવતી નહિ. અને એ અંદરની અંદર ચીમળાયા મુંઝાયા કરતી.

એ ખીચડીના હાંડલાની આજુબાજુ ફર્યા કરતી. અને બેઠી હોય ત્યારે એ હાંડલાની નીચે બળતા ભડકા તરફ તાકીને અજાણપણે ચીપિયાથી ભોંય ખોદતી રહેતી.

ખીચડી પૂરતું એનું મહત્ત્વ હતું. અને એ મહત્ત્વ મોટામાં મોટું હતું. એટલે બધાજ એની તરફ જોતા; અને એની ઉપર કતરાતા.

વેગ—અતિ વેગથી ધસ્યા જતા કાળના ક્રમને કોઇની કશાની પરવાહ નહોતી.

એક દહાડો ન બનવાનું બન્યું. સવારના પહોરમાં લખડી જ્યાં જ્યાં પાણી ભરી આવી ત્યાંથી ઉતર મળ્યો: "પૈસા બે દિવસ રહીને લઇ જજે, છુટા નથી." ક્યાંકથી ઉતર મળ્યો, "મોડી કેમ આવી ! અમે બીજી પાસેથી પાણી ભરાવી લીધું."

લખડી મુંઝાતી મુંઝાતી શંકર શેઠ પાસે ગઈ, "અરર, કોઇ દહાડો નહિ અને આજેજ ખીસ્સામાં એકે આનો નથી. અને ચાવી શેઠાણી પાસે વાડીએ છે" કહેતાં શંકર શેઠે પલંગના ગાદલા નીચેથી ચશ્મા શોધી કાઢયા અને લખડીને ધારી ધારી ને જોવા લાગ્યા.

"અલી એ છોડી......"

પણ લખડી કશું સાંભળવા ઉભી ન રહી.

શંકર શેઠની ડેલી બહાર નીકળતાં જ એનો ભાઈ સીટી વગાડતો, બીડી ફૂંકતો અને ગાયન લલાકરતો એને સામો મળ્યો: "અરે, તું હજી ફર્યા કરે છે? ખીચડી હજી ચૂલે નથી ચડાવી ?" એને તમાચો ઠોકી કાઢવાનું લખડીએ કેમે કરીને મુલતવી રાખ્યું.

"વિઠલ," લખડીએ કહ્યું, "મારૂં એક કામ કર." એણે પોતાના હાથ પર રહેલી રૂપાની બંગડીઓની છેલી જોડ ઉતારીને વિઠલના હાથમાં મૂકી. "આ વેચીને ખીચડી લઈ આવ, જોજે ઝટ આવજે" અને જતાં જતાં એના ભાઇનું કાંડું પકડીને એણે દાબ્યું. "જલદી આવજે હોં વિઠલ !"

એને ખાતરી હતી જ કે વિઠલ હમણાં જ આવશે એટલે એણે રસોડામાં જઈને રોજ બ રોજની ધાંધલ શરૂ કરી. લાકડાંનો ખખડાટ, વાસણોનો છછણાટ અને પાણીનાં બુદબુદિયાં ! ખીચડી તો હજી કોઈકની દુકાને હતી ! એણે બગાસું ખાતાં, આળસ મરડતાં અને ગીતો ગાતાં ઢીલ કરવી શરૂ કરી. ત્યાં તો મેડી ઉપર ગોખનું બારણું ખખડયુ અને થોડી વારમાં તો બે લંગડા પગો દાદરની બાજુમાં લટકી રહ્યા. લખડીએ એ જોયું. અને એ પણ એણે જોયું કે જે પગોમાં અત્યાર સુધી તાકાત નહોતી એ પગોમાંથી હવે પ્રાણ પણ ચાલ્યા જવાની ઉતાવળ કરતા હતા.

ત્યાં તો એના કાને એની માની ઉધરસ સંભળાઈ: "મુઆં વંઠેલ, પેટ ભરીને ખાવાનું એક એમને જ મળે છે" કહેતી કોઇક સાથે ઝગડતી એ પાણી પીવા રસોડામાં આવી. આવતાં વેંતજ એણે ખીચડીના હાંડલામાં ખાલી પાણી ઉકળતું જોયું. અને માથું ઓળવા બેસી ગએલી લખડીની આંખો સિફતથી એની નજર ચૂકવી ગઇ. પણ એની મા બધી ધીરજ ગુમાવી, નફટ બની એની સામે કમર ઉપર હાથ ટેકવીને ઉભી રહી. ડોળા કાઢી બોલી: "હં !"

લખડી એટલામાં જ બધું સમજી ગઇ.

એણે ઉત્તર આપ્યો, "વિઠલ લેવા ગયો છે—હમણાંજ આવશે." એની માએ લખડીના વાળ ઓળતાં અટકી પડેલા કંપતા હાથ જોયા—હાથમાં બંગડી ન જોઇ ત્યારે એના કમર પરથી હાથ હેઠા ઉતર્યા. અને બહાર નીકળી પડતા ડોળા પાછા અંદર પેસી ગયા. પણ લખડીના બાપે મેડી પરથી પૂછયું, "શું છે લખી—શું વાત છે ?" ત્યારે એની માથી પરાણે જબાનનાં તીર છુટી ગયાં.

"શું છે તે શું ?—કપાળ મારૂં ! તમે તમારે જોયા કરો રાહ સ્હાંજ સુધી !"

લખડીએ ચીપી ચીપીને માથું ઓળ્યું, ઘસી ઘસીને મોં ધોયું, નાહી પણ લીધું, ધોએલાં કપડાંની ઘડી કરી, ઘર આખાને ઝાડુ મારીને સાફ કર્યું. બપોર કયારના વીતી ગયા. લખડીને બીક લાગી કે હવે ખરેખર સ્હાંજ પડશે. અને વિઠલ તોય ન આવ્યો. "વિઠલ કયાં ગયો ?" એણે મનમાંજ સવાલ પૂછયો. ઉંડે ઉંડેથી ઉત્તર મળ્યો–સીગારેટના ધુમાડાએ આકાશને છાઇ દીધું. પાનની પીચકારીના લાલ રંગભર્યા સન્ધ્યાના રૂદન ગાતા મોઢામાંથી દારૂની બદબુ જગતનાં સુકુમાર ફૂલડાંને શરમાવી રહી.

લખડીના સદા હસતા મોઢા પરથી ખુમારીભરી સ્વસ્થતાની હવા ઉડી ગઇ. એ રડવાની અણીપર હતી; પણ એનાથી રડાય એમ નહોતું. એ આખી સવાર અને બપોર હાસ્યની વિયોગણ બની બેઠી હતી; પણ એનું આજે મિલન થાય એમ નહોતું. લખડીની તાકાત અને એની લાયકાત એના સ્વભાવની કસોટી પર ઘસાઈ રહ્યાં હતાં. આંસુનુ એક ટીપું 'આવુ, ન આવુ'ની મુંઝવણથી એની આંખને ખૂણે ખંચકાઇને ઉભું રહ્યું હતુ

ત્યાં એના બાપે એને બોલાવી:

"ઉપરતો આવ લખી !"

લખડી ફાંસીને માંચડે ચડતી હોય એમ ઉપર ચડી. એના બાપના લંગડા પગોની પાસે બેસી ગઈ—ફસડાઇ પડી !

"શું છે, બેટા ?"

"વિઠલ હજી નથી આવ્યો " લખડીએ કહ્યું અને એના સ્વભાવની કસોટી પર એની તાકાત અને લાયકાતનું સોનું પિત્તળ નીવડયું. એની આંખો છૂટથી આંસુ વહાવી રહી.

થોડી વાર સુધી બેમાંથી કોઇ કંઇ બોલ્યું નહિ.

દૂરથી છબીઘરમાંથી અવાજો આવવા લાગ્યા. શંકર શેઠની મેડીના રેડીઓમાં મિલિટરી બેન્ડ વાગવું શરૂ થયું. આકાશના અરીસામાં સંધ્યાની શણગાર સજવાની શરૂઆત થઇ ચૂકી હતી.

"લખડી મારી સામે બેસ" એના બાપે એને કહ્યું. એના નબળા આવાજે જરા જોર પકડયું: "તો આજે તું ખીચડી નજ કમાવી શકી?"

લખડી ફક્ત નીચું માથું કરીને બેસી રહી. બાપ બોલ્યો: "કાલ એવી નહિ ઉગે એની કોને ખબર છે ? અને આમે કેટલું મળે છે ? આમ કેટલા દહાડા ચલાવ્યા કરશું ?"

લખડી પોતે પોતાની જાતને એજ પ્રશ્ન પુછી રહી. જગતમાં ઘેર ઘેર આજે એજ પ્રશ્ન પુછાઇ રહ્યો હતો–"આમ કેટલા દહાડા ચલાવ્યા કરશું ?"

નીચે કૂતરાઓ ભસવા લાગ્યા. દૂર સામેની ગલીમાં હો હા શરૂ થઇ. કયાંક

કજીએ મંડાઈ ચૂકયો હતો. લખડીએ ગોખમાંથી બહાર જોયું.

"લખી," એનો બાપ કહે "મારા સામું જો." લખડીએ મોઢું ફેરવી એની સામે જોયું. બુઢાની ભરાતી, ખાલી થતી, અને મટકું મારે જતી આંખોમાં હજી એની એજ નિર્દય લાગણીહીનતા હતી. એણે લખી સામે, એના ઓળેલા બાલ સામે જોયું.

બુઢાનું મોઢું ખુલી ગયું. એની આંખો થંભી ગઇ. એ આંખો હળવે રહીને નીચે ઉતરી—લખડીની હાંફતી છાતી પર ફરી પાછી થંભી ગઈ. "લખી તારે હજી ય ખીચડી કમાવાની છે." એ આંખો હદ ઉપરાંત ભરાઈ જતાં, એક ઝડપનું મટકું મારી ગઈ. "તારા જેવીને ખીચડી કમાવી એ રમત વાત છે—બહુજ સહેલું છે, સમજી? સમજે છે?"

એક વાર તો લખડીનું અંગે અંગ ધ્રૂજી ગયું. એને આ વખતે કશાનું ભાન નહોતું. એના શરીરમાં ફેરફારો થઇ રહ્યા હતા એનો એને ઉંડે ઉંડે અનુભવ થવા લાગ્યો. લખડી નિઃસહાય કંપતી ધ્રૂજતી, લાલ લાલ થઈ જતી, નીચું માથું કરીને બેસી રહી.

"જે કંઈ—તારેજ કરવાનું છે" એના બાપે કહ્યું. જાણે કયારની, લખડીની ફાટેલી ઘાઘરી પર ખૂંચી ગયેલી એની નજર બસ નહોય એમ એના હાડકાનો હાથ ઉંચકાઇને લખડીના સાથળને અડી ગયો. ત્યારે લખડી જુવાનીને છાજે એવી લજ્જા, બીક અને શરમીંદાપણાથી ઝડપથી દૂર ફરી ગઇ. એનું બેભાનપણું ઉડી ગયું. અને સભાનતા-એ એના હૃદયને ફટકાઓ લગાવ્યા.

અને તે ચૂપચાપ ઉભી થઈ દાદરો ઉતરવા લાગી ત્યારે એના બાપે એને ફરી બોલાવીઃ

"લખી!"

"હજી—હવે શું છે?"

બુઢાની આંખો ઝડપથી ભરાવા અને એટલીજ ઝડપથી ખાલી થવા લાગી હતી. એના ગાલના આગળ પડતા હાડકાની બાજુ ભીની થઈ ગઇ હતી, "કંઇ નહિ, બેટા!"

લખડી નીચે તો ઉતરી ગઈ. પણ રસોડાની વચમાં પાણીનાં ભરેલાં ટોપિયાં અને માટલાં અને ખીચડીના ખાલી હાંડલા વચ્ચે ઉભી રહી. એને વિચાર કરવાની ટેવ નહોતી. પણ અત્યારે એ વિચારોના લશ્કરી ઘેરામાંથી છટકવાનો કોઇ રસ્તો નહોતો. એને રડવું નહોતું જ—એની એ તાકાત હતી. પણ હાસ્ય કયાં છુપાઈ ગયું હતું? એ હાસ્ય જે લખડીને લખડી તરીકે આલેખાવતું?

એનું ભાન પાછું આવતાં એની નજર ખીચડીના હાંડલા પર પડી. એણે નિશ્ચય રી લીધો. એના શરીરના સ્નાયુઓએ તંગ બની જઈ એને સુંદર બનાવી દીધી. લખડી બહાર નીકળી પડી—ખીચડી કમાવા!

એ વખતે સંધ્યા શણગાર સજીને ટહેલી રહી હતી. હળવો, ગુલાબી અને માદક પવન વહાવો શરૂ થયો હતો. ઝીણી ધૂળ ઉડી રહી હતી. અને પોતાના ફાટેલાં કપડાં નીચે હજીએ સિફતથી ઢાંકેલી જુવાની બહાર ડોકાતી હતી. એણે ચાલ્યા કર્યું—જ્યાં એના પગ એને લઈ ગયા ત્યાં...અને એના પગ એને ગામ બહાર પનઘટ પર જ લઇ ગયા. તળાવની સુંદર કિનાર, વડલો, આંબલી, પીપળો અને કેસુડાનું એક ઝાડ! રોજ શણગારાતી અને રોજ મૃત્યુથી ધન્ય બનતી સંધ્યા! તળાવનાં મુગ્ધ અને સ્તબ્ધ વારિ!

લખડીએ તળાવના કિનારાના સળીઆ ઉપર કોણીઓ ટેકવી ને પોતાની નજરને સંધ્યાના સૌન્દર્યમાં ગુમાવા દીધી. જીવનમાં પહેલી જ વાર એને દુનિયાએ વિચારતી કરી. અને એ અનુભવ એને માટે નવો અને અણગમતો હતો. એ એટલી તો હજી ભોળી અને નિર્દોષ હતી કે અણગમતા વિચારોમાંથી છટકવાનું ય એને આવડતું નહોતું.

એટલે સહજ ઉંડે અને ઉંડે ધકેલાતી જતી પોતાની જાતને એણે સહેલાઇથી સરવા દીધી. બેભાનપણું મૂઢતાની હદ સુધી પહોંચી ગયું. લખડી ઉંડી અને ઉંડી સરકવા લાગી. એ ઉંડાણ ઉપર નવા બનાવોનું ઢાંકણ દેવાઈ જતાં નવી લખડીનો જન્મ થવો બાકી હતો. હાયરે ! આજની મરી જતી સંધ્યા સાથે જુની લખડીનું મોત સરજાઇ રહ્યું હતું.

નવા જન્મની દુઃખદ ક્રિયામાંથી પસાર થતી લખડીના મોઢા પર હજી એના જુના હાસ્યની રેખાઓ ચડી બેઠી હતી. એની ઉપર રાત્રિનાં અંધારાં બાવળીનાં ફરી વળ્યાં.

લખડી પાછી ફરી. ઘરભણી ઢાલાં પગલાં એ ભરી રહી. ' પણ ખીચડી–ખીચડીનું શું ?' એ વિચાર આવતાં જ એની ગતિ થંભી ગઇ. એના પગ અટકી ગયા. અને હાથ અધર તોળાઇ રહ્યા. ઉંડેથી એણે પોતાની જાતને ઉપર ખેંચી લાવવા પ્રયત્ન કરી જોયો, પણ ફોગટ. ત્યાં 'ટપ' દઇને ઉપર શંકર શેઠની મેડીની લાઈટ ઝબકી ઉઠી. એના અજવાળા નીચે લખડીનું મુંઝવણનું શિલ્પ શોભી રહ્યું.

"એ છોડી—લખડી, ઉપર આવ જોઉં !" શંકર શેઠે બૂમ મારી.

લખડી એવીજ બેભાનતાથી ધડધડ દાદાર ચડી ગઈ. એને કશાનો વિચાર ન આવ્યો. એ ફક્ત પોતાની મુંઝવણમાંથી ભાગી છૂટવા, એક ભાવમાંથી બીજા ભાવમાં સરી પડવા શંકર શેઠની બોલાવી ઉપર ચડી ગઈ. "આજે–શેઠાણીય નથી અને આજે કરશન પણ આવ્યો નથી. બાળાં નોકર છે કંઇ ? લખડી, આટલું કામ કર, વાસીદું કાઢી નાખ."

લખડીએ ખૂણામાં પડેલી સાવરણી ઝડપથી, એકે શબ્દ બોલ્યા વગર ઉપાડી. "ના ના !" શંકર શેઠે કહ્યું. આ દરમિયાન એણે આંખે ચશ્મા ચઢાવી લીધાં હતાં: "બધે નહિ, એક મેડી જ સાફ કરજે. જોજે પલંગ પર સફાઈથી ચાદર પાથરજે."

લખડી મેડીએ ગઈ અને બત્તી કરી. હજી વાસીદું કાઢવા હેઠે બેસે છે ત્યાં એના શરીર આખામાં ઝણઝણાટી ફરી વળી. એના હૃદયે થડકતાં થડકતાં એક ભયંકર ગુલાંટ ખાધી. લખડીએ બેબાકળી બની જઇ હથેલીએથી જમીન પર ટેકો લીધો.

"કાં ?" શેઠ તરતજ એની પાછળ આવ્યા. "અરે આ શું ?" કહેતાં એમણે લખડીની ફાટેલી ઘાઘરીમાં આંગળી ભેરવી વધારે ફાડી.

લખડી ભયંકર ઝડપથી ઉભી થઇ ગઈ. એના હાથમાંથી સાવરણી પડી ગઈ. એની આંખો ફાટી ગઇ. એણે હાથ પહોળા કરી ભીંતનો ટેકો લેવાનું કર્યું, ત્યાં તો 'ટપ' દઇને બતી ઓલવાઇ ગઇ. 'હાશ,' લખડીના મનમાંથી અવાજ આવ્યો 'કેવું સરસ અંધારૂં ?'

જેમ દરેક સ્ત્રીના તેમ લખડીના જીવનમાં આ પ્રસંગ પ્રથમ વાર આવ્યો હતો. એણે પોતાની જાતને એ પ્રસંગની મધુરતામાં તણાવા દીધી. આખરે એ સ્ત્રી હતી–જુવાન અને તંદુરસ્ત ! દુનિયાએ એને બચપણથી જ એવા દસરડામાં રોકી રાખી હતી કે સારૂં નરસું, નીતિ અનીતિ કે ધર્મ અધર્મના ખ્યાલો બાંધવાની

એને હજી ફુરસદ મળી નહોતી. અત્યાર સુધી એને પોતાના જીવનની એક જ ઉપયોગિતાનો ખ્યાલ હતો—ખીચડી કમાઉં, ખીચડી રાંધું અને ખીચડી પીરસું! આજે એને સ્ત્રી હોવાનું, સુંદર અને જુવાન હોવાનું આહ્લાદજનક ભાન થયું. જીવનમાં પહેલી જ વાર એણે પુરૂષનો સ્પર્શ અનુભવ્યો. એણે જીવન ધન્ય માન્યું હોત! પણ બીજીજ પળે એને ખીચડીનું ભાન થયું. એ દાદર નીચે લટકતા બે લંગડા પગો, એ ધીમી તાલ બદ્ધ અને ખોખરી વાગતી એની માની ખાંસીની ઘુઘરીઓ, એના ભાઈના સીગારેટના ધુમાડા અને દારૂની બદબુ, એ બિલાડી, ગલુડિયું, આંગણું, લીંબડો–એનું એજ ચિત્ર!

એના તંગ બનેલા સ્નાયુઓમાં શિથિલતા આવી ગઇ. 'હાય ખીચડી!' એના મનમાંથી એક નિઃશ્વાસ નીકળી ગયો. અને જીવનનો એ પ્રથમ પ્રસંગ ખીચડીના એ ધગધગતા હાંડલામાં રુંધાઈ ગયો. મીઠી ઝણઝણાટી ઉડી ગઇ. લખડીને લાગ્યું કે એ પલંગ એક મોટું હાંડલું હતું, અને પોતે મહીં ખીચડી બની રંધાઇ રહી હતી. "લખડી પોતેય ખીચડી જેવી છે–નહિ બા?" એના ભાઇના શબ્દોનો એના કાને પ્રતિઘોષ પડયો. લખડીથી હવે વધારે સહેવાય એમ નહોતું. એણે જોરથી, બહુ જોરથી અને છુટથી રડી દીધું. અને લાત મારીને શંકર શેઠને હેઠા પાડયા.

"અરે, પણ તું આ શું કરવા બેઠી છે?" ટપ દઇને ફરી બત્તી થઇ. લખડીએ ઝડપથી ચાદરમાં શરીર વીંટી લીધું. એનું રૂદન પણ અંધારાની હુંફ ન પામ્યું. અજવાળાએ એને ગુંગળાવી દીધું. ધીમાં અને હળવાં ડસકાં ખાતી ખાતી એ પડી રહી.

સંધ્યા મરી ગઈ. રાત જામી પડી. એના અંધારાં અજવાળાં, અવાજ અને મૌન ગોઠવાઇ ગયાં. રોજની રાત જેવી આજની રાત! લખડી હતી તોય શું અને ન હતી તોય શું?

લખડી પાછી ફરી ત્યારે એનો બાપ રસોડામાં પાટલે ચડી બેઠો હતો. એની માની ખાંસી સુકાઇ ગઈ હતી. મીંદડી છુટથી રસોડામાં ફરતી હતી. લખડી રસોડામાં પેઠી કે તરતજ બધાએ એની તરફ જોયું. મીંદડી ઘુરકવા લાગી. ગલુડિયું ય બીક છોડીને પૂંછડી હલાવતું અંદર આવી ઉભું.

લખડી સુંદર—વધારે સુંદર બની હતી! એ ફાટેલી ઘાઘરી, મેલી ઓઢણી અને ગંધાતું પોલકું કયાં ય નહોતાં. છાપેલી ઘાઘરી ઉપર એણે નવી નકોર સાડી પહેરી હતી. અને પોલકાના 'કટ'માં શેઠાણીની શોભા, વ્યંગ અને તુમાખી હતાં. એણે આવતાંની સાથેજ પોતાના હાથમાંની મીઠાઇની બે ટોપલીઓને જમીન પર પડવા દીધી. બિલાડીએ તરતજ એના ઉપર તરાપ મારી એની પાછળ એના બાપે વાટકાનો છુટો ઘા કર્યો.

એ એક પળ હતી કે જ્યારે બધાજ કશું બોલવા ઈચ્છતા પણ કંઈ બોલી શકયા નહિ. મૌન અને શાન્તિની એ ઘડી અવાજ અને ગતિ કરતાંય વધારે ભયંકર હતી.

લખડીએ ધીમે રહીને આડી વળી ગએલી મીઠાઇની ટોપલીને ઠીક કરી. અને પછી પોતાનાં લુગડાં મેલાં થશે એની જરાય દરકાર કર્યા વગર રસોડાના બારણા પર ટેકાતી ત્યાં જ ધૂળમાં બેસી ગઇ.

લખડીના બાપે નીચા નમીને મીઠાઇની ટોપલી પોતાની પાસે સેરવી લીધી. અને ઉપરનો કાગળ ફાડીને અંદર જોયું. એની માનું ભૂખ્યું પેટ એની આંખમાં આવી બેઠું.

લખડીને એક પળ માટે આ વ્યકિતઓ ઉપર, આ ઘર ઉપર અને...અને...આ

બધી જ સજાવટ ઉપર ભયંકર અણગમો આવી ગયો.

"પીરસને" એના બાપે કહ્યું.

લખડી ન સાંભળ્યું કરીને, હઠીલી બનીને બેસી રહી.

લીંબડામાં પવનની એક ધ્રુજારી આવી ગઇ. અને તારલાઓ વારા ફરતી ડોકિયું કરી ગયા.

"લખી, સાંભળ્યું કે બેટા ?"

" હા સાંભળ્યું " લખડીએ એમજ પડયે પડયે જવાબ આપ્યો. નતો એનું માથું હાલ્યું, ન તો એની આંખોએ મટકું માર્યું. "હવે મારે પીરસવાની શી જરૂર છે ? બધાજ જમો પેટ ભરીને. વધે એ કૂતરાને આપી દેજો. કાલે એવું ને એવું, એટલું જ-જોઇએ તો એના કરતાં ય વધારે ખાવાનું મળશે " કહેતાં એ ઝડપથી ટટ્ટાર થઇ ગઇ. અને નિશ્ચયથી માથું ફેરવીને એણે બાપ તરફ જોયું. આંખોનો એ તિરસ્કાર ક્ષણિક હતો.

એ દોડતી બહાર નીકળી ગઈ અને લીંબડા નીચે ભાઇના ખાટલા ઉપર જઇ પડી.

ઉપર કેટલું મોટું ભવ્ય અને ઝગઝગતું આકાશ ! બાજુમાં ઝુલતો, ગાતો અને પંપાળતો લીંબડો !

જીવનમાં એટલી જ મોકળાશ, ભવ્યતા, અને ઉદારતા નજ આવી શકે શું ? સભાન એ પ્રશ્ન પૂછવાની લખડીમાં આવડત ન હતી. પણ ઉંડે ઉંડેથી એને એજ પ્રશ્ન પુછાઇ રહ્યો હતો. એ સમજતી ન હતી એટલે અકળાતી અને મુંઝાતી હતી. 'એ ડંખ, એ તિરસ્કાર, એ દુઃખ બિનજરૂરી છે, લખી ?' પણ એ અવાજમાં તાકાત નહોતી કે લખડીની સભાનતા સુધી પહોંચી શકે. ગઇ કાલની લખડી આજની દર્દભરી યાદ બની જવાની અણી પર આવી ઉભી હતી.

"ચાલ, લખડી જમી લઇએ." એની માએ એને હાથ પકડીને ઉઠાડી ત્યારે આળસથી આનાકાની કરતી એ ઉઠી અને રસોડામાં જઇ બેઠી. એની માને એણે એકજ થાળીમાં પીરસતી જોઈ એ કશું બોલતાં બોલતાં રહી ગઇ. અને પહેલાંની જેમ બન્ને સ્ત્રીઓએ એકી સાથે કોળિયો ઉપાડયો; પણ એની પાછળ એ સમજની હવે જરૂર નહોતી. એ બન્ને હાથો ભોંઠા પડયા. એ રૂઢીની હવે શું જરૂર હતી ?

"મને નથી ભૂખ, મારે નથી ખાવું." કહેતી જેમ તેમ કરીને એક કોળિયો ગળે ઉતારી રડતી રડતી લખડી ઉઠી ગઇ.

મોડી રાતે એનો ભાઈ વિઠલ ચિકાર દારૂ પીને પાછો ફર્યો. લખડી દોડતી એની પાસે ગઇ અને ખાટલા ઉપરજ એની પાસે મીઠાઈની થાળી ધરી.

"અરે વાહ !—આ, આજે શું ?—આજે આ કુકડીએ સોનાનું ઈંડું મૂકયું કે શું ?"

"જો મુઓ વંઠેલ !" કહેતાં આજના આખા દિવસમાં લખડી પહેલી વાર હસી. એને હસતી સાંભળી મેડા ઉપર એના બાપનું મોઢું પણ થોડું હસી ગયું. એણે માથે ચાદર ઓઢી લીધી.

જાણે કશું બન્યું ન હોય એમ એ ભાઈ બહેન પાછા હંમેશાની જેમ વાતોને વંટોળીએ સ્વાર બન્યા. અને રાત ઝડપથી વીતવા લાગી. અરધી રાત પછી લખડી

રસોડે જઇ સુવા માટે પથારી પર પડી.

થોડા કલાકો પહેલાના એ અનુભવોના ટુકડાઓને ભેગા કરતાં, વ્યવસ્થિત રીતે ગોઠવતાં લખડી ઉશ્કેરાઇ, ડુભાઇ ગઇ. જાગૃત અવસ્થાની, રસોડામાંની એની એક આંગળ જાડી પથારી એને હવે ખૂંચતી હતી. અને બેભાન અવસ્થાની એ પલંગની યાદ એને ખીચડી બનાવીને રાંધી રહી હતી. તોય લખડી એમજ ઉઘાડી આંખે, સ્વપ્નાં જોતી, ક્યારેક ભૂતમાં ક્યારેક ભવિષ્યમાં અથડાતી કુટાતી વર્તમાન સર્જી રહી હતી. એણે પોતાની જાતને જેમ ફાવે તેમ વહેવા દીધી. એને રડવું હતું ત્યારે એ રડી; એને છાનું રહેવું ગમ્યું ત્યારે એ છાની રહી; અને વચવચમાં એની આંખોની કીકીઓ પૂર્ણ વિકસી જઈ પોતાની જાતને અવકાશમાં ગુમાવા દીધી.

અને તારા, પવન, ધૂળ, અવાજ મૌન જાગતાં અને સૂતાં હ્રદયોના વિવિધ ધબકારાઓ ભરી રાતની આગે કદમ ચાલુ રહી.

લખડીની એકની એક અને અજોડ રાત મૃત્યુ પામી. સાથે ખીચડી પીરસતી લખડી પર ઢાંકણુ દેવાઈ ગયું.

બીજી સવારની લખડી આળસ મરડીને ઉઠી—ઉઠતાં વેંતજ નાનકડા ગંદા તકીઆને લાત મારી હસી પડી. એ હાસ્યમાં નવીનતા, કુનેહ એને નફટાઈ હતાં.

એ દિવસ પણ વીતી ગયો, અઠવાડિયું ચાલ્યું ગયું—મહિનો પૂરો થયો !

લખડી હવે બરબજારમાં નીકળી પડતી. એના હાથ, પગ, કમર અને ડોક તાલબદ્ધ વળાંક લેતાં. એનાં કપડાં ફાવે તેમ ઉડતાં, લહેરાતાં એની જુવાનીને ઢાંકવાને બહાને સૂચન વહેતાં મૂકતાં. ડગલે અને પગલે, એ કારણ અને કારણ વગર હાસ્ય જન્માવતી અને કૂદાવતી વીજળી જેવી પસાર થઈ જતી. એ જ્યાંથી હાજરી આપીને ઉડી જતી એ જગતનો ખૂણો ઠાલાપણાની ભાવના અનુભવતાં મૂઢ બની જતો. એ લખડી હતી—એ લખડીની મોહીની હતી.

એક મોડી રાતે લખડીને ઘેર પોલીસની પાર્ટી આવી ચઢી. ફોજદાર એના બાપનો જુનો ઓળખીતો હતો.

"કાકા તમે ?" લખડીએ પૂછ્યું.

"શું કરું બહેન ! વિઠલે દારૂના પીઠામાં ધાંધલ કરી, કોઇકને જીવલેણ ઝખમી કર્યો છે." કહેતાં એણે ચારે કોર નજર ફેરવી.

"ક્યાં છે એ ?"

"એ પડયો મુઓ, લીંબડા નીચે ખાટલા પર" એની માએ ઉધરસ ખાતાં ખાતાં કહી દીધું.

"વિઠલ !" ફોજદારે એનો હાથ પકડીને ઉઠાડયો.

"હટ !"

"વિઠલ"

"કોણ ?—ક...કાકા તમે ? તમે મને..."

"હા, હવે ડાહ્યો થઈને આ તને લઈ જાય ત્યાં જા—જા મારો ભાઇ !"

"લઇ જાઓ, આ મુઆ વંઠેલ,'' અકળાઇને એની માએ બળાપો કાઢયો, ''હલકટ, મુઓ બાયલો, બહેનની કમાણી પર..."

"બા," એમ બૂમ મારી, સળીઆ પકડીને બારી પર બેસી રહેલી લખડી નીચે

ફૂટી પડી, બોલી : "શું બકે છે તું ?"

જરાવાર લખડીની આંખોના આકાશ આડે ધુમ્મસનાં વાદળ વેરાઈ ગયાં. પરાણે ખેંચાઈ જતા વિઠલના ઢસડાવાનો અવાજ દૂર દૂર ઓસરી ગયો ત્યારે લખડીની ઓસરીમાં ભયજનક ચૂપકી છવાઈ ગઇ. એની માની ઉધરસ પણ મરી ગઇ. કોઈને કશું સૂજતું નહોતું. અને બોલવાનું ય શું બાકી હતું ?"

ફોજદારે મુંઝવણભર્યું મૌન તોડયું, "કેમ છે તબિયત નથુભાઇ ? તમારા પગ તો હવે ગયા જ !"

લખડીના બાપની આંખો એમજ ભરાતી ઢલવાતી અને મટકું માર્યાં કરતી હતી. એનું ધ્યાન કોણ જાણે કયાં હશે, એણે સાંભળ્યું કે ન સાંભળ્યું હશે ? એના હોઠ કંઇક બોલતાં પહેલાં વિચિત્ર રીતે ફરકી ગયા. એણે ખોખરા અવાજે સામે પુછ્યું:

"ફોજદાર સાહેબ, આ લડાઇનો કયારે આરો આવશે ?"

# જોડો

રમેશ સંઘવી

આયે ય માગસર મહિનો દુહરીબાટ માટે માઠો જતો. ઓસ પાકના ચોખા ચવાઈ જતા અને અમન પાકને મહિના એકની વાર હતી. કિસાનો વેપારીઓ પાસેથી ઉધાર લેતા, ખેતમજૂરો પેટ પર પાટા બાંધી ચલાવી લેતા અને કારીગરો મહા મહિનાનાં સ્વપ્નાંઓ દેખી દિવસરાત વીતાવતા.

એ દિવસોમાં હિમાલયનું સૌંદર્ય વિકસી ઉઠતું. બરફ મઢયાં શિખરો પર સૌંદર્યના ઓઘ વહેતા ને સૂર્યોદય તથા સૂર્યાસ્ત વેળા ઉષા અને સંધ્યા એના પર રંગના ઘડુલા ઢોળી દેતી. ધીરે ધીરે વાયુરાજ એ શિખરોની ટોચ પરથી તળેટી તરફ પધારતા ને કેડ સમી આવેલી ડાંગરને રમાડતા રમાડતા મેદાનોમાં ઘૂમી વળતા.

ત્યારે તો એ વાયુને માથે શાપની ઝડી જ થતી. કારણ, કપડાં વિનાનાં શરીર પર એ હિમ વાયુ ઠંડા ડામ દેતો, ને કાળી વેદના પમાડતો........

આ તો સાદી વાત થઈ. વરસોથી એમ થયા કરતું, દાયકાઓની એ કહાણી છે.

પણ આ વરસે વાત નોંખી હતી.

ખેતરોમાં ડાંગર કેડ સમાણી જ હતી, ને એના પાકતા મોલની સુગંધ એવી જ ઉન્માદક હતી. હિમાલયના શિખરોનું સૌંદર્ય પણ એવું જ અનુપમ હતું, ને ઠંડો વાયુ પણ એ જ વર્ષો જુની [illegible] મેદાનોમાં ઉતરી આવ્યો હતો.

માગસર મહિને [illegible] હસી ઉઠી હતી. પણ માનવ જીવન થીજી ગયું હતું, એની ઉષ્મા મરી ગઇ હતી. ડાંગરનાં ડૂંડવાં હલાવતો વાયુ વા'તો હતો, પણ માનવીની નાડીના ધબકાર ધીમા બન્યા હતા.

ને એવા માગશર મહિનાની સવારે મારે બહાર જવું પડે તેમ હતું. બહાર જવાની અતિશય જરૂર હતી કારણ મારો જોડો—કમબખ્ત જોડો ફાટી ગયો હતો. જમણા પગના જોડાની સોલ માંડ માંડ વળગી રહી હતી. જરા વધુ વખત થાય તો એ નોંખી પડી જાય તેમ હતી. એને સંધાવવાની ઘણી જ જરૂર હતી.

શરીર પર ફાટી તૂટી શાલ લગાડી હું ઘર બહાર નીકળ્યો. જોડાને સાચવતો હું ધીમે ધીમે ચાલતો હતો; પણ શિયાળુ પવન મને પાછળ ધકેલતો હતો.

શેરીઓ સૂની જ હતી. ઠેક ઠેકાણે તૂટી ગયેલ ભીંતોડાઓની માટીના ઢગલા પડ્યા હતા. સવારના વાયરે એમાંથી થોડી માટી ઉડી આંખે વળગતી હતી. એકાદ ઢગલે એક ગલુડિયું લોટતું હતું.

ગામની ચોતરે આવેલી હોટેલ પર તાવડીવાજું બંધ હતું: લોકોની રોજની રણુક બંધ હતી. બાંકડા પર ગરમ ઓવરકોટ પહેરી માત્ર એક બે સિપાહી બેઠા હતા, ને કોઇ એક અજાણ્યો માણસ એમની સાથે કશી ગુફ્તેગો કરી રહ્યો હતો.

સૂ–સૂ–સૂ કરતો પવન આવી હોટેલનાં ખપાટિયાં સાથે અથડાતો હતો, ને અંદર બેઠેલો માલિક ગ્લાનિભર્યાં નયને એ ખપાટિયાં સામે જોઇ રહ્યો હતો. ધીખતો વકરો આજે પખવાડિયું થયાં થીજી ગયો હતો.

શેરીના દેહ પર કદમ બઢાવતો હું આગળ ચાલ્યો. મારે મોચીવાડામાં જવું હતું.

મારા પગનાં જોડા હવે તૂટી ગયા હતા. નીચલા સોલ અને પગની વચ્ચે માટીનો થર બાઝવા લાગ્યો હતો. વખતે વખતે શેરી પરના કાંકરા પગના તળિયામાં ભોંકાતા હતા. થોડી વારે હું મોચીવાડામાં પહોંચ્યો. આખાય વાડા પર સ્મશાનની શાંતિ છવાઈ હતી. ક્યાંય પ્રાણુ સંચાર થતો નહોતો. તૂટતાં ભીંતોડાં જમીન સાથે લઢવા અધીર બન્યા હોય તેમ વાંકા ઝૂકી રહ્યા હતા.

પણ હું તો મારા જુના મોચીના ઘર તરફ વળ્યો.

ઘર સુનમુન હતું. ક્યાં કશો રવ નહોતો. ઘરનાં કમાડ ઉઘાડાં હતાં. મેં અંદર નજર કરી તો કોઈ હતું નહિ, ઘરમાં કશી ચીજ પણ રહી નહોતી.

મોચીનું આખું કુટુંબ શહેરભણી જતું રહ્યું હતું. દુકાળના પંજામાં પહેલાં તો કારીગર વર્ગ પકડાયો હતો. છએક મહિના પહેલાં ગામડે પોષણ નહિ મળવાથી એ, એની વહુ તથા બે બાળકને લઇ, શહેર ભણી જતો રહ્યો હતો, એ વાત મને પાછળથી જાણુવા મળી.

મોચી માને એકલી પાછળ મૂકી ગયો હતો. શહેરની વાટ વિકટ હતી ને ડોશીની તો ઉમર થઇ હતી. એનાથી કષ્ટ વેઠાય તેમ નહોતું, ને બટકું રોટલો મળે તેમાં ભાગ પડાવવા કરતાં મા ભગવાનને ઘેર પહોંચી જાય તે જ વધારે સારૂં હતું; ને તેથી જ રાતે ડોસીને ઉંઘતી છોડી બધા જતાં રહ્યા હતા. અને ત્યારે પેટમાં કેટલાય દિવસની ભૂખવાળી ઉંઘ વિનાની ડોશીએ રામને સ્મર્યાં હતા.

"ભગવાન હવે બોલાવી લે."

અને, ડોસીની સાથે તેઓ એક બાળકને પણ છોડી ગયા હતા. મોચીનો નાન-કડો દીકરો એક સાંજરે લંગરખાને ગયો હતો. ને બીજે દિવસે એ ઘેર પાછો આવ્યો નહોતો. છેક ત્રીજા દિવસની સવાર સુધી એની વાટ જોઈ, પણ નિષ્ફળ! એ ય

શહેર ભેગો થઇ ગયો હશે !–એમ વિચારતાં આબાપે એ બાળકને પણ ભાગ્યની આંગળીએ છોડી દઇ શહેર પ્રતિ પ્રયાણ કર્યું હતું.

ને નિરાશ થઈ હું પાછો વળવાનો વિચાર કરતો હતો ત્યાં તો એ સૂના ઘરમાંથી મને કોઇના ઘરરાટનો અવાજ સંભળાયો. ઘડીભર થયું કે તૂટવાની તૈયારી કરતાં ઓરડાનાં ગાબડાંઓમાંથી ઘૂરકતો ઠંડોહિમ વાયુ જ હશે !

પણ એ ઘુરરાટ પછી ખૂબ આછો અવાજ આવ્યો:

"ગુલ, બેટા કોણ છે, જો ને !"

અવાજ સાંભળી હું અંદર ગયો.

આગલા ઓરડાની પછીતમાં એ પડી હતી. એનું શરીર અક્કડ થઈ ગયું હતું. એની આંખો તો બીડાઇ ગઇ હતી. જીવનની સાંજ વસમી દશામાં વીતી રહી હતી.

ને પડખે ગુલમહમદ બેઠો હતો. એ જ મોચીનો પુત્ર, ડોશીનો પૌત્ર !

અચાનક કોણ જાણે ક્યાંયથી એક વંટોળિયો આવ્યો. વા'એ તોફાન માંડ્યું. ક્ષણમાં તો પવનની ચકરી બંધાઇ; ગોળ ગોળ ઘૂમતો વાયુ અનેક ચીજોને ઘુમાવવા લાગ્યો. મેં આંખો બંધ કરી, ઘણી ધૂળ ઉડી રહી હતી.

વંટોળિયો થાકયો ને વાયુ સરી જતાં એણે ઉડાડેલ વસ્તુઓ પણ થાકી હોય તેમ ધરતી પર લેટી રહી હતી.

કેળનું સુકાઇ ગયેલું પાંદડું, એકાદ જુનું કરમાએલું ફૂલ ને કાગળના ટુકડાઓ, બધાયની વચ્ચે એક બાળપોથી પડી હતી. એનાં પાનિયાં છુટા થવામાં હતાં. એક પાનિયું ઉડીને દૂર ઝાડની સાથે ચંપાયું હતું.

મેં ગુલમહમદ સામે જોયું. આઠ નવ વરસની એની વય હશે.

હું ગુલ સામે હસ્યો. પણ સામું એ હસ્યો નહિ. ને પછી એ વંટોળિયે વીંખી નાખેલ કિતાબ પર નમ્યો. એના દોરડી જેવા હાથોએ મમતાથી તેણે બાળપોથી ઉપાડી, જોરથી પકડી રાખી.

ઠંડીથી ગુલના લોહી વિનાના શરીર પર ચોંટેલી ચામડીમાં ઠેક ઠેકાણે ફાટ પડી હતી. ગુલના ગાલ સુઝીને દડો થયા હતા, ને એક ગાલનાં ઢેરા પર ગુમડા જેવું હતું.

હું એ ઘરમાંથી જલદી બહાર નીકળી ગયો. સુસવાટ કરતો પવન મારી પછવાડે હતો, ને એના જોરે હું આગળ ચાલ્યો. મને થયું કે મોચી તો છે નહિ. જોડાને હું હાથે જ સાંધી લઇશ. હેમબાબુને ત્યાંથી ચૂંક લઇ લેવા દે ! હેમબાબુની દુકાનવાળી શેરી તરફ ગયો. શેરીમાં એક ટોળું એકઠું થયું હતું.

ટોળાથી થોડે દૂર હેમબાબુ બેઠા હતા. હેમબાબુને તો હું વરસોથી ઓળખતો હતો. હેમબાબુ અમારા દેહરીઘાટના દુકાનદાર ! એમને ત્યાં સાબુ, સીસાપેન, પાટી, કંકુ, ખીલી, સ્ક્રુ એવી અનેક ચીજ મળતી હતી. ગઇ સાલ હેમબાબુએ દાણાનો પણ નાનો સરખો વેપાર શરૂ કર્યો હતો.

મેં હેમબાબુને નમસ્કાર કર્યા. હેમબાબુ સામે હસ્યા. તેમની નાનકડી દાઢીમાં હવે ધોળા વાળ દેખાતા હતા.

હેમબાબુનું ઘર હરરાજ થઇ રહ્યું હતું. હેમબાબુનાં પત્ની ને તેમનો પુત્ર ઘરના આંગણે ઉભાં ઉભાં બહાર નીકળતી વસ્તુઓ જોઇ રહ્યાં હતાં.

જુની પતરાની ટ્રંકો, માલ ભરવાની ગુણીઓ, નાનકડા ટીનના ડબાઓ, રવીન્દ્રનાથ ટાગોરનો એક ફોટો, જુની જોડાની જોડ...એક પછી એક ચીજો બહાર ખડકાતી હતી

હેમબાબુનાં પત્ની એ બધું સજળ નયને જોઇ રહ્યાં હતાં. સરકારી પટાવાળો ચીજો કઢાવતો હતો. એની પડખે બિહારીબાબુ પોતાની નવી માલિકીની ચીજો જોતાં હોય તેમ ઉભા હતા. બિહારીબાબુ પણ અમારા ગામના વેપારી હતા પણ તેમની શાખ બૂરી હતી.

છેલ્લે પટાવાળાએ ત્રાજવું કાઢ્યું ને ત્રાજવું ઉચકતાં એક બાજુનું પલ્લું સાવ નમી ગયું.

"તમારા પાપનું પલ્લું" ... બિહારીબાબુ તરફ જોઇ, હેમબાબુનાં પત્ની બોલી ઉઠયાં.

"મા" કહી હેમબાબુના પુત્રે માને રોકી.

મને ખૂબ ખૂબ અફસોસ થયો. છેવટે હેમબાબુની પણ આવી વલે થઇ!

હેમબાબુને આજ પૂર્વે અનેકે કહ્યું હતું; એમની પત્નીએ પણ કહેલું: "હેમબાબુ, આમ તમે ઉધાર ન દો, આવી બનશે."

ત્યારે હેમબાબુ હસીને આકાશ તરફ આંગળી ચીંધતા. કોઇ કડકાઇથી કહેતું તો હેમબાબુ ક્ષણ એક ચૂપ રહી જવાબ દેતા:

"હું ના કેમ પાડું? આયશા હમણાં જ આવી હતી! એના વરે એને બે છોકરા સાથે કાઢી મૂકી છે એ તો તમે જાણો છો; એક છોકરો મરી ગયો. હવે બીજાને પણ મારે મારવો?"

"પણ તમે કયાં મારો છો?"

"ના ભાઇ, હું તો વરસોથી તેમના પર કમાયો છું. મારે દેવું જ જોઇએ—રોકડા ન હોય તો ઉધારે ય."

આયશા, પાંચાલ, ભોવાની, રવિ, અબુબક્કર, ગોમતી, નૂર-એમનો તોટો નહોતો. ને હેમબાબુએ ઉધાર દીધા કર્યું.

પરિણામે હેમબાબુના કુટુંબ માથે આજે આકાશ સિવાય કોઈ છાપરૂં રહ્યું નહોતું.

હેમબાબુના દેવાં માટે તેમના પર ટાંચ આવી હતી; માલ હારરાજ થયો હતો; ને એ બધોય બિહારીબાબુએ લઇ લીધો હતો.

આ દશામાં જોડાને માટે ચૂંક મળે તેમ નહોતી.

મેં ઉપડતાં પહેલાં હેમબાબુને નમસ્કાર કર્યો. સ્મિતસહ હેમબાબુએ નમસ્કાર ઝીલ્યા, ને બોલ્યા:

"ધીરેન, લંગરખાને કામ હોય તો મને જરૂર કહેજે."

"જી" કહી હું ચાલી નીકળ્યો.

નાની નાની શેરીઓ વટાવતો હું છેક પાદર સુધી આવ્યો. પાદરના તળાવમાં સુરજનાં કિરણોએ અનેક રેખાઓ દોરી હતી. એક કમલ ખીલ્યું હતું.

ને હિમાલયથી આવતો વા' વૃક્ષોની ડાળોને ઝુલાવતો હતો.

મારૂં મન ખૂબ ખિન્ન થઇ ગયું હતું. બધું...બધું જ મરી પરવારતું હતું શું? મને મારા જોડા પર ક્રોધ ચડયો હતો. જમણા પગનો જોડો કાઢી મેં જમીન પર એનો ઘા કર્યો.

પણ મારા દિલને શાંતિ થઈ નહિ.

ગુસ્સામાં મેં બીજા જોડાને પણ ફગાવી દીધો. થોડીવારે હું ઘર તરફ પાછો વળ્યો ત્યારે જોડા વિનાના મારા પગને શિયાળાની કકડતી સવારના કાંકરાઓ ખૂંચતા નહોતા. હું કાંઈક જુદું જ અનુભવતો હતો!

# વાર્તાની હરિણી

બકુલેશ

શિકારીના ગજબનાક પીછામાંથી સહજ બચી ગયેલી ત્રાસિત અને ભયભીત હરિણીની મિસાલ, વાર્તા એકાએક ધસમસતી, ઉપરા ઉપરી શ્વાસ લેતી, થોડુંક કંપતી, પરસેવે રેબઝેબ હાલતમાં મારા લમણા પર અથડાઇ પડી: મારા લમણામાં આવી બેઠેલા કેટલાક વિચારોના મુસાફરોને હજી થોડોક વિસામો આપું ત્યાં તો હાંફતી છાતીએ આવી પડેલી વાર્તાએ મને સખતનો જાગતો કરી દીધો :

'બચી ગઈ !……ઓહ ! હું આબાદ બચી ગઇ !' મેં એની સામે જ્યારે ચમકીને જોયું ત્યારે એણે એકદમ જ કહી દીધું—અને જાણે મારું લમણું એને માટે સુરક્ષિત જગા હોયને તેમ એણે મારા મગજની ધરતી પર ખાત્રી પૂર્વકનાં પગ ખોડી દીધા :

'હું ખરે જ બચી ગઈ ! વાસ્તવિકતાના મારાં પીછાના રંગો પકડવા માટે મારી પાછળ પડેલા પારધીના તીરમાંથી, એની નજરમાંથી હું બચી ગઈ……અહીં તમારી પાસે હવે વાંધો નથી.'

વાર્તાની ચકોર આંખો, એનો થડકતો સીનો, અસ્થિર અને અહીં તહીં ફરતી એની નાનકડી પગલીઓ અને એનું ચંચલતા ભર્યું શરીર વગરેને મારી આંખો નીરખી રહી.

પછી મેં આંખોને સહેજ વધું પહોળી કરીને કહ્યું, 'તને શી ખાત્રી કે તું અહીં સુરક્ષિત છે ?'

જવાબમાં એણે એક શબ્દ પણ ઉચ્ચાર્યો નહિ. માત્ર એ પોતાના અસ્થિર, ચંચળ અને ભીની બનેલી આંખોના ડોળાને પટપટાવી રહી.

'કેમ જવાબ આપને ?…હું એમ કહું કે તું ઉલામાંથી ચુલામાં આવી પડી છે; તો એમાં કે ખોટું છે?'

'તમે જેને ઉલા તરીકે ઓળખો છો એ તો 'ઉલો' જ છે, સાચે જ…પણ ચૂલા તરીકે તમને ઓળખાવવામાં તમે જૂઠા ઠરો છો—અને એટલે જ હું વાર્તા તરીકે તમારી કને આવી પહોંચી. કારણ કે આ ચૂલા સિવાય ગમે તે હોય; પણ ચૂલો તો નથી જ, '

'તને દલીલ કરતાં અને બુદ્ધિશાળી થતાં આવડે છે, ખરૂંને ?'

'ના !…માત્ર સંગાથીની અસર થઈ આવી'. એણે લટકાથી જવાબ વાળ્યો.

'એ કેવી રીતે ?'

'એક બુદ્ધિશાળી કલમબાજ ઘણા વખત પહેલાં મને મળ્યો હતો; એણે મને સરસ લાડ લડાવ્યા; પણ સરવાળે કોઈ લક્ષાધિપતિ શેઠની જાડી કાયાવાળી પત્ની જેવી મારી હાલત થઇ; આભૂષણોથી લાદેલી હું રહેતી; મૂલ્યવાન સાડીઓ અને સુંદર આહાર અને ફરવા હરવા માટે મોટર: અનેક નોકરો મારી તહેનાતમાં રહેતા પણ શેઠના આરામ-

ખંડના ફર્નીચર જેવી હું અમુક જ વખત એમની પાસે રહી શકતી; અને એ બુદ્ધિશાળી પોતાની પત્નિ છોડી કોઇ બીજીઓ પાછળ ભટક્યા કરતો. સુંદર શણગારો અને અલંકારો મને ન ગમ્યા, મખમલની બિછાતો મને ન ગમી, નોકર ચાકર અને ગાડી ઘોડા ન ગમ્યા. કારણ કે મારો જીવન સાથી, સાથી તરીકે જ નહોતો રહેતો...એટલે હું નાસી આવી. ત્યાં તો...કોઇ પારધીએ પીછો પકડયો...ને...'

'વાહ !...તને એ બુદ્ધિશાળી કલમબાજ પાસેથી બુધ્ધિના ચમકારા વહાવતાં ઠીક આવડી ગયું છે. પણ તને સાચે જ ખાત્રી છે કે તારી અહીં પૂરી સલામતી છે ?... તારા રૂપાળા દેહની આ સુંદર ચામડી ઉતરડી લઉં તો ?'

વાર્તા એકદમ થંભી ગઈ હતી. હરિણીનાં મુખ પર ભયની રેખા જરાય દેખાતી નહોતી. ફક્ત હું ચામડી ઉતરડી લેવાની વાત કરતો હતો ત્યારે એની ચામડી વધુ સુંવાળી બનવા જતી હતી.

'એ બદમાશની ચામડી ઉતરડી લો ! ત્યાં સુધી એ પોતાના સાથીઓની બરાબર ખબર નહિ આપે...ત્યાં સુધી એ આપણને જોઈતી બાતમી પણ પૂરી નહિ પાડે.'

કાળા મોંવાળા, કુત્તાની એક વિચિત્ર જાતનાં બેઠેલા ડાચાવાળા જપાની અફસરના મોંમાંથી ખૂની ઝબાન બહાર પડતી હતી.

મણિપુરના પાદરથી કોશો દૂર, વનવૃક્ષની ઘેરી ઘટાની વચ્ચે પડેલા એક તંબૂમાં એક હિંદી નવજુવાન ઉઘાડી છાતીએ, બંધાયેલા હાથ–પગે, ઘુંટણભર ઉઘાડે માથે પોતાના લાંબા કાળા વાળના ઝુલફાંને કપાળ પરથી અવાર નવાર માથાના અદાપૂર્વકના આંચકાથી પાછળ ફેંકતો, આંખમાંથી ખૂન વરસાવતો, જપાની અફસરના હાથમાંના ગોઝારા ચાબુકને ઉઘાડી પીઠ પર ઝીલતો પડયો હતો.

'તારા કુટુંબની, તારા મુલકની જરા પણ સલામતી ઇચ્છતો હો તો કહી દે. મણીપુરને સહેલાઇથી હાથ કરી, મણિપુરના રાજાને મિત્ર બનાવી, તેના તમામ લશ્કરને અમારા દોસ્ત બનાવી દઇ તેને અને તમને બધાંને સુખી કરવા માટે તો અમે જપાનીઓ આવીએ છીએ. ફક્ત કહી દે કે અમે બધા જપાનીઓના દોસ્ત છીએ. ને તારા તમામ સાથીઓને અમારા લશ્કરમાં ભરતી થવાનું કહી અમને મદદ કર. તારી પાસે તાકાત છે; ઝબાન છે.'

જુવાને અદાથી ગરદન પર પોતાના લોહી નીગળતા મુખને બરાબર ગૌરવપૂર્વક ગોઠવીને બુલંદ સાદે જવાબ વાળ્યોઃ

'જપાની !...હા...હા......! એક માલિક અમને જીવતા રાખીને ગુલામી કરાવે છે. તમે નથી જીવવા દેતા...નથી મરવા દેતા...અમારા પર તમારા ચાબુક પડે એ જ અમને આઝાદી આપવાના વચનની સાક્ષી આપે છે ખરૂંને...' અને એ ધરતી પર ઘુંટણ માંડીને બેઠેલો, કેદ બનેલો હિંદી જુવાન ખડખડાટ હસ્યો...'વાહ ! તે' ચીનને તો આબાદ બનાવ્યો ખરૂંને ?...હવે તમે અમારા પર રહેમ કરવા આવ્યા છો ? વાહ !...હમદર્દ !'

અને કારમો વ્યંગ અવાજમાં ભરી હિંદી જુવાન ગજબનું હસ્યો !

જપાની અફસરે ઈશારત કરી. હિંદી જુવાનની પીઠ પર ચાબુકનો મારો ચાલ્યો. એની જાન ગુંગળાતી હતી. પણ એ કેમેય વિદાય લેતી નહોતી.

[ ૨ ]

'જિંદગી અને જાન...બન્નેને જ્યાં ગુંગળાઇ જવું પડે છે ત્યાં હું અવારનવાર ફર્યા કરું છું. ત્યાં જ કોઈકવાર કોઇ શિકારીની નજરમાંથી મારે બચવા દોડવું પડે છે...'

વાર્તાના આ છેલ્લા શબ્દોએ મને ફરી એક નવું દૃશ્ય બતાવવા માંડયું હતું.

'ત્યાં જિંદગી અને જાનને ગુંગળાવવામાં આવે છે...પણ, એ જીંદગી અને જાન

એવી માટીના હોય છે એમ એ ગુંગળાતા નથી: એ લડત કરે છે....ઉજળિયાતો દૂર...બહુ દૂર...! એવી અંધારી આલમમાં જ્યાં ઘેરાતા અંધારા વચ્ચે જિંદગી જીવવાની તમન્ના પરસેવો પાડી જીવનના દીપને સદાય આછો ધેરો પ્રકટતો જ રાખનારી કતાર વસે છે; ત્યાંજ મારૂં દિલ ધીરમી રહે છે. અને ત્યાં કોઈવાર જ્યારે જિંદગીની સાથે ઘૂમ્યા કરૂં છું ત્યારે તમારા જેવો કોઇક કલમબાજ મને પકડી લે છે.'

'પણ એટલે જ મારી કમબખ્તી છે, એમને ?'

'ફરી તમે પેલા ઉજળા વર્ગની રમૂજ આદરી ખરૂં ને ?'

'રમૂજમાં ય ઉજળા વર્ગની અને બીજા...જેવા વર્ગ હોય છે ?' મેં ટોલમાં પૂછયું.

વાર્તા સંકોચાઈ ગઇ: લજામણીના છોડ જેવી એની હાલત થતાં થતાં રહી ગઇ હતી:

'સાચું કહેતાં મને શરમ નથી આવતી.' એણે ઉત્સાહ અને આવેગપૂર્વક કહ્યું, 'મારા સાથીઓ જે સદાય જિંદગીને પસીનાથી ઉજળી રાખે છે એનેય તેમ કરતાં શરમ નથી આવતી.'

'પણ તારા એ સાથીઓ પર તો રોજ રોજ બળાત્કારો થાય છે; રોજ રોજ સીતમ ગૂજરે છે; શ્વાસ લેવા માટે હવાની ખુશામત કરવી પડે છે !'

'અને એટલે જ મારા સાથીઓ જીવતા મુડદા તરીકે જીવે છે, એમ તમે કહેવા માંગો છો?'

'તમે તમને પોતાને જ છેતરવાનાં પ્રયત્ન કરો છો ?' વાર્તાએ નિર્ભયતાથી મારા લખાણમાં આબાદ ડેરો જમાવી દીધો; અને પોતે જાણે ખાત્રીથી સુરક્ષિત સ્થળે, અથવા તો બાપને ઘેર આવી બેઠી; ફરી તેણે મને કહ્યું, 'તમારા દિલને પૂછોને કે તમારી કલમે છેલ્લી કહાણી શાની લખી હતી ? ..બંગાળના ભૂખમરાની ઝબાનનાં ડચકાંને તમે જ વાર્તામાં ઝબાન આપી હતી ને ? શહેરના મજદૂરોની અને ગામડાંના કિસાનોની જિંદગીને તમારી જ કલમે પકડી હતી ને ?...ત્યારે મારા અનેક ભાઇ બેનો, જેમ આજે હું તમારા મનની મહેમાન અચાનક જ આવી બની છું એ રીતે તમારા મનમાંથી કે શબ્દના આત્મા અને શરીર લઈ કલમથી કિતાબોની ધરતી પર નોતાં આવ્યા ?'

'ખરું છે...પણ આજે તું મને ખૂબ જ સતાવે છે ખરું ને?' મેં વાર્તાના મોં પર પથરાતા આત્મવિજય અને સંતોષના ભાવને નિહાળીને સવાલ કર્યો, અને પછી ઉમેર્યું, "જો !......તારી કલાભરી કાયાને ચૂંથવાની મારી કલમ ધૃષ્ટતા નહિ કરે. પણ બારણે દુશ્મન આવી પહોંચ્યો છે તોય મારી કલમ પર જંજીર છે; મારી ઝબાન પર તાળાં છે; હું ગુલામ છું. હું બંડ પૂકારું છું–પણ વધુ કંઈ ક્રાંતિકારી કાર્ય કરું તો એકદમ મારા પર કાનૂનનો તમંચો પડે છે......મારી સામે શાસકોની બન્દૂકો તંકાઈ રહે છે !......અને છેવટે નજીવા અવાજ માટે મારે કારાવાસની કાળી દિવાલો, એના લોખંડી સળિયા પાછળ કેદી બનવું પડે છે !

વાર્તાના નયનો દ્રવી રહ્યાં હોય ને, એમ આર્દ્રતા પૂર્વક મારી સ્હામે નિરખી રહી' અને ધીમેથી કહ્યું, "કેદ ?......એટલે જ હું ઘણીય વાર કેદમાંય ભટકી આવું છું......'

[ ૩ ]

કાળા કેદખાનાની પાછળ જ્યારે એ પૂરાઇ ગયો ત્યારે વર્તમાનપત્રોએ એની છબી છાપી નીચે લખ્યું હતું:

'આઝાદીનો સાચો સેનાની કારાવાસના સળિયા પાછળ પૂરાય છે !'

'અને એ જ કેદખાનામાંની એક બીજી દિવાલ પાછળ, મારી બેન પૂરાઈ હતી—' વાર્તાએ ધીમે સાદે કહેવા માંડ્યું.

'કારણકે એ કાળી કોટડીમાં દશ વર્ષની સખ્ત કેદની સજા લઇને આવ્યો હતો એક કદાવર, હૃષ્ટપુષ્ટ, લાલ આંખોવાળો, પહાડી બાંધાનો એક માનવી. એની જિંદગીની કહાણી તો કિતાબની અધિકારી છે–પણ મારી બેન સમી એક વાર્તા પણ એ દિવાલ પાછળ પુરાઇ હતી.'' વાર્તાએ કહેવા માંડ્યું.

એ કેદની અંદર, ચાર કાળી દિવાલો વચ્ચે અનેક નિઃશ્વાસો અને અનેક અરમાનો આથડી આથડીને, જમીન પર પછડાઇ ને ચૂરેચૂરા થઈ જતા; દુનિયાનું કોઈ અકલ્પ્ય છતાંય સદાય સોહામણું હાસ્ય અહીં આવી સદા માટે દટાઇ જતું; આ કારાવાસના કાળા સળિયાને અનેક અંતરની આહોએ જલાવી નાખવા સખ્ત મહેનત વ્યર્થ રીતે કરી હતી; પણ એ અંતરની આહો આખરે અંતરમાંથી બહાર નીકળી, કાળી દિવાલો વચ્ચે અથડાઇ કલુષિત બનીને કઢંગી રીતે એ જ અંતરના ખડક પર, વહાણ ખરાબે અથડાઈ ચૂરા થઈ જાય તેમ અથડાઇને ચૂરેચૂરા થઈ સદાને માટે ખતમ થઈ જતી.

'દશ વર્ષની સખ્ત કેદ !...આમ તો સખ્તમાં સખ્ત મજદૂરી મારી જિંદગીએ કરાવી છે પણ...' એ કદાવર પહાડી બાંધાના આદમીએ કેટલીક નિર્બળ પળોમાં ઘેરાઇ જતાં કહેવા માંડ્યું, 'પણ આ કારાવાસની અંદર બંધ રહેવાથી તમારી જિંદગીનો ઉભરો બહાર રહેવા કરતાં વધુ ઉભરાવા લાગે છે. અહીં વધુ મહેનત કરું છું. બહાર એથી અનેકગણી મહેનત કરૂં છતાંય રોજીની અને રોટીની સલામતી નથી હોતી; પણ અહિં ગમે તેવી કડવી મીઠી રોટીને સલામતી તો છે–!' અને એ હસ્યો. એ હાસ્યથી એના વિચિત્ર લાગતા બે હોઠો વચ્ચેના બત્રીશે બત્રીશ દાંતની સુદૃઢ હાર અદ્‌ભૂત રીતે ચમકી રહી. દાડમની કળીઓ!...કવિઓના આ શણગારને આ બોઘડ, જડ લાગતા આદમીના દાંતો માટે ફરજિયાત અહીં આવીને રોકાઇ જવું પડતું.

કોઇવાર જ્યારે ફિલ્સુફીભર્યા મિજાજ વચ્ચે એને કોઇક જ પળે વિચારોનાં તણખા એના હૃદયનાં અંધારા વચ્ચે ચમકી ઊઠતા ત્યારે એ પોતે જ વોર્ડરની સાથે વાતો કરવા માંડતો :

'બાજુની કોટડીમાં, જેને મારી લાખો સલામ હો એવા દેશના નેતા પૂરાયા છે–એમનો ગુનો ?–દેશની આઝાદી માટે એણે ઝબાન ખોલી; 'રાજદ્રોહી !'...એટલે જ એને કેદની સજા થઈ...ને હું ય આ કેદખાનાનો વાસી છું, હું ય ગુનેગાર છું; પણ મારો 'ગુનો' જુદી જ કિસમનો છે ; મને ચોરી–લબાડી, ખૂન કરવાની ધમકી અને એક ઓરતનું નાક કરડી ખાવા માટે આ સજા થઇ છે. બન્ને ગુનેગાર છીએ ખરૂં ને ?...મારે માટે આ કેદ બરાબર છે ને દેશના સાચા સેવક માટે ય આ જેલ. તો શું અમે બન્ને એક ઘરના વાસી, એક મળતા વિચારના બે જુદાજુદા આદમી નથી ?'

વોર્ડર એની વાતો સાંભળી, કોઈવાર ખીજાયો હોય ત્યારે 'બકવાદ બંધ કરો !' કહીને ચાલ્યો જતો; કોઈવાર એ પણ મોં પર આવી જતા હાસ્યને હાંકી કાઢવાની તકેદારી લેતો આગળ વધતો ; અને બોલતો, 'કોઈ વિચિત્ર આદમી છે ને આ ?'

એક દિવસ ખરે જ વિચિત્ર ઘટના બની. કદી નહિ કલ્પેલી એવી એક ખૂબસુરત, નવજવાન, ઘાટીલા બદન વાળી એક નાઝનીન કારાવાસના સળિયા પાસે, જે

કોટડીમાં પેલો કદાવર 'ગુનેગાર' પડયો હતો ત્યાં આવી, અને એના મોંમાંથી લાગણીઓ, ઉમળકા અને કોમળ ભાવોએ જગાડેલી ગુંગળામણના ડૂમા વચ્ચે શબ્દ સરી પડયા.

કદાવર આદમી ખૂણામાં સફાળો બેઠો થયો; એ સળિયાની વચ્ચેથી દેખાતી રૂપાળી સ્ત્રીને કાળી સાડીમાં ગોરા દેહને લઇને ઊભી રહેલી જોતાંની સાથે જ કુદ્યો.

એનાથી બોલાઇ જવાયું–એક જ શબ્દ : "વિશાખી !"

'ઓહ !' એ આવનાર સ્ત્રીએ એક ઠંડી આહ લીધી. અને ઉમેર્યું, 'તું જે માટે જેલ આવ્યો એનાથી વધુ ખોફનાક જિંદગી મારે જીવવી પડે છે–પડશે–એના કરતાં તારા બે પોલાદી હાથને મારા ગળાની આસપાસ જિંદગીની તમામ મહોબતથી, તમામ પ્યારથી ગોઠવી, મારી ગરદનને દબાવી દે !'

કદાવર આદમીથી કંઈ બોલાયું જ નહિ.

'હેં ?'

'હા !'

'ઇમાનથી કહે છે ?'

'લ્યાનત હો એવા પર...'

કદાવર આદમીની આંખો પલકારા અનુભવી રહી. એના બે કઢંગા દેખાતા હોઠો વચ્ચે ફરી પેલા સફેદ દાંતોએ હસી દીધું. બત્રીશ નાનકડાં હાસ્યનાં મોતી વેરાઈ પડયાં.

'તને મારા બાલોની તારીફ કરવી છે તે ?...તું ઘણીવાર એને માટે કવિતા બનાવતો હતો. શાયરી કરતો હતો...ખરૂં ને ?' એ સ્ત્રીએ ધીમેથી કહ્યું. 'આ બાલોને હવે આખરી વખત મળી લે.'

જેલના પોલાદી બારણાના પોલાદી સળિયાઓ વચ્ચે તે જોબનનું ઉઘાડું, કાળા કાળા સુંવાળા બાલોવાળું, રૂપાળું મુખડું, રૂપાળું મસ્તક ગોઠવાઈ ગયું.

કદાવર આદમીના ટાઢા, મજબૂત હાથ એના માથે, કાળા કાળા બાલો પર ફરી વળ્યા; અને પછી જ્યારે એની આંગળીઓ એ સ્ત્રીની ગરદન પાસે આવી ત્યારે ફરી એનાં બે કઢંગા હોઠ દાંતનાં બત્રીશ મોતીને ચમકાવી રહ્યાં :

એક ક્ષણ પછી એ સ્ત્રીની સુકોમળ, ખુબસુરત, ઘાટીલી દેહલતા જેલની ઠંડી ફરસબંધી પર પછડાઇ, ફસડાઇ પડેલી વોર્ડરે જોઇ ત્યારે એનાથી ય એક ઠંડી આહ લેવાઇ ગઈ.

'ઓહ ! ગજબનો ઇન્સાન છે......કે શયતાન !...ખૂન કરી નાખ્યું કે મહોબ્બત કરી ?'

[ ૪ ]

'કાં તો તું મને મહોબ્બતના નેક અને પાક અંજામ તરીકે તારી બીબી બનાવ કાં તો તું તારે હાથે જ મારૂં ખૂન કરી લે. મારી જાન તારા કદમોમાં હાજર છે. ઓરતના ગુલેલાલ સમા બે હોઠ આછી અનુકંપા વચ્ચે ધ્રૂજી રહ્યા હતા.

'અનવરી ! હું તને જરૂર મહોબ્બત કરૂં છું. મારા જીગરની તમામ મુરાદો તારી પાસે હાજર કરૂં છું. પણ તારી સાથે શા'દી કરી હું તને વિધવા બનાવવા નથી ઈચ્છતો.'

'લશ્કરી પોષાકમાં સજ્જ થયેલા નવજવાનની ઝબાનમાં મહોબ્બત ઉછળી રહી હતી. એ પોતાના નયનોને સુન્દરી અનવરીના સૂરમો આંજેલાં નયનો પર ફેરવી રહ્યો હતો.

'તું ભલે લશ્કરમાં જોડાયો. જપાનીઓના બોમ્બ કે તમંચાથી તારી જાન ચાલી જાય એથી હું ડરતી નથી. પણ તારી બીબી બનીને હું આ આલમમાં તારા ફરજંદને, આપણુ

ફરજંદને તારા જેવા જવાંમર્દના નૂરસાના ચીરાગને કાયમ રાખવાની ખ્વાહીશ સેવું છું. એટલે જ...'

'રફીકનો સીનો ટટાર થયો. એણે અનવરીના શબ્દો સાંભળ્યા અને અનવરીને તેણે પોતાના બાહુપાશમાં કચડી નાખી.

[ ૫ ]

'હું તમારી પાસે એટલા માટે આવી છું કે બીજાના જાલીમ પગ નીચે કચડાઈ ન જાઉં ! કોઈ સીતમગરના શબ્દો મારી જિંદગી કચડી ન નાખે—એટલે જ હું તમારી પાસે આવી છું.' વાર્તાની જીભમાંથી સરતા શબ્દોએ મારા અંતરને ઢંઢોળી નાખ્યું.

મેં એની સામે જોયા જ કર્યું—કેટલીય પળો સુધી. તારામૈત્રીક જમાવી હું એની આંખો પરથી મારી આંખોને હઠાવવા ઇચ્છતો નહોતો. કોણ વધુ વાર સ્થિર રહી શકે છે, એ જ જોવા હું ઈચ્છતો હતો.

પણ વાર્તાની આંખો મિનીટો સુધી સ્થિર, પલકારો ય પાડયા વિના અજબ રીતે મારી આંખો પર ઢોળાઇ પડી હતી.

આખરે મારી આંખો હારી. મેં કહ્યું, તું ખરેખર જ જિંદગીની સાચી પ્રતિનિધિ બની રહી છો; એટલે જ તું મને વહાલી લાગે છે. કહેવાતા બુદ્ધિશાળીઓના બળાત્કાર, નીતિના ઈજારદારોની મારી સાથેની અણછાજતી અને ગલીચ રમત, સમાજના ધીખતા સીનાથી દૂર રહી ઉજળી વાતોને શબ્દોના કાગઝી ફૂલોથી શણગારી શબ્દોના સાથિયા પૂરનારા અક્ષરોના વાણિયા વેપારીઓ સામેની તારી નફરતમાં હું ય સાથ આપું છું.

—ને વાર્તાને પંપાળવા માંડી; પણ એણે ગેલ કરવાને બદલે ઉત્પાત કરી મૂકયો.

'જ્યાં જુઓ ત્યાં આગ લાગી છે; અંગારા ભભૂકે છે—મુલ્કભરમાં આંસુઓની ગંગાજમના વહ્યાં કરે છે; મુલ્કભરમાં જવાળામુખી ફાટે છે. હું તમારી પાસે એમની વાતો કહેવા આવી છું. પણ તમને કહેવાની જરૂરત હું જોતી નથી; હું આવી છું તમારી પાસે, એટલું જ બસ છે.'

મેં નિઃશ્વાસ નાખ્યો. ટેબલ પર પડેલી મારી કલમ સામે જોયા કર્યું અને વાર્તાએ કહ્યું, 'કલમ ઉઠાવો. મારી સામે શું ટીકયા કરો છો ?'

મેં કલમ ઉઠાવી. વાર્તા મારા લમણામાં ઉત્પાત જગાવી રહી હતી.

●

"નૂતન અંગ્રેજ નવલકથાકારોની મેધાવાન જમાતે તત્કાલિન સમાજ વિષે જે રાજકીય અને સામાજિક સત્ય હૂબહુ અને સચોટ સ્વરૂપે રજુ કર્યું છે એટલું તો આજ લગીના તમામ રાજકારણીઓ, પત્રકારો અને નૈતિક બોધ આપનારાઓએ ભેગા થઈને પણ નહિ કર્યું હોય."

—માર્કસ

# જ્યોર્જિયાનો જોસેફ

ચંદ્રભાઈ ભટ્ટ

એ કૉકેશિયન છે. કૉકેશસની શિલા એના શરીરમાં ઘડાઈ છે. કૉકેશસની દ્રાક્ષનો નરમ રસ એની નાડમાં વહે છે. અને માથા પર બરફનો ટોપ પહેરીને બેઠો હોય એવો એનો ખુશમિજાજ સખ્તાઇ ધરે છે ત્યારે એની આંખો શિકારીની તરાપ જેવી સંકોચાય છે; ગંભીર થાય છે. અને જરૂર પ્રમાણે કાળ જેવો કઠોર બને છે ત્યારે નહીં સમજનારાં એને ઘાતકી કે લોહી તરસ્યો ભલે કહે પણ રૂંવાડુંય ન હાલે તેવી ટાઢક ધરતો એ સ્થિતપ્રજ્ઞ બની શકે છે. એની નિશ્ચલ પ્રજ્ઞા મિત્રોમાં પ્રાણના ઓઘ ઉછળતા કરે છે, દુશ્મનોને ડારે છે ને સંહારે છે.

પણ એનો કૉકેશિયન નિરધાર ગુસ્સે થતો નથી, કે ઘુરકતો નથી. કેવળ કાળ જેવો કરાલ બનીને તે યોજનાબધ્ધ કદમ ઉઠાવતો, વિનીત બનીને ધીરો પણ ઝડપવાન, શાંત પણ નિશાનબાજ, અને માનવભાવથી નિતરતો છતાં સંહારક બનીને માપેલાં પગલાં મૂકે છે.

ગુસ્સે થઇ જાય ત્યારે ઘૂરકે, મિજાગ ફાટે ત્યારે ટુકડીઓને વિંધી નાખે, ગુસ્સો ઉતરે ત્યારે ગુસ્સામાં કહેલાં ફરમાન ફાડી નાખે પછી ભાષણ કરે કે લેખ લખી નાખે એવો હિટલર કે મુસોલિની સમો એ 'હિસ્ટેરિક' નથી. એ કોઇ દી ટુકડીઓને વિંધવાનું ફરમાન કરતો નથી, ગુસ્સે થઇને હીસ્ટેરીક બનતો નથી. એ કરે છે તે ઠંડા લોહીથી કરે છે, એ ફરમાવે છે તે સ્થિતપ્રજ્ઞાની યોજનામાં આલેખે છે અને ફરી ઉથાપતો નથી. એને સંહારનો શોખ નથી, લોહીની તરસ નથી. એના છગરમાં જગત જનતાની આઝાદીના આતશથી સળગતો શાંત વડવાનળ વિચારક કૉકેશિયન બનીને બેઠો છે; અને એ વિચારક એને કહે છે કે, સમજાઈ છે તેવી તારી ફરજ ડગ્યા વિના બજાવ્યે જા.

એવો એ જોસેફ ક્રેમલિનની દિવાલો પાછળ બેસે છે અને ખોટું રશિયન બોલે છે. જગત જનતાની પિતૃભોમ પર રાજ કરતી મજૂર સરકારનો અને ૧૯ કરોડની લાલ જનતાનો એ મહામાનીતો છે. લાલ ત્રિપુટીમાં માર્ક્સ અને લેનિન પછીનો એ ત્રીજો લાલ નર કૉકેશિયાની ડુંગરમાળનું બહારવટું ભૂલી શકતો નથી. સોવિયેત રૂસની લાલ ગુફામાંથી એ ડુંગરિયા સામંતની નીતિ ભવ્ય અને સાદી છે. એ નીતિ મુડીવાદના વિનાશની છે. એ નીતિમાં માનતો એ દુશ્મનોને ડારી શકાય તો ઝીણા રેશમની જાળ ગુંથવા તૈયાર છે, અંદર અંદરના આઘાતમાં દુશ્મનને ભેખડાવવા તૈયાર છે, અને નહિ તો દુશ્મન દુનિયાની વચ્ચોવચ બોંબ બનીને ફૂટવા તૈયાર છે.

પૂર્વ પ્રદેશનો એ વતની છે. એણે પૂર્વનું એ ડહાપણ પચાવ્યું છે. એ ડહાપણ ચિંતન કરે છે ત્યારે વ્યુહ કહેવાય છે. એ ડહાપણ વજ્રથી કઠોર થઇ શકે છે, ફૂલથી કોમળ થઈ શકે છે. કૉકેશિયન ડુંગરિયાને હાડેહાડ એ ભર્યું ભર્યું છે.

એક વખત એ સાઇબીરિયાથી ફરારી થઈને લેનિનને પહેલીવાર મળવા પેરિસ પહોંચ્યો હતો. ત્યારે એ યુરોપનાં બજારમાં જાણે જોતો છતાં દેખતો ન હોય અને દેખતો છતાં સમજતો ન હોય તેવો કોક રશિયન બનીને ચાલતો હતો. પછી પેરિસની કોઇ મોટી હોટેલમાં બેસીને હોકલી ફૂંકતો લેનિનની વાણી ઝીણી આંખ કરીને સાંભળતો જતો હતો પણ એકે શબ્દ બોલતો નહોતો, અને પછી બે કલાક સુધી એકધારી વાણી સાંભળ્યા પછી એને એટલું જ કહેવાનું હતું. તો હું જાઉં અને શરૂ કરી દઉં ?"

પછી એ ગયો અને એણે શરૂ કર્યું.

એ શરૂઆત પછી આજે એકજ ધ્યાનમાં દિલ લગાવીને મોસ્કોમાં ક્રેમલિનના કિલ્લામાં બેસે છે. એજ કિલ્લાની દિવાલોમાં ઝારશાહી પોતાના રસાલા સાથે રહેતી હતી. આજે ય એની એજ દિવાલો વચ્ચે રહેંસાઈ ગએલી અને ચૂંથાઇ ગએલી ઝારશાહીની રખાતો, ને તેમનાં ભોંકાઇ ગએલાં બાળકોની જુની યાદના ઓળા એ દિવાલોના ભૂતકાળ પર ઉભા થઈ જાય છે. એની એજ જુની બારીઓ જ્યાંથી ઝારશાહીની જીવલેણ નજર પાટનગર પર ફરતી હતી તે બદલાઈ નથી. ત્યારના જુનાં ટેબલો આજે કાગળના થોકથી લદાયલાં ખડકાયાં છે. એ બધાની વચમાં હોકલી ફૂંકતો કોકેશિયન બેસે છે. એની લાંબી પહોળી બરછટ મૂછો, ન કળાય તેવી નિશાનબાજ નજર, દબાવેલા હોઠની મક્કમતા, એ સાઠ વરસ વટાવી ગયેલા એ ખખડધજ શરીરવાળા રશિયન કમ્યુનિસ્ટ પક્ષના મંત્રીની આસપાસ અનેક આકારો ભમતા દેખાય છે.

દરેક સવારે એનો વિશ્વાસુ ટોવસ્ટુખા જનરલ સેક્રેટારિયેટના સભાસદોને એના ખંડમાં ભેગા કરે છે. પછી દુનિયાનું રાજકારણ, બહારના દેશોમાં પ્રચાર, અંદર બહારના અહેવાલો, સુચનાઓ અને ફરમાનો એવું બધું એ ખંડને ઉભરાવી દે છે.

પછી મુલાકાતો શરૂ થાય છે. એનો વિશ્વાસુ દોસ્ત સરગો અંદર આવે છે. સરગોને એ એની એસ્કીમો પત્નિના ખબર અંતર પૂછે છે, નવા વિરોધીઓનો વિચાર ચલાવે છે. દુશ્મનના નિકંદન પર એનું નિશાન ગોઠવાય છે ત્યારે ઝારો, સીઝરો, અને જંગીસખાનોની કઠોરતા પણ એની આગળ પાણી ભરે છે. પણ બીજી જ પળે એની નમ્રતા ઉદાત્ત બને છે. એ પૂછે છે, 'પણ સરગો, તારા બાળકને હવે કેમ છે ? ખાંસી ઓછી થઇ કે નહિ ?'

પણ પાછો એ સમાજવાદી રચનાનાં યંત્રો સાથે ધબકી ઉઠે છે. એની સર્જક-કલ્પના આખી રશિયન જનતા પર તરસી નજરે જોઇ રહે છે. ખેડૂતો સમજતા નથી, એમની જમીનના ટુકડા પરની મમતાનો વ્હેમ છોડતા નથી તેથી એને દુઃખ થાય છે. 'ટ્રેકટર ટ્રેકટર' એની આંખોમાં ટ્રેકટરો ઉભરાય છે. નાનકો કિસાન વિરાટ સમૂહ ખેતરનો ભાગીદાર બને એની અહરનિશ ચિંતા સેવતો એનો પ્રાણ રશિયન ધરતી પર અલખ જગાવતો, ક્રેમલિનની એની ઓફિસમાં રોજના અઢાર કલાકની મજુરી કરે છે.

કોઇ એને ધૂની પણ કહે છે પણ ક્રેમલિનના ખંડેખંડ એણે એજ ધૂનથી ધીખતા કર્યા છે. એક દેશમાં સમાજવાદને એણે એ ધૂનની ધૂણી બનાવી છે. જગતક્રાંતિ થશે તો એમજ થશે એમ એ માને છે. યુરોપનો કામદાર ઉંઘતો હોય, યુરોપનો સૈનિક માલિકને જોતરાયેલો હોય તો તેથી કાંઇ રશિયાની જનતા સમાજવાદી રચના અટકાવશે નહિ, લાલ લશ્કરની કતારો તેથી વિખેરાશે નહિ, એવો એનો નિરધાર છે. જગતક્રાંતિની જ્યોત રશિયામાં—મોસ્કોમાં ક્રેમલિનમાં સળગે છે. એને બૂઝાવવાની તમામ પ્રત્યાઘાતી ફૂંકોના એ અગ્નિજાળ હેઠ ડામી નાખવાની છે, એવી એને શ્રદ્ધા છે.

બસ એજ એકજ ધૂન પર ધીખતો એ ક્રેમલિન પાસેના ગોરકી ગામના એક ઘરમાં રહે છે. એજ ઘરમાં લેનિને એના છેલ્લા દિવસો ગાળ્યા હતા એટલે તે એને ખૂબ ગમી ગયું છે. એ ઘર પર દિવસરાત પંદર સ્રીઓ પહેરા ભરે છે, અને ગામમાં લાલ ચોકીદારો રહે છે જે લાલઝંડાનું ચોકીયાત દળ કહેવાય છે.

સવારમાં આઠ વાગે ક્રેમલિન પહોંચીને રાતના એ ઘેર ગોરકીમાં આવે છે ત્યારે ઉંઘતા મોસ્કોના બજારોમાં થઇને એની ગાડી દોડી જાય છે. દોડતી ગાડીમાંથી એના લાલ પાટનગર પર એની ગંભીર આંખો ગહન બનીને જોતી હોય છે, અને જગત જનતાના નિદ્રાશાયી પાટનગર પર આનંદ હોય છે.

ગોરકી ગામના ઘરમાં એનેય એનું અંગત જીવન છે. એની પહેલાંની સ્વાનડીઝ નામની સ્રી જુવાનીમાં જ ફેફસાંના સોજાથી ક્રાંતિ પહેલાં મરણ પામી ત્યારે એક દીકરો મૂકી ગઈ હતી. પછી પાછો પચાસ વરસની વયે એ બીજીવાર નાદિયા–આલેલુયા નામની એક કોકેશિયન ડુંગરમાળમાં વસતી યુવતી સાથે પરણ્યો. સરગોની એસ્કીમો પત્નિ તથા લિતવીનોવની અંગ્રેજ ગૃહિણીમાં અપવાદ જેવી આ રાનીપરજની છોકરી ઘણીજ શરમાળ અને શાંત છે. એ શરમાળ અને શાંત વિષે દુનિયા ખૂબ ઓછું જાણે છે.

એટલુંજ કે તે નહિ જેવું જ રશિયન બોલી શકે છે, રાજકારણમાં ઘણું ઓછું સમજે છે, પણ એણે રશિયાના મહાન બોલશેવિકને એક બાળકની ભેટ ધરી છે. અને જોસેફ બોલશેવિક બાપ તરીકે ય કયાં ઓછો છે તે ! એક દિવસ તે એની સ્રી સાથે બેઠો હતો, ત્યારે એમનું પાંચ માસનું બાળક પારણામાં પોઢયું હતું. પણ ત્યાં તો બાઈ સાહેબને રસોડામાં કામ યાદ આવ્યું અને "જરાક બાળકને જોતા રહેજો" કહીને નાદિયા રસોડામાં ચાલી ગઈ.

અને તરતજ બાળકે ચીસો પાડીને રડવા માંડયું. પપ્પા સ્તાલિન પારણા પાસે પહોંચ્યા અને બાળકને શાંત પાડવા ઉપરતળે થઇ ગયા. પછી પરેશાન થઇને બાળકને શાંત પાડવાનો એક નવો પ્રયોગ પપ્પાના મહાન માથામાં ઝબકી પડયો અને એમણે સળગતી હોકલીનો દમ ખેંચીને ધૂમાડાના બેચાર ગોટા રડતા બાળકના ચહેરા પર નાખ્યા પણ બાળકે સમાજવાદના ઘડવૈયા બાપાને પણ મૂંઝવી નાખે તેવી ચીસો પાડી રડવા માંડયું. પગથી માથાસુધી મૂંઝાઈ પડેલા પપ્પાએ પારણામાંથી બાળકને બહાર કાઢયું અને બાળકના મોઢામાં હોકલી ઘાલીને જ્યોરજિયાના જંગલનો નાચ નાચવા માંડયો. અને તોય બાળકે તો પગ પછાડીને બળવો ચાલુ જ રાખ્યો, ત્યારે શાંતિની પ્રતિમા જેવો સ્તાલિન પણ ગુસ્સે થઈ ગયો અને ગરજી પડયો: "ઊભો રહે, હમણાં કાળભીઢ સોજીનને બોલાવું છું." અને તેણે બાળકને ગુસ્સાથી પારણામાં સુવાડી દીધું.

પણ ત્યાં તો બન્નેની વહારે બાળકની જુવાન માતા દોડી આવી અને બાળકને મૂંઝવવા માટે સ્તાલિન સામે આંખો તતડાવી રહી: "ન જોયા મોટા બોલશેવિક ! આને શાના ધુરકો છો ?"

અને પછી ખસિયાણો પડેલો સ્તાલિન આ ભારે મુશ્કેલીમાં મહાત થઇને બહારની ઓસરીમાં જઇને જોરથી આંટા મારી રહ્યો.

એવા સ્તાલિનની કોકેશિયન માતા કેથેરીન ત્યારે મરણ પામી નહોતી, અને મહાન દીકરાની મગરૂબીમાં મસ્તાન બનીને ટીફ્લીસના સોવિયેત વડાના મહેલમાં ફરતી હતી. ક્યારેક ક્યારેક એ ડોસીને દેખતાં લોકો આંગળી ચિંધતાં બોલતાં હતાં, "એજ...એ, બિરાદર સ્તાલિનની મા."

એક દિવસે સ્તાલિનનો દીકરો મોસ્કોથી ઉપડીને દાદી પાસે આવ્યો હતો. દાદીને તે કહી રહ્યો હતો "હું મોસ્કોની ટેકનીકલ ઈનસ્ટીટયુટના પહેલા વરસની પરીક્ષામાં નાપાસ થયો અને મને કાઢી મૂકયો."

"કોણે ?" દાદીની દાઢ ડગડગતી હતી.

દીકરાએ દાદીને ફરીયાદ કરી: "સ્તાલિને કહ્યું કે, ઈજનેર ન થવું હોય તો જાવ જ્યોરજિયામાં, ત્યાં આપણા બાપાની ચામડાં શીવવાની દુકાન ખોલીને મોચીનો ધંધો કરી ખાજો."

"એ કોણ એવું કહેનાર ?" દાદીનો પિત્તો ઉછળ્યો. દાદીનો પ્રકોપ નિહાળી દીકરો મૂંગો રહ્યો. દાદીમા બબડયાં: "શો જમાનો બદલાયો છે! પોતાના સગા દીકરાને પણ...."

પણ એવા જીવનસંસારવાળો સ્તાલિન જાણે નાનપણમાંથી અભ્યાસ છોડી દેવાનું વેર વાળતો હોય તેમ નવરાશના બધા સમયમાં વાંચ્યા જ કરતો હોય છે. થોડાં વરસ પહેલાં એણે અંગ્રેજી શીખવાનો ઘણો પ્રયત્ન કર્યો પણ નવી ભાષા શીખવામાં ખૂબ પછાત એવા એ બોલશેવિક સાથે અંગ્રેજી જબાનનો જોગ ન ખાધો અને કંટાળીને એણે એ લપ છોડી દીધી. જરમન શીખવાનો પણ એણે પ્રયત્ન કરી જોયો અને તેમાંય એવું થતાં એણે વિચાર પણ માંડી વાળ્યો.

એમ આજે સોવિયેત રશિયાનો મહાન બોલશેવિક સ્તાલિન, બીજા બોલશેવિકોની જેમ અંગત જીવનમાં નિખાલસ અને નમ્ર બનીને ગોરકી ગામના રહેવાસી તરીકે જીવે છે. એના ઘરમાં એ ઘણીવાર જુનાં અને થીંગડાંવાળાં કપડાં પહેરીને બેસે છે ત્યારે એની નવજુવાન પત્નિ ઠપકો આપે તે પહેલાંજ કહી પડે છે: "મને એટલીય છુટ...નહીં કે? મેં મારા જીવનનાં ઘણાં વર્ષો આવાં જ કપડાં ઓઢયાં છે એટલે નવાં પહેરૂં છું ત્યારે મને ચેન પણ નથી પડતું." "પણ આ કોટ પાટલુનને કેટલાં વરસ થયાં તેની કંઈ ખબર છે!" અને નાદિયા એના જુના 'સુટ' પર કોઇ વાર ગુસ્સે પણ થાય છે.

"ઘણાં નહિ..." એ જોઈ રહેતો ઝટપટ ગણી કાઢી ને કહેતો હોય છે, "આપણે પરણ્યાં તેટલાં. .સિર્ફ સાત."

અને ત્યારે જાણે કોઈ પૂર્વના અવધૂતને પનારે પડી હોય તેમ ભાન કરતી નાદિયા હસીને એને જતો કરે છે.

પણ નાદિયાને પણ સૌ કામદાર સ્ત્રીઓની જેમ કારખાને જવાનો વખત થઈ જતો હોય છે. કારખાનાનાં કામદાર બિરાદરોની હરોળમાં જાહેર ગાડીઓની રાહ જોતી એય રસ્તા પર ઉભી રહેતી હોય છે, અને બિરાદર નાદિયા સોવિયેત સરકારનાં ઉત્પાદનમાં એનો ફાળો આપતી હોય છે.

પણ ૧૯૩૨ માં નાદિયા એકાએક મરણ પામી તે પહેલાં તેને સાજી કરી દેવાનો આગ્રહ કરતા સ્તાલિનને ડોકટરો કહેતા હતા, હવે વળે તેમ નથી.

અને સ્તાલિન મરણ પથારીએ પડેલી નાદિયા સામે મમતાથી જોઇ રહેતો યાદ કરતો હતોઃ "પોતાની અંગત મુશ્કેલીની ફરિયાદ સરખી કરવાનું નાદિયાએ પસંદ ન કર્યું! બોલશેવિક સમાજવાદી સમાજ ઘડતરના કાળમાં આવી કેટલીય નાદિયાઓ...' અને એને અનેક પ્રસંગો વીંટળી વળ્યા. એપેન્ડીસાઇટીસથી મરણ પામતી નાદિયા તરફ સ્તાલિન એકાગ્ર બની ટગી રહ્યો.

પછી તો, મા વિનાનાં બાળકોની જે શાળા માવજત કરે છે તે નં. ૨૫ ની શાળામાં સ્તાલિને નાદિયાથી થયેલાં પોતાનાં બે બચ્ચાંને મોકલવા માંડયાં. એમાંની

એક સ્વેપ્લાના નામની દીકરી છે; બીજો વાસિલી નામનો દીકરો છે.

સોવિયેત સરકારના સ્થંભ જેવા સાથીદારો ઉપરાંત સ્તાલિનને બીજા દોસ્તો પણ છે. એ દોસ્તોની યાદ એને રજાઓના દિવસોમાં ટીફલીસ તરફ ખેંચે છે. આજે પણ રેલ્વે કામદારો તરીકે કામ કરતા એ જુના દોસ્તોના કામદાર વાસમાં એ દોડી જાય છે. અને તેમનાં ઘરમાં તેમને ભેટી પડતો જડબાંતોડ જ્યોરજિયન ઝબાનમાં પહેલાંની જેમજ વાતચીતોમાં મશગુલ બને છે. ત્યારે સોવિયેત રશિયાનો એ મહાન સ્તાલિન ટિફલિસની રેલ્વેના કામદારોમાંથી કોઈ રીતે જુદો પડતો નથી. એના જુના કામદાર બિરાદરો એને બિરાદર ઝોઝો કે સોસો કહીને જુના દિવસની જેમ આવકારતા કોઇ ખાટ કે ખૂણાની ખુરશી ખસેડતો બેસી પડે છે.

"બિરાદર કોબા, કોબા !" કહેતા એના મિત્રો તરફ માનભાવથી જોતો કોમરેડ કોબા, પોતાની ક્રાંતિની શાળાના એ શિક્ષકો તરફ અંતરના ભાવથી નીતરતો હોય છે ત્યારે એના એ દોસ્તોને ક્રાંતિકાર સ્તાલિન દેખાતો નથી પણ કોકેશિયાની ડુંગરમાળ પર મૂડીવાદ સામે દાવ ખેલતો અંગત સાથીદારીવાળો કોકેશિયન જ દેખાય છે.

એક વખત એ કોકેશિયન પાસે એક અંગ્રેજ ચિત્રકાર બાઇએ આવીને તેનું ચિત્ર દોરવાની માગણી કરી. એણે તરતજ હા પાડી. અને એક બાળકની જેમ ખુશ થતો હોકલી ચેતાવીને ચૂપચાપ બેસી ગયો.

'તમારા ચહેરાની રેખાઓ જલદી ન ભૂલી શકાય તેવી છે.'

અને કોકેશસના કોઈ અંધારા ભૂતકાળના મૂછાળા બહારવટિયાની જેમ ખૂશ થઈ જતો ને મૂછ પર હાથ ફેરવતો એ બોલી પડયો; 'ખરેખર ?'

અને એ મહાન નર પર પેલી બાઈથી હસી દેવાયું ત્યારે સ્તાલિન નાના બાળકની જેમ શરમાઇ પડયો.

પણ આ બધી જીવનદશાઓમાંથી આવતો, સોવિયેત જનતાની દંતકથાઓમાં વણાતો, આખા રશિયા પર અને આખી સૃષ્ટિ પર વિરાટ બનતો જતો સ્તાલિન વધારે ગંભીર, વધારે તેજસ્વી અને વિચારનાં ઉંડાણમાં ગરકી જતો દેખાય છે.

એ એના મંત્રીઓને, ખબરપત્રીઓને, મુલાકાત લેનારાઓને, પરદેશી દૂતોને તથા એના ભણી મીટ માંડી રહેલ જગતની જનતાને તે જલતા જીગરથી બધા સવાલોમાં છૂપાયલો એક જ મંત્ર બોલ્યે વગર બોલ્યે સુણાવે છે: "જગત ક્રાંતિ સમીપ આવી રહેલ છે; તમે તમારી ફરજ બજાવી છે ?"

એ બોલશેવિક અવધૂતની એક જ મહેચ્છા છે. અને દુનિયાની કચડાતી પ્રજાઓની ક્રાન્તિની વિજયકૂચ જીવતે જીવન જોવાની સાંભળવાની એને પૂરી ખાત્રીય છે.

કળા કાંઈ શ્રીમંતશાહીની દાસી બનવા સર્જાઈ નથી. એણે તો જનતાની ભૂખ ભાંગવી જોઇએ. એમની સંગીત, તાલ અને સૌંદર્યની ભૂખ એણે સંતોષવી જોઇએ. માનવીને તેની પેટની ભાખરીની ભૂખ શમ્યા પછી મનની અને હૃદયની ભૂખ શમાવવા માટે પૂરતી તક હોવી જોઇએ. જીંદગીનો વધારે સુંદર વિકાસ કરવાની, કળામય રસવૃત્તિ વિકસાવવાની તક દરેક માનવીને હોવી જોઇએ.

કે. એ. અબ્બાસ

# મેરી જાન

મૂળ લેખક :
એલ. સોબોલેવ
અનુવાદક :
જીતુભાઈ મહેતા

●

**પગે ચાલીને સૂરજનું કિરણ અમારી ઓસરીમાં આવી જતું. દિવસે લિયુબા** કામગીરી પર આવતી. એ આવતી ને અમે આનંદમાં આવી જતા. એ હાલતી ચાલતી, સાથોસાથ જીવન થનગનતું. આ થનગનાટ ઠેઠ અમારા હૈયાને આંબી જતો. સવારે એ કામ પર આવતી તાજીમાજી. સવારની ટાઢ લિયુબાના ગાલ પર ફૂંક મારી જતી. ટાઢનું એકાદું કણ એના ગાલ પર ટમટમતું. લિયુબાને માટે નૃત્ય એકલી એની પગની પાની જ રોકતું નહોતું. લિયુબાની આંખો નાચતી, એનો દેહ ડોલતો. એના હાથ મોજું બની વળવળીઆં લેતા.

ત્યારે પગ ગૂમાવી બેઠેલા, ઇસ્પિતાલના ખાટલામાં પડેલા સિપાહીસાલાર મન ગૂમાવીને બોલી ઉઠતા.

'ગુલાબો પણ જુવાનીના રંગ આગળ સાવ ફીક્કાં લાગે છે. જુવાન છોકરીના ગુલાબી ગાલ ? ગુલાબીના રંગને આબાદ ઉથલાવી દયે છે. લિયુબા ! તું શું ધારે છે ? આપણે આમને આમ જીવ્યા કરવાના કે નહિ ? સાચું કહેજે. મને એમાં જરાય દુઃખ નહિ લાગે.

જવાબમાં લિયુબા સ્મિત છાંટતી ચોકખા અવાજે બોલતી, "ચોક્કસ જીવવાના." ગાયની ડોકની જાણે ઘંટડી બોલતી.

પાતળી લિયુબા ગંભીર બની ગંભીર કામ પાર પાડતી. તોય લાગતું કે કોઈ બચ્ચું રમત રમતાં રમતાં કામ કરી રહ્યું છે. શગડી પાસે લિયુબા ટાઢથી શિંગડું બની ગએલા હાથને શેકતી એ વેળા એક જીભે એ એકસો વાત કરી દેતી.

સવારની આવૃતિના ખબરો એ કડકડાટ બોલી જતી. રસોડામાં શું રંધાઇ રહ્યું હતું એની જાણ કરતી. છબીઘરોમાં ઝબકતાં પોતે જોએલાં બોલપટોની કહાણી કહી દેતી.

ધીરે ધીરે ઇસ્પિતાલમાં આવી પડેલા જખમીઓના જખમોની ધારવાળી છુરી બુઠ્ઠી બની જતી. લિયુબાનો સ્વભાવ ગુલાબી ફૂંક બની દરેકના ઘાવ પર શાંતિ બિછાવતો. લિયુબાની હાજરી દર્દીઓના કાળજાનો કાંટો કાઢી લેતી.

ઈસ્પીતાલનો દુઃખી ચહેરો હસવા માંડતો—લિયુબાનો સંગાથ મળતો ત્યારે.

કામમાં જરા જેટલી બે ચૂક કરતી નહિ. દર્દીના માથાના વાળ ધોવાના હોય તો ઓશીકાં પર પાણીનું એક ટીપું પાડ્યા વિના, લિયુબા વાળ સ્વચ્છ કરી આપતી

કોઇ દર્દીને કાગળ લખાવવો હોય તો હાથમાં કલમ લઇ એ દર્દીનું હૈયું કાગળ પર પાથરી દેતી.

કોઈ દર્દીની હાલત એકાએક ગંભીર બની જાય તો તરતજ મોટા દાકતરને એ તેડું મોકલી દેતી. દર્દી સખ્ત ઇજાની સામે દેહની લડત ચલાવી રહ્યો હોય, એ મોખરા પર ઉભી રહી લિયુબા દર્દીને જોશ આપતી, સુંવાળી લાગણી આપતી, જીવન જીવવા માટેનો હેતુ આપતી, નારીનો કૂંળો સ્પર્શ આપતી; ઉકળેલા જીવને હેઠો બેસાડતી. આસ્તે આસ્તે નીંદરનું ગુલાબી ફૂલ દર્દીઓના બિછાના પરથી એ મેળવી લેતી.

અમે તો લિયુબાની માળા જપતા. અમે સૌ એની પ્રિતમાં નહાતા. અમારી ઓસરીમાં કયારે ય ઇર્ષાને આવવા દીધી નહોતી. જે દિવસે લિયુબા કોઇની પાસે બેસી પ્રિત કરતી ત્યારે અમને લાગતું કે એને નિરાશાની ખીણમાં જતો અટકાવવા લિયુબાએ એને સમાલી લીધો હતો.

આજે સવારે મને 'ઉગારવાનો' વારો હતો. આખી રાત મને ઉંઘ આવી નહોતી. મારાં લમણાંમાં જાત જાતની વાતો રાતના પેઠી હતી. હું મૂંઝાયો હતો. એટલે ઊઠતાં વેંત, સવારે મારે લિયુબાનું સ્મિત મેળવવું હતું. અમારામાંથી કોઈના પર વ્યથા ઊતરી પડી હોય તો એને આંખના એક ઝબકારાથી ઉગારી લેવાની લિયુબાની શકિત અજબ હતી.

દર્દીઓની તપાસ કરી એ મારા બિછાના આગળ આવી. હાથમાં એ ગંજીપાનાં પાનાં લાવી. આજે એની આંખ ઊંડી ઊતરી ગઈ હતી. મુખ અને સ્મિતને છેટું પડી ગયું હતું. ગમગીની એને અડકી ગઈ હતી.

રમવા માટે લિયુબા પાનાં લાવી પણ અમારી રમત શરૂ જ થઇ નહિ. કાળીનો દશો લિયુબાના હાથમાંથી સરી પડયો. આરસની સફેદ જમીન પર એ દશો પડયો ને અમારાં દિલમાં એનો કાળો ડાઘ પડી ગયો.

આજે લિયુબા જુવાન મટી ગઇ. મસ્તીખોર મટી ગઈ. ફૂંદડાંની જેમ બિછાને બિછાને ઉડતી એ રંગીન નારી આજે જીવ વિનાની બની ગઇ.

અમે વાત કરવા લાગ્યાં. લિયુબાનો વર, રણગાડી દળનો એક આગેવાન હતો. શુરાતન માટે એને ચાંદ મળ્યા હતા. આજે મને માહિતી મળી કે લિયુબાના વરનો પત્તો મળતો નહોતો. મહિનાથી લિયુબા પત્તો મેળવવા મહેનત કરતી હતી.

વરનો પત્તો નહોતો. આંખની પાછળ આંસુ હતાં; અંતરમાં નિરાશા હતી તો ય લિયુબા અમને સૌને ઢગલાબંધ સ્મિત આપે જતી હતી. અમને જીવવાની હોંશ આપે જતી હતી. એ એકલી પડતી ત્યારે એના પોતાનાં દુ:ખને એ એની છાતીમાં પેસવા દેતી. આંખને થોડું રોવા દેતી. કોઇને એની જાણ થતી નહોતી. આજે મને લિયુબાના દિલની વાત પરથી આ ખબર પડી.

લિયુબાને ગઇકાલે જ એના વરના દોસ્તે હકીકત કહી હતી.

"સાચું કહું ? મને ખબર છે કે તારો વર પાછળ રહી ગયો છે. દુશ્મનોએ લીધેલા ગામડાંમાં એ રહી ગયો છે. બીજાઓ ત્યાંથી આવી પુગ્યા છે પણ...તારો વર આવ્યો નથી...ચિંતાનું કારણ નથી. એ જરૂર પાછો આવશે. લિયુબા તારે એની વાટ જોવી એ પણ એક ભારી કલા છે."

લિયુબાએ મને આ વાત કહી. લિયુબાના દુઃખમાં મારૂં દુ:ખ હું ભૂલી જ ગયો. લિયુબાના મનને હળવું કરવા મેં કોશિષ કરી. પણ હું પુરૂષ હતો. નારીની બોલી, નારીની હૂંફ મારાથી આઘાં હતાં. અમને જે રોજ ટાઢક આપતી એને ટાઢક આપવા માટેના

શબ્દો મને સાંભર્યાં નહિ.

આ વાત સાંભળીને રણગાડીની અંદર પુરાઇ પરાક્રમ ઝબકાવનાર, પીડા ઝીલનાર સિપાહીસાલાર કકળી ઊઠયો. એની કલ્પના સળગી ઊઠી. પીડા એને સતાવવા લાગી. એને લાગ્યું કે પગ વિનાના એના દેહની "પાની" પર એને ખરજ આવતી હતી. કલ્પના આ ખરજ એને આપી રહી હતી.

લિયુબા તરત જ સમજી ગઇ. બિછાના આગળ આશાનાં કિરણોનો ભારો લઈ આવનાર લિયુબા આજે એની સાથે એક કાળું વાદળ લઈ આવી. એ વાદળને હટાવવા લિયુબા હસી રહી, બોલી રહી, ગીત ગાઇ રહી.

પછી તો મારા બિછાનાની બદલી થઇ. થોડા દિવસો હું બીજી ઇસ્પિતાલમાં સૂઇ આવ્યો.

ફરી પાછો હું એજ ઈસ્પિતાલની ઓસરીમાં આવ્યો. ઘણું ફરી ગયું હતું. જૂના દર્દીઓ ઉપડી ગયા હતા. નવા દર્દીઓ આવ્યા હતા.

મારા બિછાના આગળ એક નવા દર્દીને સુવાડવામાં આવ્યો હતો. સફેદ પાટાઓનો બનેલો એ આદમી મને લાગ્યો.

રણગાડીનો એ આદમી ભુંડી રીતે દાઝયો હતો. એનો ચહેરો બળતી આગે ચાટી લીધો હતો. વાળ બળ્યા હતા, આંખની ભમ્મરો જલી હતી, પાંપણોને આગ ખાઇ ગઇ હતી. ચહેરા પર ચામડીને બદલે અત્યારે કાપડ હતું. કાળા રંગનાં મોટાં ચશ્માં ભયાનક રીતે ચમકતાં હતાં. ચહેરો આટલી ભૂંડી રીતે દાઝયો હતો તોય આંખના ચશ્મા બળતાં બળતાં જરાક માટે બચી ગયાં હતા. એ પોપચાંને ફરી તેજીલાં કરવા માટે રણગાડીના એ આદમીને અહીં સુવાડવામાં આવ્યો હતો.

એ જીવતો હતો એમ લાગતું હતું માત્ર એના હોઠના ચીરાથી. હોઠના એ ચીરામાંથી જબાન ફૂટતી હતી. જીવનની જબાન. માનવ સંબંધને સાંકળતી જબાન—એના વિચારોને ગુંથી દેતી જબાન. એની લાગણીનું રૂપ વેરતી જબાન.

રણગાડીમાં પૂરાઇ એ ભયાનક યુદ્ધ ખેલતો હતો. આજે ઈસ્પિતાલના બિછાનામાં જકડાઇ એ અનેરો જંગ ખેલતો હતો.

એના પાટાઓ ખોલવામાં આવતા હતા, દવા ચોપડવામાં આવતી હતી ત્યારે એને કાળી બળતરા ઊપડતી હતી. રણગાડી પરની એ દિવસની આગ ફરી પાછી સજીવન થતી હતી. એક લાખ ખીલીઓની ધાર એના દેહને ઠોલતી હતી.

તોય એ જીવન માગતો હતો. માનીતો રણમોરચો માગતો હતો. મુકાબલો કરવા માગતો હતો. જીવન જીવવા માટેની આ લાગણી, આ મનોબળ એની જીભ પર જઈ બેસતાં...ને તૂટયા ફૂટયા શબ્દો સરી પડતા.

અંતરની વાત કરવા માટે એનું અંતર ઝંખતું હતું. એની અંધારી એકલી દુનિયામાં એને કોઇ સંગાથીનો દીવડો જોઇતો હતો.

મારા કાન પર એ તૂટતી બોલી પડી. એમાં વીરતાના શબ્દો હતા, એમાં લલકાર હતો, વિજયની આશાનો બોલ હતો, સપનાંનો શબ્દ હતો, એકરાર હતો.

બાવીસ વરસનો જુવાન એની છાતીમાં જે ઉમળકા રાખતો હતો એની અહીં છાઈ ઊડી પડી હતી. વેરાનમાંથી આવેલો એકલો મુસાફર એના જીગરજાન દોસ્તને મળતાં, એના એકાંતનું વેર વાળે એવી રીતે રણગાડી જાળવતો આ જુવાન સંગાથ માટે ઝૂરતો હતો.

એક રાતમાંજ અમારી દોસ્તી બંધાઇ ગઇ. ભયાનક જંગ વેળા અથવા ભયાનક માંદગીમાં જેવી દોસ્તી ભેટી પડે છે એવી દોસ્તી અમને બન્નેને ભેટી પડી, એક રાતમાં.

સવાર પડે એ પહેલાં હું જાગી ગયો. જે બળવાન શરીરો રણભૂમિ પર ભાંગ્યાં હતાં, એ ભાંગેલાં શરીરોને લઇને ઇસ્પિતાલ હજુ ય સુતી હતી. કોઈના મોઢામાંથી પીડાની ચીસ એકાએક નીકળી પડતી હતી.

આ પીડાની ચીસ નીકળતાં એ સફેદ આકૃતિ મારી નજરે પડતી નહોતી એટલે મેં માનીજ લીધું કે લિયુબા ગેરહાજર હતી.

બનતાં સુધી તો ઓલી બીજી નર્સ ફેનિયા કામગીરીમાં હોવી જોઇએ. ફેનિયા થાકી જાય એવી સ્ત્રી હતી. આધેડ વયની હતી. ખુરશીની અંદર ઝોકાં ખાય એવી એ હતી.

બધાં સૂતાં હતાં. રણગાડીનો એ દાઝેલો આદમી, એણે પાણી માગ્યું.

મને લાગ્યું કે હું એને પાણી પાઉં ને કાંઈ વાંધો આવે તો. હું ફેનિયાને જગાડું ત્યાં એણે કહ્યું.

'રહેવા દો. કાંઇ જોતું નથી.'

તોય મેં એના હોઠ પર થોડું પાણી નાખ્યું. પછી એ દાઝેલો ઠરેલા દિલે એક સ્ત્રીને સંભારવા લાગ્યો.

"પાણી પીવડાવતાં તો એક એને જ આવડે છે. જાણે એ પોતે જ પાણી પીતી હોય નહિ, એ રીતે એ મને પાણી પાય છે."

મારાથી રહેવાયું નહિ. મેં પૂછ્યું.

"કોણ છે એ ?"

"મેરી જાન."

અને 'મેરી જાન', અમારી વાતોમાં પરોવાઇ. એક અનોખા પ્યારની વાત મારા કાન પર આવી.

રણગાડીના એ દાઝેલા આદમીએ એની અદીઠ માશુકની વિગતો કહેવા માંડી. એ તો એની આંખે એની પ્યારની પૂતળીને જોઈ શકતો નહોતો. એણે એનાં ઘણાં નામો પાડયાં હતાં. બધા નામો પર પ્યારનાં છુંદણાં પડયાં હતાં.

પહેલા દિવસથી એ દાઝેલાની જીભ પર એક ટાઢુંબોળ પ્યારનું નામ આવ્યું હતું. અમુક નામો એની જીભ બોલી શકતી નહોતી; મોઢાને આગે એવી રીતે બાઝ્યું હતું.

મને તરતજ જડી ગયું એ નામ, લિયુબા. એ બીજી કોઈ નહિ, લિયુબાજ. દાઝેલાનું અંતર લિયુબાની ગુલાબી ફૂંકે ઉપસી આવ્યું હતું. લિયુબાના સ્વભાવનાં સોનેરી કિરણો એ બિછાના આસપાસ ગુંથાઇ ગયાં હતાં.

સવારના પ્હોરમાં એ પહેલી વાત કહેવા લાગ્યો, એના પ્યારની. એણે લિયુબાને જોઇ નહોતી, તો ય એ એની સુરતનું, એની આંખોનું, એના રેશમી વાળનું વર્ણન કરવા લાગ્યો.

લિયુબાના રેશમી વાળ એની દાઝેલી ચામડીએ પણ એક ક્ષણે ઓળખી કાઢયા હતા.

લિયુબાના કોમળ, માયાળુ મદદ કરનારા હાથને એ ઓળખતો હતો. એ

સુંવાળા હાથને પોતાના દાઝેલા હાથ આગળ રાખી, રણગાડીના એ દાઝેલાએ એની જિંદગી કહી દીધી હતી.

એણે એના બાળપણનાં સંભારણાં બિછાના પર ઊતાર્યાં હતાં. જંગનો અહેવાલ એણે આપ્યો હતો. રણભૂમિ ઉપર કડાકો થયો, રણગાડી ઉપર તોફાન આવ્યું, આગ લાગી અને એના શરીર આસપાસ ભડકા ઊડી રહ્યા. એ બધી વાત એણે કહી હતી.

એના એકાંતની મુંઝવણ પણ એણે રજૂ કરી હતી. ભવિષ્યમાં એ ખોડખાંપણ-વાળો રહેશે એનું ચિત્ર પણ દોર્યું હતું.

એક નારી આગળ એક પુરૂષે એના હૃદયને ઊઘાડું કરી દીધું હતું.

અને એ નારીએ એને હિંમત આપી હતી. એની વેદના દૂર કરનારી વાણી એણે ઉચ્ચારી હતી. રડતા બાળકને ઘોડિયામાં સુવાડે એમ એ નારીએ એને નવી આશાના ઘોડિયામાં ઊંઘાડયો હતો.

રણગાડીના આદમીએ આજે બોલ્યાજ કર્યું; મેં સાંભળ્યા જ કર્યું. એનો પ્યાર ખીલ્યો હતો.

એણે એક વાત મારા કાનમાં કહી દીધી:

'કાલે આખરી દી છે' મોટા દાકતરે મને કહ્યું છે કે કાલે મારાં આ ચશ્મા એ કાઢી જોશે. ને કાલે મને ખબર પડશે કે હું દેખી શકીશ કે નહિ.'

પણ આ બાતમી એણે એની પ્યારીને આપી નહોતી. નાહક આંખ જાય ને પ્યારીને એનું દુઃખ થાય એટલી એણે કાલની વાત છૂપી રાખી હતી.

આંખ દેખતી થાય તો તો એ એની માશુકને વધાઇ આપવાનો જ હતો.

એણે તો નક્કી કરી નાખી હતી એની સજની.

હા. એ સજની એકલી હતી. એનો સાજન લડાઈમાં ખપી ગયો હતો, એટલે એ એના કરતાં ય વધુ દુઃખી હતી. એનો ચહેરો બળ્યો હતો.

માશુકનું તો અંતર બળ્યું હતું. એ એને સુખ આપવાનો હતો. એકાંત જીવનમાં એ ગીત લપસાવાનો હતો. એને એક ક્ષણે ગોળી ખાઇ જિંદગી ખતમ કરવાની લાગણી થઇ આવી હતી પણ હવે તો એની દુનિયા બદલાઇ ગઈ હતી. એને મળી હતી, એની માશુક.

આ બધી યોજના ય મને એ કહી રહ્યો. એ તો એમ માની જ બેઠો હતો કે જખ્મોએ એને આ માશુકની ભેટ આપી હતી.

"મારો ચહેરો ગમે તેવો રહેશે તો ય મારી સાથે એ પ્યાર કરશે."

ઉમળકો એની છાતીમાં દોટ દઇ રહ્યો. એ રોવાની અણી પર આવી ગયો.

અને પછી હું એકલો પડયો. લિયુબાનાં સંભારણાં મને ઢંઢોળી રહ્યાં. મને વિચાર આવ્યો. લિયુબાનો આ સાચો પ્યાર હતો? કે દાઝેલા આદમી ઉપરની એ દયા હતી. સ્ત્રી નવા નોખા સુરે પ્રેમ કરતી રહે છે. સહાનુભૂતિ એને પ્રેમ ભણી ઘસડી જાય છે.

દુઃખમાં ભાગીદાર બનવાની લાગણી પણ પ્રેમ જન્માવે છે, પોતે જે આદમીને ગૂમાવ્યો હતો, એ પણ રણગાડીનો એક આગેવાન હતો. અને આ દાઝેલો આદમી પણ રણગાડી હાંકતો હતો. પોતાના સાજનના ભૂતને વળગવાની લિયુબાની ઉમ્મીદ હશે શું?

સવાર પડવાની મેં વાટ જોઈ. મારી ખાત્રી હતી કે લિયુબાની આંખમાંથી મને જવાબ મળી જશે. આવા વિચારમાં હું ફરી સૂઈ ગયો.

તે સવારે હું મોડો ઊઠયો. નર્સો ભણી મેં મારી નજર મોકલી પણ લિયુબાને ક્યાંય દીઠી નહિ.

હું રણુગાડીના દાઝેલા આદમી આગળ ગયો. એ તરત બોલી ઉઠયો.

"મારા પાટા લેવા એ ગઈ છે. જરા પાસે આવો. જો જો હોં, મોટા દાકતરની વાતને ખાનગી રાખજો. આજે તો બધું નક્કી થઈ જવાનું છે. આજે હું મારી આંખે દુનિયા જોઈ શકીશ ?"

હું મુંગો રહ્યો. એણે કહ્યું:

"કહોને કેવી છે, મારી પ્યારી ? પરી જેવી છે ને ? જીગરનો ટુકડો છે ને ? ખુબસુરત છે ને ? જમીનના ચાંદ જેવી છે ને ? તમે તો મારી પૂતળીને જોઇ છે ? કહો કેવી છે ?"

મેં કહ્યું: "ખરેખર, ખુબ દેખાવડી છે."

એના કાન પર મોજડીનો આછો ચમચમાટ આવ્યો. એ બોલ્યો:

"મેરી જાન...આવી પહોંચી."

મેં નજર નાખી, એતો ફેનિયા હતી. એ લિયુબા નહોતી. મને લાગ્યું કે હું ચોખવટ કરૂં.

ફેનિયાને મેં પુછ્યું.

"લિયુબા કયાં છે ?"

ફેનિયાએ જવાબ દીધો:

"લિયુબા ? હા, એ તો ચાલી ગઇ, એના વરનો પત્તો મળ્યો."

ફેનિયા રણુગાડીના એ આદમીને પાટા બાંધવા ગઇ.

ફેનિયાએ એ દાઝેલાના હાથ પોતાના હાથમાં લીધા. મોત સાથે જે હાથ મિલાવાના હતા, હાથ એક જીવતી જાગતી સ્રીના હાથમાં સલામત પડયા હતા.

બન્ને મુંગા રહ્યાં. એ આદમીનાં આંગળાં ફેનિયાએ એનાં આગળાંની અંદર ગૂંથી દીધાં. નારીની હૂંફ બિછાના પર ઊતરી પડી.

ફેનિયા પર મારી નજર પડી. એ કોઇ અસાધારણ મુખ નહોતું. રોજ એવા ચહેરા નજરમાં આવતા હતા અને ઉમટી જતા હતા.

પણ આ એક ક્ષણે મને આ સાધારણ જેવા દેખાતા ફેનિયાના ચહેરામાં અજબ રૂપ લાગ્યું. આ ચહેરો આજ ક્ષણ પહેલાં થાકેલો હતો, પીઢ હતો; પણ પ્રિતની લાગણીએ મુખને અજવાળી દીધું હતું. રશિયન નારીનું આ સરળ મુખ હતું. આશા આપતી માતાનું આ ઉજળું મુખ હતું. મીઠા વિષાદનું આ કોમળ મુખ હતું.

આંખમાં આંસુ બાઝયાં હતાં. અને આંખમાં મોતી બની એ વેરાવા માંગતાં હતાં.

ફેનિયાએ એના મુખને તારવી લીધું, રખે એનાં આંસુ રણુગાડીના આદમીના હાથ પર પડે.

એ બોલ્યો :

"શું છે ? બોલ ને ?"

પછી ફેનિયાએ તરતજ નવી લાગણી ઓઢી આનંદની વાત કરવા માંડી.

ત્યાં તો રણુગાડીના આદમીને માટે પલંગગાડી આવી. ફેનિયાનાં આંસુનો અર્થ ત્યારે મને મળી ગયો.

રણગાડીના આદમીને પલંગગાડીમાં સુવાડવામાં આવ્યો. એની સાથે સાથે, એના હાથને અડકી અડકીને ફેનિયા એને છેક ઓરડા લગી મુકી આવી.

પછી એ બહાર આવી. દિવાલને અઢેલી એ ફરી આંસુ પાડવા લાગી. હું એની પાસે ગયો. એ બોલી :

“મોટા દાકતરે મને બધી વાત કહી છે.” હવે એ ડુસકાં ખાવા માંડી.

મેં એને કહ્યું : “પણ તું રૂવે છે શીદને ? મારી ખાત્રી છે કે એ જોઇ શકશે. એની આંખ દેખતી થઇ જશે.”

ઉંડા નિશ્વાસ સાથે ફેનિયા બોલી: “હા, ને એ એની આંખે મને જોશે. ને તરત જ રૂપની એની કલ્પના ફસડાઈ પડશે. શીદને મારે માટે એણે આવી રૂપાળી કલ્પના કરી ? શીદને એણે ખુબસુરતી શોધી? રૂપ...રૂપ...કોણે રૂપની શોધ કરી ?...મને જવા દ્યો. મને એકલી રહેવા દ્યો.”

ખંડમાંથી મોટા દાકતરનો અધિકારી અવાજ મારા કાન પર પડયો :

‘બહુ સરસ. હવે માત્ર એક અઠવાડિયું અંધારામાં રાખવા પડશે. પછી એ બરાબર અજવાળામાં એમની આંખ ઉઘાડી શકશે...જોઈ શકશે...’

ફેનિયા આ સાંભળી ઠંડી થઇ ગઇ...ને એ ચાલી ગઈ.

આ પછી કોઇએ ફેનિયાને ઇસ્પિતાલમાં જોઇ નથી. એ એને ગામ ગઇ હતી.

જે આદમીને ફેનિયાએ સપનું આપ્યું હતું, જે આદમીને એણે મૃત્યુમાંથી જીવન આપ્યું હતું જે આદમીને એણે જીત અપાવી હતી, જે આદમીને એણે રૂપની મનોહર મૂર્તિ આપી હતી, જે આદમીને એણે પ્રેમ કરતાં શીખવ્યું હતું, એ આદમીનું સપનું અખંડ રાખી એ અદ્રશ્ય થઈ ગઇ હતી.

અજવાળું આપી, એ અંધારામાં ચાલી ગઈ હતી.

# અંગાર

મૂળ લેખક
પ્રબોધકુમાર સાન્યાલ

અનુવાદક
અનિલ કોઠારી

**છેલ્લાં આઠ વર્ષ થયાં હું દિલ્હીમાં નોકરી કરૂં છું. કલકત્તા સાથે મારો** ઘણોજ ઓછો સંપર્ક રહ્યો છે, કોઇ સાલ માત્ર શ્રાધ વખતે જ ગયો હોઇશ. ત્યારે ય થોડું ફરી-રખડી બેચાર ફિલ્મ જોઇ પાછો ચાલ્યો જાઉં છું.

ત્રણ વર્ષ પહેલાં શોભનાએ મારા પર પત્ર લખ્યો હતો, “ભાઇ, તમે સાંભળ્યું જ હશે કે આજે છ મહિના થયાં મારૂં ભાગ્ય ફૂટી ગયું છે. મારા બાબાને લઈ થોડા દિવસ સાસરે ગઈ, પણ ત્યાં ય વધુ રહેવાયું નહિ. તમારા બનેવી જે કંઇ સો-દોઢસો

રૂપિયા પાછળ મૂકી ગયા હતા, તે પણ વપરાઈ ગયા. હવે ચાલે તેમ નથી. મારા ભાઇઓ હોવા છતાં તમને હું સગા ભાઈ તરીકે ગણતી આવી છું. ગમે તેમ થાય, મારા બાળકને ઉછેરી મોટો કર્યા વગર આ દુનિયામાં મારે માટે જંપીને બેસવાનું કોઇ ઠામ નહિ રહે. અહીં લડાઇને લીધે બધી ચીજોના ભાવ ખૂબ વધી ગયા છે. નટુ નોકરીની તપાસમાં રખડે છે, પણ હજી કંઈ ઠેકાણું પડયું નથી. મા પણ બહુ દુઃખ કરે છે. નિશાળની ફી જેટલા ય પૈસા ન રહ્યા ને હારૂએ ભણતર છોડયું. આવી હાલતમાં તમે મહિને દહાડે દશ રૂપિયા મોકલી શકો તો ઘણી જ મદદ થશે."

દિલ્હીની આ નોકરીની પહેલી ખબર ફૂઆએ આપી હતી. આથી, શોભનાનો પત્ર મળતાં સ્વર્ગસ્થ ફૂઆ તરફની કૃતજ્ઞતાથી મારૂં દિલ દ્રવી ઉઠયું. તે દિવસે મેં ૨૫ રૂપિયા મોકલી આપ્યા; અને લખ્યું કે "તારો હારૂ કમાતો થાય ત્યાંસુધી દર મહિને ૧૫ રૂપિયા મોકલતો રહીશ."

આ પછી, શોભના, ફોઇ, નટુ, હારૂ–બધાની સાથે પત્રવ્યવહાર થવા લાગ્યો પૂજાના પ્રસંગે કે બેસતે વરસે હું થોડા થોડા રૂપિયા તેમને મોકલી આપતો. ત્રણ વર્ષ આવી રીતે ચાલ્યું.

આ દરમ્યાન યુદ્ધની ગતિ સાથે બંગાલની શી સ્થિતિ થઈ હશે, શોભના વગેરે કેવી રીતે સંસાર ચલાવતાં હશે તેના પર ખાસ લક્ષ મેં આપ્યું નહિ. એવી જરૂર પણ ન દેખાઈ. વચમાં બોમ્બમારો થયો ને કલકત્તાનાં માણસો નાસભાગ કરતાં હતાં, તે દિવસોમાં શોભનાની ચીઠ્ઠીથી એટલું જ જાણી શકયો, કે ફરીદપુરમાં ચીજોના ભાવો ખૂબ વધી ગયા છે. લોકોની વસતી પણ વધી ગઇ છે, વગેરે. પણ રૂપિયા હું બરાબર મોકલું છું.. નિયમિત રીતે રૂપિયાની પહોંચ અને પત્રો વગેરે બરાબર આવે છે. કોઇ પણ રીતે શોભનાના દિવસો પસાર થઈ રહ્યા છે.

પરંતુ છ મહિના પહેલાં જુદું જ બન્યું. ૧૫ રૂપિયાનો મનીઓર્ડર પાછો આવ્યો. આથી ખબર પડી કે ફરીદપુરમાં કોઇ નથી. એ બધાં કયાં ગયાં, કંઈ જાણી શકાયું નહિ. પત્ર લખ્યો, તેનો પણ જવાબ નહિ. થોડા દિવસ રહીને વળી એક વખત મનીઓર્ડરથી રૂપિયા મોકલ્યા, તે પણ થોડા દિવસ પછી પાછા આવ્યા. કંઈ પણ સમજાયું નહિ. નિરૂપાય થઇ હું ચૂપ રહ્યો. મને વિચાર થયો કે જરૂરત પડશે ત્યારે એ લોકો પોતાની મેળે જ લખશે. મારા સરનામાની તો તેમને ખબર છે.

પણ આજ ફરી ત્રણ વર્ષ પછી કલકત્તા જવા માટે મોકો મળ્યો. અમારી ઓફિસના શેઠ કંઇ કામ માટે કલકત્તે જતા હતા. મારે પણ સાથે જવાનું થયું. મને થયું આ સારી તક છે. ત્રણ અઠવાડિયામાં સોમવારની રજા લઈ શનિવારે ફરીદપુર જઇશ, બે દિવસ મુલાકાત લઇ પાછો આવી જઈશ. મારા મનમાં કૌતુહલ હતું. જેનું વર્તમાન, કે ભાવિ શૂન્ય હતું, તેવાં શોભના ને ફોઇ માસિક પંદર રૂપિયા તરફ કેમ બેદરકારક બની ગયાં તે સમજાયું નહિ. સાંભળ્યું કે ફરીદપુરમાં કોલેરાનો ઉપદ્રવ શરૂ થયો છે. તો, શું એ બધાં રોગનાં ભોગ બન્યા હશે ? કોઈ જ બચી શકયું નહિ હોય ? મારા મનમાં આવી દુર્ભાવનાઓ માથું ઉંચકી રહી.

ખેર, હું શેઠની સાથે કલકત્તે આવ્યો. લખલૂટ ચાર્જ આપીને અમે એક હોટેલમાં ઊતર્યા. આવીને જોયું કે આ વિશાળ મહા નગરીની એક બાજુ ગરીબી ફેલાઇ રહી છે, અને બીજી બાજુ યુદ્ધની જીત માટે જબરજસ્ત તૈયારીઓ ચાલી રહી છે. દેશના બધા લોકો કહે છેઃ 'દુકાળ છે.' સરકાર કહે છે: 'આ દુકાળ નથી, પણ ખાવાની

ચીજોનો અભાવ છે.' બન્નેમાં કેટલો તફાવત !

આ વાતને અહીંજ અટકાવી હું મારા કામમાં ડુબી ગયો. અને તે દરમ્યાન કોઇનો કંઇ પણ વિચાર ન કર્યો. આવી જ રીતે દિવસો વીત્યા. પણ એક દિવસ સિયાલદહ બજાર પાસે નાની ફોઈના વચલા છોકરાની એકાએક મુલાકાત થઇ ગઈ અને ફરી ભૂલાઇ ગયેલું બધું યાદ આવ્યું. સાંજનો વખત હતો. તે શણની બનાવેલી ઝોળીમાં પાંચ શેર ચોખા અને ડાબા હાથમાં શાક લઇને રસ્તા પરથી ચાલ્યો જતો હતો. મને સામેથી આવતો જોઈ ઉભો રહી ગયો. મેં પૂછ્યું "કાં રે ટૂનુ !"

પણ તે જરાય વિસ્મય ન પામ્યો. જાણે કે તેને હવે કોઈ પણ ચીજ વિસ્મય પમાડી શકે તેમ નથી. માત્ર પોતાની ઉદાસ આંખો ઉંચી કરી શાંત કંઠથી તે બોલ્યો, 'ક્યારે આવ્યા, નાના ભાઈ ?'

તેનો હાથ પકડી મેં કહ્યું, "બધાં કેમ છે ?"

"કેમ ?" કહીને તેણે રસ્તા તરફ જોયું. તેની આંખો કસાઇ ખાનામાં કત્લ માટે આવેલી રોગી ગાયોની આંખો જેવી દેખાતી હતી. જાણે આખી શતાબ્દિનું અપમાન તેની આંખોમાં ભર્યું હતું. મોં જરા ફેરવી લઈ તે બોલ્યો, "ઠીક છે સૌ."

મેં સ્મિત કરી કહ્યું, "તારૂં મોઢું કેવું થઈ ગયું છે ? હજી પચ્ચીસમુ વર્ષ પણ પૂરૂં નથી કર્યું અને અત્યારથી જ ઘરડો દેખાય છે ?"

મારા મોં સામે ટૂનુએ જોયું, અને તે બોલી ઉઠયો, "બંગાલમાં તમે રહ્યા હોત તો તમારી પણ આવી જ દશા થઇ હોત, નાના ભાઇ."

વાતમાં અભિમાન હતું, ઈર્ષા હતી, હતાશા હતી. મેં પૂછી જોયું: "ચોખા ખરીદી લાવ્યો લાગે છે." ટૂનુ બોલ્યો, "હા, અમારી ઓફીસમાંથી બાંધેલા ભાવે આપે છે. ચાર માણસો છીએ, પણ અઠવાડિયામાં છ શેર ચોખાથી વધારે નથી મળતું. હમણાં જઈશ ત્યારે ખાવાનું તૈયાર થશે. કેમ, તમે તો મઝામાં છો ને ? ઠીક, ત્યારે જઉં. લડાઇ પૂરી થશે ત્યાં સુધી બચીશું તો વળી મળશું."

મેં પૂછ્યું. "શોભના વગેરે કેમ છે ? એ બધા ફરીદપુરમાં નથી ?"

'ના' કહી ટૂનુ જરા થોભી ગયો. પછી તે બોલ્યો, "મારે મોંએ એ બધી વાત ન સાંભળો તો સારૂં, નાના ભાઈ !"

"કેમ ? એ લોકો ક્યાં છે ?"

"બાઉ બજાર, ૩૧૩ F નંબરમાં." કહીને ટૂનુ બોજો ઉપાડનાર જનાવરની જેમ થાકેલા ટાંટીયાથી લથડીયાં ખાતો ચાલવા લાગ્યો.

ટૂનુની આંખ, મોં અને કંઠમાં નિરુત્સાહ જોઈને શોભના વગેરેને મળવાના મારા હોશકોશ ઊડી ગયા. કલકત્તામાં આવીને તેઓ શહેર બહાર કોઈ ખૂણાખાંચામાં રુમ ભાડે રાખીને રહ્યાં હોત તો પણ ઠીક. પણ બાઉબજાર ! ત્યાં તો ઘરનું ભાડું પણ ઓછું નથી. મને એક વાત યાદ આવી, કદાચ નટુને કોઇ સારી નોકરી મળી ગઈ હશે. આજકાલ અન્ન દુર્લભ છે, પણ નોકરી દુર્લભ નથી. જે માણસો હંમેશાં અક્કલહીન દેખાતા, તે ય આજે બુદ્ધિશાળી બની ગયા છે. જે માણસો જીવનમાં માત્ર સો રૂપિયાથી વધુ કમાવાની કલ્પના પણ ન કરી શકતા તેઓ આજે લડાઈની ચીજો બનાવીને લક્ષાધિપતિ બની ગયા છે. અને કેટલાક તો આ દુકાળમાં ચોખા સંઘરીને હજારો રૂપિયાની મિલ્કત જમાવી બેઠા છે. સંભવ છે કે નટુ જેવાએ પણ લડાઇને લઇને પોતાનું નશીબ બદલાવી દીધું હોય. આ યુધ્ધમાં શું શક્ય નથી ?

એ લોકોની તપાસ કરવી કે નહિ એ ગડમથલમાં અને કામના બોજાને લઇને બીજા પણ કેટલાય દિવસો પસાર થઇ ગયા. પછી તો એક દિવસ અમારા શેઠે એકાએક વાત કરી કે, 'અહીંનું બધું કામ પુરૂં થયું છે. હવે ઉપડી જઇએ.'

મારી પણ અહીં રહેવાની ઇચ્છા ન હતી. અમારી હોટેલની નીચે આખી રાત કેટલાય કંગાલોની દર્દભરી યાતનાઓનાં ઉંકાટા સાંભળી ઉંઘ્યા વગર કેટલીય રાતો જેમ તેમ પસાર કરી હતી. હવે રહેવું મુશ્કેલ હતું. કલકત્તા દુર્ગંધથી ભરાઈ ગયું હતું. તો પણ કોઈના કંઈ પણ સમાચાર જાણ્યા વગર જવું પડશે, તે વિચારે હું બેચેન બની ગયો. છેવટે, ઉપડવાને આગલે દિવસે સામાન તૈયાર કરવા માટે એક દિવસ છુટ્ટી મળી. એક સારી તક પ્રાપ્ત થઇ.

બાઉબજારમાં ઠેકાણું શોધતાં વાર ન લાગી. મને થયું, એ લોકો ગમે તેવી સ્થિતિમાં કાં ન હોય, પણ ઓચિંતા જઈને તેમને છક કરી દઇશ. પણ ઘર જોઇને હું જ ચોંકી ગયો. સામે એક તૈયાર કપડાંની દુકાન હતી, તેની બાજુમાં લોઢાનું કારખાનું હતું, અંદર ઘરેણાવાળાની દુકાન હતી. નીચેના આંગણાંમાં જઇને જોયું તો કેટલાક માણસો જરીનું કાપડ વણી રહ્યા હતા. ઉપરના માળા પર ઘણા માણસો દેખાયા. એ લોજ હતી એ સમજતાં વાર ન લાગી. શંકાથી ફરી એકવાર ઘરના નંબર મેળવી લીધા. ઉં હું ! મારી ભૂલ તો નથી થતી!—મેં વિચાર્યું. પણ નંબર તો દૂનુએ બતાવેલો જ હતો !

ત્યાં તો, બેચાર માણસોએ ખૂબ ગડબડ કરી મૂકી. મેં જોયું કે બાર તેર વર્ષની એક છોકરી ઉપરના માળાની સીડી પસાર કરી લોજની પાસે જઈ રહી હતી, તેને જોઇને ચાર પાંચ માણસો ઉપરથી જુદી જુદી તરેહના હાથના ઈશારા કરી રહ્યા હતા, તરતજ હું જોઈ શકયો કે તે ફોઇની નાનકડી છોકરી હતી. ને તરતજ મેં હાક મારી; "મીનુ !"

મીનુ મારી તરફ ફરી. મેં પૂછયું, "કેમ મને ઓળખ્યો ને ?"

મીનુ સ્તબ્ધ બની મારી સામે ટગી રહી. મેં પૂછયું:

"તારી મા કયાં છે ?"

"અંદર,"

"મને રસ્તો તો બતાવ. અહીં તો ઝઘડાઝઘડી ચાલી રહી છે. આવ નીચે આવ."

મીનુ નીચે આવી; પૂછયું: "આપ કોણ છો ?"

"લુચ્ચી !" કહીને મેં તેનો હાથ પકડી લીધો. "અંદર ચાલ, તારી માની પાસે ચાલ ! ત્યાં બતાવીશ હું કોણ છું ! લુચ્ચી, મને બિલકુલ ભૂલી ગઇ ?"

મને જોઇને ઉપરવાળા માણસો જરા હટી ગયા. હું તરતજ સમજી ગયો કે મારા હાથમાં દબાયેલો મીનુનો હાથ બેચેનીથી અકળાઇ રહ્યો હતો. ને તે સંકોચ અનુભવી રહી હતી. તેને સારૂં લાગતું ન હતું. મેં એક વાર તેની તરફ જોઇ તેનો હાથ છોડી દીધો, પછી મીનુ બોલી, "પેલા પાણીના હોજની પાસેની ગલીમાં સીધા ચાલ્યા જાઓ. બધા ત્યાં જ છે."

એમ બોલી તે ઉપર ચાલી ગઈ. તેનાં આંખ મોં પર વિચિત્ર ભાવો હતા. આ એજ મીનુ ? શરીર પર એક પાતળું સસ્તું કપડું, ચહેરા પર મૂર્તિમંત દરિદ્રતા ! તોપણ તેના અંગમાંથી યૌવનનું સહજ સૌંદર્ય ડોકાતું હતું. મારા હૃદયમાંથી દર્દભર્યો નિસાસો નીકળી ગયો. હું અંદર ચાલવા લાગ્યો. સૌને આશ્ચર્યથી છક કરી દેવાનો મારો ઉત્સાહ મરી ગયો. એક સાંકડા વાંકાચૂંકા રસ્તામાંથી અંદર જઇ મેં બૂમ મારી: "ફોઇ !"

"કોણ ?" અંદરથી એક સ્ત્રીનો કંઠ સંભળાયો, અને તે બહાર આવી બોલી, "કોનું કામ છે ?"

પેલી સ્ત્રી અપરિચિત હતી. કાળો રંગ, નાકમાં ફૂલ, હોઠ પર પાનની લાલી, હાથમાં કાચની બંગડીઓ. આવી જાતની સ્ત્રીઓ બાઉબજારમાં ઘણી છે. મેં પૂછયું, "તમે કોણ છો ?" અને હું આગળ વધ્યો. તેણે જવાબ આપ્યો, "હું અહીંની દુકાનની માલિક છું."

એ વખતે એક છોકરો બહાર આવ્યો. જોઇને જ હું ઓળખી શકયો, કે તે હારુ છે. સસ્મિત વદને મેં પૂછયું, "અરે, હારુ, ઓળખે છે ? તારી મા કયાં છે ?" તેણે મને ઓળખ્યો કે નહિ, તે નથી જાણતો, પણ તે હસીને બોલ્યો, "અંદર આવો ને ! મા રાંધે છે." આગળ આવીને મેં પૂછયું, "તારી મોટી બહેન કયાં ?"

"મોટી બ્હેન હમણાં જ આવતી હશે. બહાર ગઈ છે. તમે અંદર આવો."

બાર વાગ્યાનો સુમાર હતો, તો પણ આ લોકોના ઘરનું ખાવાનું પત્યું ન હતું. ગરીબાઈની સાથે અસભ્યતા અને અજ્ઞાન મળે ને ઘરની કેવી સ્થિતિ કરી નાખે છે, તેનો આ પહેલાં મને ખ્યાલ જ ન હતો. ગંદકી અને જમીન પરના ભેજથી ઉત્પન્ન થતી દુર્ગંધે મારૂં નાક ભરી દીધું હતું. અહીં ગટર, પેલી બાજુ નળ; એક બાજુ સાવરણી, બીજી બાજુ હાંડી, કોલસા અને લાકડાંનો ઢગલો પડયો હતો. પાયખાના અને નળની વચ્ચે ફાટી ગયેલું શણનું કપડું ટાંગીને આબરૂ ઢાંકવાની કોશીષ કરવામાં આવી હતી. ફોઈ જેવી શુદ્ધ આચારની સ્ત્રીએ આ નર્કને કેવી રીતે પોતાનું આશ્રયસ્થાન બનાવ્યું હશે, મને સમજ પડતી ન હતી. મારૂં હૃદય ભયંકર અશાંતિથી ભરાઈ ગયું. રસોડામાં જોઉં છું તો આશ્ચર્યની સાથે મેં જોયું કે, ફોઇ કલઈની વાટકી મોંએ લગાવી ચા પીતી હતી. મને જોઇને બોલી, "અરે નલિનાક્ષ કયારે આવ્યો ?"

પણ હું તો તેને ચા પીતી જોઈને જ ઘડી ભર થંભી ગયો. ફોઈ આચારવિચાર પાળવાવાળી હિંદુ કુટુંબની વિધવા નારી હતી. એને સ્નાન, ધ્યાન, પૂજા, ગંગાસ્નાન દાન વગેરેમાં મશગુલ રહેતી એક શ્રીમંત ઘરની મોટી પ્રતિપાલિકા તરીકે કેટલાય લાંબા સમય થયા જોતો આવ્યો હતો. ત્રણ વર્ષમાં તેનું આ પરિવર્તન ? માંસ રાંધવાના રસોડામાં બેસીને તે કલઈની ભાંગેલી વાટકીમાં ચા પી રહી છે !

મેં કહ્યું "ફોઇ પ્રણામ કરવા ચરણ સ્પર્શ કરવા દેશો ?"

તે પોતાના પગ લાંબા કરતા બોલી, "કલકત્તામાં આવ્યાને અમને લાંબો સમય થઇ ગયો. તને ખબર પણ ન આપી શકયા. ભાઇ આજકાલ કોણ કોની ખબર રાખે છે ? ચારે બાજુ હાહાકાર ફેલાઇ ગયો છે."

હું જરા દુઃખી થતો બોલ્યો, "ફોઈ તમને દર મહિને રૂપિયા તો હું નિયમિત રીતે મોકલતો. પણ આજ છ મહિના થયા તમારી કંઈ ખબર નથી."

"ખબર તો હવે અમે કોઇને પણ આપતાં નથી, નલિનાક્ષ." ફોઇનો કંઠસ્વર ઉદાસીનતા અને તિરસ્કારથી ભરાઈ ગયો. એક વખત હું તેનો આપ્તજન હતો, પણ આજે તે નાખુશ થઈ હોય એમ હું તેની આંખો જોઇને જ સમજી ગયો.

"મોટી બેન !" એમ કહીને પેલી સ્ત્રી હસતી હસતી આવીને ઉભી રહી. ફોઈએ ઉપર જોયું. પેલી બાઇએ પૂછયું : "તમે બજાર આવશો, કે હું જ જાઉં ? બાઉ બજારમાં આજ મોટી મોટી સુંદર માછલી આવી છે, ખૂબ તરફડી રહી છે."

જીભની આવી લોલુપ્તા જોઇને ફોઈ બિલકુલ ઉદાસ બની ગઈ. તે બોલી,

"વિનોદબાલા, આ વખતે તું જ જા."

વિનોદબાલા નિરુત્સાહી બનીને ઉદાસીન મુખે ચાલી ગઈ. ફોઈ બોલી, "નલિનાક્ષ, તને ખાસ ઉતાવળ તો નથી ને ?"

"ખાસ ઉતાવળ નથી," કહીને હું હસ્યો, "આજતો તમારી પાસે જ રહેવાનો વિચાર કરીને જ આવ્યો છું."

"ખૂબ સરસ. પણ તને ખબર છે ભાઈ, કે ખાવાપીવાની ખૂબ તકલીફ છે." આવી રીતે કહેતાં કહેતાં તેણે ચા પીને વાટકી નીચે રાખી દીધી. મારા રહેવાની વાતથી ફોઈના મુખ પર ઉત્સાહ કે આનંદની એક પણ રેખા દેખાઇ નહિ.

મેં પૂછ્યું, " શોભના કયાં છે ફોઇ ?"

"તે હમણાં જ આવતી હશે. પેલા ઘરમાં ગઇ છે." અણગમો વ્યકત કરતાં મેં પૂછ્યું: "શું તે એકલી બહાર જાય છે ?"

ફોઇએ કહ્યું, "ના, ના. તોપણ કયારેક કયારેક દુકાન પરથી તેલ-મીઠું લેવા જવું પડે છે. વિનોદબાલાની સાથે જાય છે."

ફોઈ પોતાની વાતની જવાબદારી ન સમજી. પણ એક વિચિત્ર વિચારથી મારૂં માથું નીચે ઝૂકી ગયું. મેં પૂછ્યું, " શોભનાનો બાબો કયાં ? હવે તો કેટલો બધો મોટો થઇ ગયો હશે."

ફોઈએ જવાબ આપ્યો, "તેના કાકા જોડે એને અમારી પાસે ન મૂકયો."

"એ શું બોલ્યા ફોઈ ? એટલો નાનકડો છોકરો માને છોડી રહી શકશે ? શોભનાથી પણ કેમ રહેવાશે ?"

" શું કામ નહિ રહેવાય ભલા બતાવ તો ? એક રૂપિયાનું બશેર દૂધ પણ નથી મળતું. બાળકને શું ખવરાવીએ ? અમારૂં હાંડલું દિવસોના દિવસો નથી ચડતું. માંદે સાંજે દવા ય કયાં છે ? ને એક સાડીના જોટાની કિંમત ૧૨ થી ૧૪ રૂપિયા પડે છે. બજારમાં ચોખા તો મળતા નથી. બોલ બીજું થાય પણ શું નલિનાક્ષ ? ભીખ યે માગી જોઈ. રાતના બહાર નીકળી સ્વમાનને ઊંચું મૂકી હાથ લાંબો કર્યો." કહીને તેણે લાંબો નિસાસો નાખ્યો.

દુઃખી સ્વરે મેં કહ્યું, " ફોઇ, ટૂનૂ વગેરેના પણ એજ હાલ છે. આજે બધા મૃત્યુ આરે આવી બેઠેલા છે, આથી કોઈ કોઇની ખબર નથી લઇ શકતું. ટૂનુ પાસેથી જ તમારૂં ઠેકાણું મેળવી શકયો !"

ફોઈ અત્યાર સુધી બેઠી હતી, તેથી જે વાત નજરે નહોતી પડી તે હવે પકડાઈ ગઇ. ઊઠીને ઉભા થતાંજ ફોઈનાં ઘસાઈને ફાટી ગયેલાં કપડાં જોઇ મેં મોઢું ફેરવી લીધું. તે બોલી, " આ ઘરનું ઠેકાણું બીજા કોઇને ન આપતો ભાઈ."

આ વખતે મીનુ હસતી હસતી આવી, દરવાજા પાસે ઉભી રહી. તે બોલી, "મા, મા સાંભળે છે ? આ લે, ...હરિશબાબુએ આપ્યું છે."

મીનુના માથાના બાલ વિખરાયેલા હતા. શરીર પરનું કપડું પાતળું હતું. મોઢું લાલ હતું, અને અવાજમાં ઉત્તેજનાનો કંપ હતો. અધિરાઇથી તે બોલી, "જોગિન માસ્તરે કહ્યું છે, ખબર છે શું ? આજે રાતે જશે તો આઠ આના આપશે."

ફોઈએ વિચિત્ર ભાવથી મારા સામું જોયું, અને તડૂકી ઉઠી, "દૂર હટ અહીંથી હરામજાદી, આ જુડે જુડે તારૂં ડાચું તોડી નાખીશ."

મીનુ દબાઇ ગઇ. માનો આવો મિજાજ જોઇને ચાલી જતાં જતાં તે બોલી, "તેં તો કહ્યું હતું, વળી !"

ત્યાંથી હારુ બોલી ઉઠયો, "વળી જૂઠી વાત કરે છે, મીનુ ? હમણાં તને કોણે જવાનું કહ્યું હતું ? માએ તને રાતના જવાનું કહ્યું હતું ને ?"

ફોઈ ગભરાયેલ અવાજે બોલી, "નલિનાક્ષ, તું ય કેવે વખતે આવી ગયો, ભાઈ ? હમણાતો અહીં બધી ગડબડ છે. ઠીક, લે, તું જરા પેલા રૂમમાં જઇ બેસ તો !"

ધીમે ધીમે હું રૂમની અંદર પડેલા એક મેલા બિછાના પર જઈને બેસી ગયો. ગળામાં કોણ જાણે શું થઈ રહ્યું હતું. તેનું સાચું કારણ તો હું સમજી શકયો નહિ. હું આ પરિવારનો જ માણસ છું, આ લોકોમાંનો જ એક. આજ કુટુંબમાં મારો જન્મ થયો; છતાં આજે હું અનુભવી રહ્યો છું કે જાણે હું અહીં સાવ નવો, અપરિચિત અને વગર બોલાવ્યો પરાયો આદમી છું. જે મારી ફોઈ હતી, બ્હેન હતી, જેને હંમેશાં પોતાનાં સમજતો, આ લોકો તે નથી; આ તો બાઉબજારની વિનોદબાલાના સાથીદારો છે. પહેલાનાં આ આબરૂદાર પરિવારની પ્રેત મૂર્તિયો છે !

બારી ખુલ્લી હતી એની ખબર નહિ. બાઉબજારનો એક ભાગ અહીંથી દેખાતો હતો. ત્યાં અસંખ્ય ગાડી અને બીજાં વાહનોની કતાર-ટ્રામ, બસ, મોટર, ગાડું અને માણસોની ગિરદીની વચ્ચે મોતનાં મોંમાં ધકેલાઈ જનારાં અગણિત દુકાળ પીડિતોનો આર્તસ્વર હું સાંભળી રહ્યો હતો.

કંગાલો ટોળું વળી બેઠાં હતાં. તરછોડાયેલા બાળકોનાં હાડપિંજરો મૃત્યુની આશામાં જોરથી રડી રહ્યાં હતાં. તો કોઈ ઓરતોની ખુલ્લી છાતીઓ ઉપર ગટર નાળીઓમાં પડયાં હતાં.

બારી બંધ કરી મોઢું ફેરવવાનો વિચાર કરતો હતો, કે હારૂ અને મીનુનું રડવું સંભળાયું. ફોઈએ લાકડી લઇને નિર્દય રીતે મારવા માંડયું. મને ઉઠીને કહેવાની ઈચ્છા થઈ કે આ લોકોનો કંઇ જ વાંક નથી. નિરપરાધીને અપરાધી બનાવવાનું જે ષડયંત્ર રચાયું છે, તેમાં બધાજ આવીને ફસાઇ પડયા છે. પણ ઉઠીને બહાર જાઉં તે પહેલાં હસવાનો અવાજ મારા કાનો પર અથડાયો. એ અવાજ વધારે નજીક આવતો સંભળાયો. રૂમ તરફ વિનોદબાલા સાથે શોભનાને આવતી જોઈ.

રૂમની પાસે આવી શોભના કંપી ઉઠી. "અરે, નાના ભાઇ ! તું અહીં કયાંથી ? શી રીતે શોધી કાઢયું ?" મેં જવાબ આપ્યો, "બસ, શોધતાં શોધતાં આવી ચડયો. તને કેમ છે ?" આ વખતે શોભનાએ પોતાની આંખોમાં પોતાનું જ મોઢું જોયું. ને એણે આંખો પર હાથ ઢાંકી દીધા. ગભરાયેલ સૂરે તે બોલી, "મને આશા ન હતી કે તું મારૂં ઠેકાણું શોધી શકીશ." હું બોલ્યો, "હા, મારા આવ્યાથી તું રાજી નથી થઇ...."

શોભના ચૂપ રહી. હું ફરી બોલ્યો "ઘણા વખત પછી હું તને જોઉં છું. કેટલુંય રખડયો. દિલ્હીની ને બીજી બધી વાતો તને કહેવા આવ્યો હતો....ખેર. પણ તેં તારા બાબાને શું કામ મોકલી આપ્યો ? એના વિના રહી શકશે ?"

"નહિ રહું તો કેમ ચાલશે, ભાઇ ?"

ચારે બાજૂ નજર ફેરવી મેં કહ્યું, "પણ આ ઘર તો એવું સારૂં નથી. તમે બધા અહીં કેવી રીતે આવ્યા, શોભા ?"

"અહીં ભાડું નથી આપવું પડતું !"

આશ્ચર્ય પામતાં મેં પુછ્યું, "ભાડું નથી આપવું પડતું ? એવો દયાળુ કોણ છે ?"

"આ જેનું ઘર છે, તે ભલા માણસે અમારી કફોડી સ્થિતિ જોઇ દયા કરી અમને રહેવા આપ્યું છે."

"આજના દિવસોમાં તો આવી દયા દુર્લભ છે."

શોભના બોલી, "તેનું કોઈ નથી. એકલો જ રહે છે, એટલે જ...."

વિનોદબાલાએ હાથ ઉંચો કરી શોભનાને ઇશારાથી બોલાવી, શોભના તે તરફ ફરી ચાલી ગઈ. પાંચેક મિનિટ રહીને જ્યારે તે આવી ત્યારે જોયું તો જાળી જેવી પાતળી સાડી ઉતારી તેણે એક મોટું જાડું ધોતિયું પહેર્યું હતું. મેં કહ્યું, "શોભના તેં મકાન બદલ્યું પછી મને લખી શકતી હતી."

"જાણી બૂઝીને ઠેકાણું ન આપ્યું."

"પણ માસિક મોકલાતા પૈસા લેવાનું કેમ બંધ કર્યું ?"

જરાવાર થોભીને શોભના બોલી, "મારા બાબા માટે જ તારી પાસે હાથ લાંબો કર્યો હતો. પણ હવે એ તો અહીં નથી. હવે તે અમારો નથી. પછી પૈસા મંગાવવાની શી જરૂર ?" મેં પૂછ્યું, "તમારૂં ખર્ચ કેવી રીતે ચાલે છે ?"

શોભના બોલી, "તું આજે આવ્યો છે, આજે જ ચાલ્યો જવાનો છે. તો શા માટે આથી બધી વાત સાંભળવા ઈચ્છા રાખે છે, ભાઇ ?"

હું તો ચૂપ થઇ ગયો. જે વાત સાંભળવાનો મને અધિકાર નથી, ખોદીને જાણવાની મને ઇચ્છા નથી. મેં પુછ્યું, "નટુ ક્યાં ?"

"એ તો લોઢાના કારખાનામાં નોકરી કરે છે. મહિને ૨૫ રૂપિયા કમાય છે. દર અઠવાડિયે થોડા ચોખા ને દાળ લઇ આવે છે. આજ કાલ તો એ દારૂ પીતાં પણ શીખી ગયો છે. દરરોજ ઘેર પણ નથી આવતો."

મેં પુછ્યું, 'શું કહે છે ? નટુ જેવો સમજુ છોકરો પણ આવો બની ગયો ? હારૂનું ભણવાનું પણ બંધ છે. એ શું કરે છે ?"

શોભના નીચું મોં કરી બોલી, "આ રસ્તાના નાકા પર ચાની હોટેલમાં એને નોકરી મળી ગઇ હતી; પણ એક દિવસ ખાવાપીવાની ઘણી ચીજો ચોરી લાવ્યો હતો, એટલે નોકરી છૂટી ગઇ. આજે તો બેકાર બેઠો છે."

આ વખતે સ્વભાવિક રીતે શોભનાની વાત હોઠ પર આવી અટકી ગઈ. હુ અસ્વસ્થ થઇ ગયો. આમતેમ આંટા મારી બોલ્યો, "પણ શોભના, એક વાત મને સારી નથી લાગતી. ગમે તેમ હોય, મીનુ હવે જરા મોટી થઇ ગઈ છે, તેને ગમે ત્યાં બહાર મોકલવું સારૂં નથી. ઘરમાં જાતજાતનાં માણસો વસે છે. તું તો સમજી શકે છે..."

તે વખતે બહાર જોડાનો અવાજ સંભળાયો. જોયું, તો અર્ધમેલું પહેરણ પહેરેલો એક માણસ હાથમાં કંઈક ખાવાની ચીજ ઉપાડી અંદર આવ્યો. બોલ્યો, "વિનોદ ક્યાં ગઈ ? મારા ઓરડામાં એક લોટો પાણીનો આપોને ! હાય, રે નસીબ ! ખાવાનું કંઇ હાથમાં જોયું એટલે ખેરિયત નહિ. કુતરાંની જેમ સ્ત્રી-પુરૂષો પાછળ લાગી જાય છે, જાણે હમણાં જ તરાપ મારી ઝૂંટવી લેશે. ગટરમાંથી કેરીની છાલ લઇને ચૂસતાં માનવીઓને હું મારી સગી આંખે જોઇ આવ્યો છું. ઠીક, પાણી લઈ આવી કે ? આપ. આ દુકાળમાં ચાર અવસ્થા જોઇ. સમજીને, વિનોદ ? જો બે દાણા ચોખા મળે તો પહેલાં તો જાણે ઝોળી લઇને ભીખ. અને ત્યારબાદ જો ક્યાંકથી થોડા ભાત મળી જાય તો ભાંગેલી

કલઈની થાળી અને જો કોઈ થોડું ઓસામણ (રાંધેલા ચોખાનું પાણી) આપી દે તો ત્યારબાદ હાથમાં હાંડલું. અને છેલ્લે માત્ર રોવું. કયાંય કશું નથી મળતું. અરે, મળે કયાંથી ? ગૃહસ્થ માણસોને પણ ઓસામણ પીવું પડે છે ! ચાલો, ચાલો ! એ કચેરી ચાવીને પડી રહીશું." આમ બોલતો બોલતો તે અંદર ચાલ્યો ગયો.

મારી આંખોમાં કુતુહલ જોઇ શોભના બોલી, "આ માણસ અહીં કોઈ એક શાળામાં શિક્ષક હતો, આજે નોકરી જ નથી મળતી. રસોડાની બાજુના ઓરડામાં રહે છે."

"એકલોજ રહે છે, કે કુટુંબ પણ સાથે છે ?"

"કમાતો હતો, ત્યારે તેના બધા હતા, પણ તે પછી મોટી છોકરી કયાંક ચાલી ગઈ. વહુએ આપઘાત કર્યો. ને બે દીકરા મામાને ઘેર છે. ભાઇ, આવી રીતે કેટલા દિવસ હજી જીવવું પડશે ? શું આ લડાઇ કયારે ય પૂરી નહિ થાય ?"

આ સવાલનો જવાબ આપવાનું મારી શકિતથી બહાર હતું. તેને આશ્વાસન દેવા માટે પણ હું અશકત હતો. શોભનાની સામે મેં જોયું. તેની આંખો નીચે કાળા ડાઘ હતા, તેના માથાના વાળ તેલ વગર કર્કસ અને વિખરાયેલા હતા, તેના સૂકાયેલા હાથોની નસો બહાર ઉપસી આવેલી હતી, લોહી વગરનું ફિકકું મોં, તેના આખા શરીર પર લડાઈથી પડેલા જખમો જેવા ચાઠાં હતાં. જાણે આ દેશવ્યાપી દુકાળે અપમાનનાં ચિન્હો તેની આંખ અને ચહેરા પર મૂકેલાં હતાં. જાણે તેની વાતો અને કંઠમાંથી નીકળતા સ્વરોમાં આત્મદ્રોહની ચીનગારી પ્રત્યક્ષ થતી હતી. પહેલાંની શાન્ત અને ચારિત્ર્યવાન શોભના–મારી બેન જાણે અસંતોષ રૂપી અગ્નિ–જવાળાની જેમ ભભૂકી રહી છે. તે આશ્વાસન કે ઉપદેશ સાંભળવા તૈયાર નહતી. પણ મારી અતૃપ્ત કૌતૂહલ વૃતિએ મને શાંત બેસવા દીધો નહિ. મેં કહ્યું, "શોભના, આતો તુ માનતી જ હશે કે આ કાળ આપણી આકરી કસોટીનો કાળ છે. ચારે બાજૂ ફેલાયેલ આ વિનાશ–ચક્રમાંથી આપણી માન-મર્યાદા જાળવીને આપણે કોઇ પણ ભોગે બચવુંજ પડશે—"

"માન મર્યાદા ?" શોભના આર્તનાદ કરી બોલી, "કેવી માનમર્યાદા, ભાઈ? આજ પહેલાં તો માત્ર હ્રદયનો અગ્નિ હતો; પણ હવે તો પેટની આગમાં બધું ભસ્મી–ભૂત બની ગયું છે. કોણ કહે છે કે પ્રાણથી માન મોટુ છે ? કયા પ્રપંચીએ પ્રચાર કર્યો છે, કે સ્ત્રીનું હ્રદય તુટી જાય, પણ મોં નહિ ખૂલે ?"

"ભાઈ તું શું કહેવા માગે છે! ભૂખથી જો રોટી રોટી કરતાં મરી જઈએ, આ પેટની જ્વાલામાં આત્મહત્યા કરીએ, અથવા તમારી ભૂખથી મરી ગયેલી મા–બહેનોની લાશોને ચંડાળ ઘસડીને બહાર કાઢે, ત્યારે તમારી માન મર્યાદા કયાં જશે ? જેમણે અમને જીવવા નથી દીધાં, જેમણે અમારા મોંમાંથી અનાજનો એક કોળિયો રહેવા નથી દીધો, જેમણે અમારા શરીરનું લોહી ચુસી–ચુસીને પીધું છે, તેમણે કઇ જાતની માન–મર્યાદા સાચવી છે ! જાઓ, એકેએક ઘરમાં તપાસ કરો. કંગાલોની વાત મૂકો. ગૃહસ્થોના ઘરોમાં ડોકિયું કરો. કેટલીયે માતાઓનાં નાનકડાં બાળકો અનાજના બે દાણા માટે મૃત્યુ પામ્યા. કેટલી બહેનો, માસી, ફોઈઓ અને ભાભીઓ પર્દા પાછળ બેસી કપડાંને અભાવે આંસુની નદીઓ વહાવી રહી છે. અંધારામાં ફાટેલી ચાદર વીંટીને કેટલાંય સ્ત્રી પુરૂષો પોતાના દિવસો પસાર કરી રહ્યાં છે, તે જાણે છે ભાઈ? તેં કદી સાંભળ્યું છે કે

કેટલીય લજ્જાશીલ સ્ત્રીઓ વાસી ચોખાના ઓસામણમાં મીઠું નાખીને જીવી રહી છે ? માન–મર્યાદા ક્યાં રહી છે ?"

સરળ શોભનાને કેટલા વરસો થયા હું જોતો આવ્યો છું. તેના મોં પરના આ ઉશ્કેરાટથી તો મારું માથું ઝુકી પડયું. મેં કહ્યું, "પણ કંટ્રોલની દુકાનોમાં અનાજ કપડાં બધું મળે તો છે ! તને કંઇ ખબર નથી ?"

શોભનાએ મારી તરફ એકવાર જોયું. સામે જોતાં જોતાં તેના ગળામાંથી ઉકળતા ભાતના ઓસામણના ફીણ સમું હસવું નીકળી પડયું. શોભના હા...હા...હા કરતાં હસી પડી. આ હસવું બીભત્સ, ઉન્મત, નિર્લજ્જ અને અપમાનજનક હતું. મારી કુતુહલવૃત્તિ થીજી ગઇ. ફોઇનો માર ખાઇને મીનુ અને હારૂ જોર શોરથી રડી રહ્યાં હતાં. અને તરતજ તે તરફ જોઇને શોભના તડૂકી ઉઠી, "કેમ, શા માટે રડો છો ? સામેથી ટળો..."

વિનોદબાલા કોણ જાણે ક્યાં બેઠી હતી, મોટે અવાજે બોલી ઉઠી, "માસીએ માર્યાં છે. પેલા ઘરના હરીશબાબુ પાસેથી મીનુ પૈસા લઇ આવી હતી ને ! કદાચ હારૂએ કહી દીધું...એટલે..."

જાણે શોભનાના માથા પર દેવતા મૂકયો હોય ને ! સળગી ઊઠી તે બોલી, "જરા કહો તો, તમને એણે શા માટે માર્યાં ?"

ફોઇ નળ પાસેથી બોલી, "મારૂં નહિ, તો શું કરૂં ? બન્ને ગમે તેવી વાતો કહેતાં હતાં. ઠીક જ કર્યું છે માર્યાં તે."

"પણ એમને મારીને તું શું કલંક મિટાવી દેવાની હતી ?"

ફોઇ તડૂકી ઊઠી, "બહુ ન બોલ, શોભા ! હવે બસ થયું. જાણું છું તારા શરીરની આગ દિવસ રાત બડબડ કર્યાં કરે છે. અભાગી તો તું જ છો. તેં માન લાજ ખોયાં તેમાં હું શું કરૂં ? મારાં પેટનાંને હું મારીશ. ખુન કરીશ. મનમાં આવશે તે કરીશ. તું વચમાં બોલવાવાળી કોણ, વળી ?"

શોભના ગર્જી ઊઠી, "તારા પેટની છોકરી જે ધંધા કરી તારે માટે ખાવાનું લઇ આવે છે, એની તને શરમ નથી આવતી. ને ઉપરથી પાછી મારી મારી મીનુના શરીર પર સોળ ઉઠાડી દીધા છે. આ આવીજ કે તારી સમજ ?—જે છે તે હવે એ જ એક છે; પછી ઘરનું ખર્ચ કેવી રીતે ચલાવવાની છો ? તને તો રજેય શરમ નથી આવતી !"

"ઠીક તો હું ય ઉભી બજારે તારી પોલ ખોલીશ, શોભા," આમ કહી તે આગળ વધી. જોરથી બોલી, "નલિનાક્ષ બેઠો છે, એટલે હું ચૂપ છું. કહું ? ફરીદપુરમાંથી વિનોદબાલાનું ઠેકાણું કોણે મેળવ્યું હતું ? ને ગાડીનું ભાડું કોની પાસેથી લીધું હતું ?"

શોભના વળી વધારે જોરથી તડૂકી ઊઠી, "તો હવે હું પણ કહું છું. પેલા માસ્તરને આ ઘરમાં કોણે લાવીને રાખ્યો તો ? હરીશ, જોગન વગેરેની પાસે મીનુને કોણે મોકલી'તી ? મને કિરાની બગાનના ઘરમાં કોણ મૂકી આવ્યું તું ? જવાબ આપ, બોલ ! હોટલમાંથી પાંઉં, રોટી અને હડીના ટુકડા ચોરી લાવવા માટે તેં જ હારૂને નતું કહ્યું ? બોલ તો, નટુએ આવવાનું કેમ બંધ કર્યું ?"

"મોઢું સંભાળીને બોલ શોભા !"

આ વખતે વિનોદબાલા મા–બેટીનો ઝઘડો મિટાવવા વચ્ચમાં આવી. મા અને બેટીનું આ ઉધ્ધત અને માની ન શકાય તેવું અધ:પતન જોઈને હું ત્યાં બેસી શકયો નહિ. ઊઠીને બહાર ચાલ્યો આવ્યો. ફોઇને કહ્યું, "ફોઇ, તમે સ્નાન કરવા જાઓ. શોભા તું પણ શાંતિ રાખ. આ દશા માટે કોને દોષ આપવો ? તારો, મારો, ફોઇનો—

હારુ, મીનુ, વિનોદબાલા, માસ્તર, હરીશ કોઇનો પણ વાંક નથી; પણ જે ગુન્હેગાર છે તેને પકડવો તો આપણી શક્તિથી બ્હારની વાત છે. શોભા! ઠીક હવે હું જાઉં છું વળી કયારેક મળીશું." શોભનાએ મને રોકયો. તે બોલી "નાના ભાઇ, હવે કદી ના આવતો."

હું એક વાર હસવાની કોશીષ કરીને બોલ્યો, "ગાંડી, કયાંની!"

ફોઈ બોલી, "આ ગડબડમાં તને ખાવાપીવાનું પણ ન પૂછ્યું, ભાઇ નલિનાક્ષ, માઠું ન લગાડતો".

વિનોદબાલા બોલી, "ચાલો હવે, બહુ થઇ ગયું. હવે નાહી જમી-પરવારી તૈયાર થાઓ બધા. ઝઘડા ઝઘડીથી પેટ તો ભરાયું નથી. પેટ ભરાય તેવું કંઇક કરો. હું શું પહેલાંથી જાણતી હતી, કે તમે બધા સારા ઘરના છો, નહિતો હું આવી પંચાતમાં પડત પણ શાને?"

અપમાનિત બની એક ઘડીભર વિનોદબાલાની સામે જોયું, અને હું ચૂપચાપ બહાર નીકળી ગયો. પાતાળ પૂરીનાં સુરંગ લોકની શ્વાસરોધક ગંદી હવાથી મુકત થઇ હું પહોળી સડક પર મૃત્યુગામીઓની ચોમેર ફેલાયેલી ચીસો વચ્ચે આવીને ઉભો રહ્યો પેલા કરતાં તો આ કંઇક સારૂં છે. આ અગણિત ભૂખ્યાં માનવોના આર્તનાદોને પણ ઠોકરે મારતો કરૂણ, ઉદાસીન ભાવ કાયમ રહે છે. પણ, જ્યાં નીચ મનની અપવિત્રતા છે, જ્યાં દુકાળ-પીડિત ભૂખ્યાનો માર્મિક આંતર્દાહ છે, જ્યાં નિરૂપાય અનીતિની ગુફામાં રહીને પીડિત માનવ-આત્માઓ અપમાનજનક અન્ન પર નભે છે, તેની આવી બીભત્સતાનું રૂપ દેખીને આક્રંદથી દમ ઘુંટાઈ જાય છે.

પણ આ માણસો બધાં છે કોણ? પહેલાં ફરીદપુરમાં ફૂલ અને શાકભાજીથી ભર્યા ભર્યા ઘરમાં રહેતી આચારવતી માતૃસ્વરૂપ ફોઇ, તાજાજ ખિલેલાં ફૂલ સમી લજ્જા-શીલ બહેન શોભના, ફૂલની બંધ કળી સમાં નિષ્પાપ અને નિષ્કલંક હારૂ, નટુ અને મીનુ—શું આ બધાં એજ લોકો છે? કેવી રીતે એક સુખી પરિવાર નીતિ-ભ્રષ્ટ થઈ ગઇ? મૃત્યુ પહેલાં જ તેમનાં આત્માનું મૃત્યુ કેવી રીતે થઇ ગયું? કેવા પ્રકારનો શાપ તેમના પર ઉતરી આવ્યો? આને માટે કોણ જવાબદાર? આ કેટલાયે મહિનાના ભેગા કરેલા પૈસા હું ખર્ચી શકું છું. આ લોકોને આ હાલતમાં છોડી હું દિલ્હી ન જઈ શકું.

સાંજે બધી દૂકાનો ફરી ફરીને અનાજ વગેરે સામાન એકઠો કર્યો. દશ દશ ગણા પૈસા આપીને ચોખા, અને પાંચ ગણા પૈસા આપીને બીજી ખાવાની વસ્તુઓ જ્યાં ત્યાંથી એકઠી કરી. ખરીદ કરતાં કરતાં રાત પડી ગઇ. આ શ્રાવણ માસનું અંધારૂં હતું. થોડા થોડા અજવાળામાં એક ગાડીમાં સામાન મૂકી શોભનાને ઘર જવા માટે કલકત્તાની સડક પસાર કરી રહ્યો હતો, ત્યારે મારી આ ઉદારતા માટે મને ગર્વ નહતું. ઉલટું, ખોરાકીનો સામાન જોઇને મને ઘૃણા ઉત્પન્ન થતી હતી. આજે રોટીના પ્રશ્ને જીવનના બધા સવાલોને નજીવા કરી મૂકયા છે; આ વિચારે જ આ સામાન તરફ આટલી ઘૃણા પેદા કરી હતી. આ બધો સામાન સ્વાર્થી માણસોએ ઉંડે તળીયે ભંડારોમાં છૂપાવીને રાખ્યો હતો. આજે એ જ જથો જાણે પોતાની પદભ્રષ્ટતાનું વેર બધાનાં માથા પર ચડી લઈ રહ્યો છે. લાંબો રસ્તો પસાર કરી હું બાઉબજારના ઘરના દરવાજા પાસે આવી હાજર થયો. ઘણી મહેનત પછી, બે ત્રણ માણસોની મદદથી એ સામાનને સાંકડા રસ્તાની એક બાજૂ લઇને રાખ્યો. ત્રણ માસની ખોરાકી ખરીદી લઇ આવ્યો હતો. સામાન

સંભાળીને રખાવ્યો.

અંદર એક જગ્યાએ તેલનો દીવો બળી રહ્યો હતો. તે અજવાળામાંથી એક કિરણ મારા શરીર પર પડી રહ્યું હતું. નળની બાજૂમાંથી સ્રીનાં અવાજ સાથે સ્કુલ-માસ્તરનાં કંઠનો અવાજ સંભળાયો. આ સિવાય સ્મશાન–શાંતિ હતી. હું થોડાંક ડગલાં આગળ વધ્યો, અને હાક મારી, "મીનુ ! હારૂ ?"

જવાબ જ ન મળ્યો. બે જ ઘડી પહેલાં જે રૂમમાં હું બેઠો હતો, ત્યાં અંદરથી બંધ હતું. મને થયું કે થાકીને બધાં સૂઇ ગયાં હશે. મેં ફરી પાછી હાક મારી. બહારથી કદાચ મારો અવાજ નહિ પરખાયો હોય; શોભનાએ અંદરથી જ જવાબ આપ્યો, "દિવસ રાત તમે શા માટે હેરાન કરો છો ? મીનુ પેલા ઘરમાં ગઈ છે. આજે તે નહિ મળી શકે. જા, અભાગી ચમાર !"

મેં કહ્યું, "અરે, શોભા એ તો હું છું ! હું છું, નાનો ભાઇ, બીજો કોઇ નથી. બારણું ઉઘાડ."

"નાના ભાઇ !—"

શોભના તરત જ દરવાજો ઉઘાડી મારા પગમાં પડી. રૂંધાયેલા ગળે તે બોલી, "નાના ભાઈ, પેટની આગે અમને નર્કકુંડમાં ધકેલી દીધાં છે, ક્ષમા કર, તારો અવાજ હું ઓળખી શકી નહિ."

શોભનાને મેં હાથ પકડી ઊભી કરી, ને કહ્યું, "છાની રહે. રો નહિ. તું એકલી જ નથી, લાખો કુટુંબો આવી રીતે જ મરી રહ્યાં છે. હિંમત હારવાથી કામ નહિ ચાલે. આવી રીતે આ અવસ્થામાંથી ઉગરવું જ પડશે. શોભા ! સાંભળ, કાલેજ હું દિલ્હી જાઉં છું. એ પહેલાં થોડા દાળ ચોખા ખરીદી લાવ્યો છું. લઇને સાચવી રાખ.'

"ચોખા–દાળ લાવ્યો છે !"

દુર્બળ શરીરની ઉત્તેજનાથી શોભના કંપી ઊઠી. ભૂખ–સંતોષવાની કલ્પનાથી એક જાતના વિકૃત, ઉગ્ર અને અસહ્ય ઉલ્લાસમાં તેનો અવાજ કંપ અનુભવી રહ્યો. રૂંધાયેલા અવાજે બોલી. "તેં અમને બચાવ્યાં, નાના ભાઇ. તારૂં ઋણ હું કદી અદા નહિ કરી શકું." એમ કહી શોભા મારી છાતી પર માથું નાખી રોવા લાગી.

મેં કહ્યું, "તેની સાથે નવાં કપડાંની એક પોટલી છે, તેને પહેલાં જુદાં કરી લે, શોભા."

શોભના મને છોડી તેલનો દીવો લઈ પહેલાં તો ખોરાકીનો સામાન જોવા લાગી. અને પછી અંતિમ સંતોષ સાથે કપડાંની પોટલી લઇ ઘરમાં રાખી આવી. તે બોલી : યાદ છે, કોરાં કપડાં પહેરી કોઈની સામે આવતાં મને પહેલાં કેટલી શરમ આવતી હતી ? દુકાનમાંથી દાળ–ચોખા લાવીને ઘરમાં સંતાડી મૂકતી કે જેથી કોઇ એમ ન સમજે કે આ ઘરમાં ખાવા માટે કંઇ જ નથી. યાદ છે ને નાના ભાઇ ?

મેં કહ્યું, "બધું ય યાદ છે બહેન !"

શોભનાએ કરૂણ કંઠે કહ્યું, 'ભાઈ, તું કહી શકશે કે આ દુકાળનો ક્યારે અંત આવશે ? બધા માણસો તો કહે છે કે નવું ધાન આવશે ત્યારે અમને બધાને ભૂખે નહિ મરવું પડે."

તેનું આક્રંદ સાંભળી હું તો ચૂપજ રહ્યો, કેમકે સરકારી નોકર હોવા છતાં મને અંદરની વાતોની ખબર ન હતી. શોભનાએ ફરી પૂછ્યું: "ફરીદપુરના મોટાં ખેતરો તને યાદ છે ? ખ્યાલ કર એ ખેતરોમાં ફરી પાછાં 'અમન'નાં સોનેરી કણુસલા પાકી ગયાં

હશે. ને પવનની લહેરોમાં તેનાં માથાં આનંદ સાથે ડોલતાં હશે. દરેક ખેતરમાં કિસાનોનાં જુથ ગાતાં ગાતાં ધાનને લણતાં હશે. એ લક્ષ્મીને બાંધી સૌ ઘરમાં લાવતાં હશે. યાદ આવે છે, તને ?"

શોભનાની આંખો કદાચ એક વખત બંગ-ભૂમિનાં સોનેરી ખેતરો પર ફરી વળી. પણ હું તેલના દીવાના આછા પ્રકાશમાં આ નર્કકુંડ સિવાય બીજું કંઈ જ જોઇ શકયો નહિ. માત્ર નિશ્વાસ નાખી બોલ્યો, "બરાબર યાદ છે."

"પણ ભાઇ, આ હું શું સાંભળી રહી છું ?" શોભના મારા તરફ જોઈને બોલી. બીકથી આંખો ઉંચી કરી તે બોલી, "લાંબા લાંબા કાગળ ખોલીને શું ફરી તે લોકો અમારી છાતીનું લોહી ચૂસી લેશે ? નવા અમન પાક પછી ય શું અમારૂં ઘર કંગાળોનાં રૂદનથી ભરાઇ જશે ?

કંઈક જવાબ દેવાનો વિચાર કરતો હતો ત્યાં બહારથી કોઇકનાં પગલાંનો અવાજ કાને પડતાં શોભનાએ ચોંકીને અંધારા તરફ આંખો લંબાવી. ને પછી કાંપતાં કાંપતાં બોલી, "ભાઇ, હવે તું જા. રાત થઈ ગઇ છે. નવ વાગ્યા હશે. મને ખ્યાલ જ ન રહ્યો. જરૂર નવ થયા હશે, હવે તું જા."

"બધું બરાબર અંદર લઇ લે."

"લઇશ, બરાબર લઈશ. દાળ ચોખાનો એક એક કણ ગણી ગણીને રાખીશ. પણ હવે તું જા. રહે, બત્તી બતાવું."

શોભના ચંચળ બનીને મને બહાર ખેંચવા લાગી, તે વખતે જ એક કોઈક માણસ અંધારામાં પડેલી ચોખાની પોટલી સાથે ઠોકર ખાઈ અંદર આવી ઉભો રહ્યો. બિલકુલ લથડિયાં ખાતો બોલ્યો, "ઓહ ! નવા માણસને જોઉં છું. દાળ-ચોખા લાવીને તદન ખુલ્લો વ્યાપાર ?"

તેના શરીર પર ખાખી ખમીશ હતું. શરીરમાંથી દારૂની દુર્ગંધ આવી રહી હતી. મેં પૂછ્યું, "તું કોણ ?"

"હું કારખાનાનો ભૂત છું." આમ કહી શોભનાનો હાથ પકડી તે તેને અંદર ખેંચતાં બોલ્યો, "ચાલ એક વાત છે."

"કોઇ વાત બાત નથી, છોડી દો." કહીને શોભનાએ પોતાનો હાથ છોડાવી લીધો.

"ઠીક !" તે માણસે મોઢું વાંકું કરીને કહ્યું, "કાલે એક રૂપિયો આગળથી આપ્યો કે નહિ ?"

રૂંધાયેલા ગળે શોભના બોલી "કહું છું કે ઘરમાંથી બહાર નીકળ."

"વાહ ! શું બહાર નીકળવા માટે જ દોઢ માઇલ પગે ચાલીને આવ્યો છું ? તેં ય ખરી વાત બતાવી, પાગલ !"

ચીસ પાડીને શોભના બોલી, "કહું છું, જલ્દી નીકળી જા, ચાલ્યો જા !"

શોભના ફરી આક્રંદ કરી બોલી, "ભાઈ, તું ઉભો ઉભો શું જોઇ રહ્યો છે ? આ અપમાનનો શું કોઈ બદલો નથી ? થોભો, આજે હું જ એનું ખૂન કરીશ !"

એમ બોલતી શોભના દોડતી રસોડામાં ચાલી ગઈ. એ વખતે પેલો માણસ ઉઠીને બહાર નીકળી ગયો, ને બોલ્યો, "મહાશય, આ સ્ત્રી આવી રીતે કેટલીય વખત અમારૂં ખૂન કરી ચૂકી છે. સમજ્યા ? મૂળથી જ કંઇ આ છોકરી ખરાબ નથી, પણ જરાક ગરમ સ્વભાવની છે. અને વળી આપ જાણો છો, અમે લોકો રહ્યા કામકાજવાળા માણસ. લોઢા-લાકડા સાથે કામ કરીએ, સ્ત્રીઓના મિજાજ ફિજાજમાં અમે વધુ ન

સમજીએ. આ તો એના મનમાં સમજતી હશે, કે અમારા જેવા માણુસોને વારે ઘડીએ ઠગી શકાય છે."

આ વખતે એક લોટો હાથમાં લઈ શોભના ગાંડાની માફક દોડતી આવી. ફોઈ ગભરાઇને દોડી, હારૂ પણ દોડયો. પેલા માણુસે શાંતિથી કહ્યું, "ઠીક, ઠીક, ખૂન કરવાની જરૂર નથી. કદાચ આજે કંઇ વિચારોનું ભૂત માથા પર ચડી બેઠું હશે. ઠીક, લે, ચાલ્યો જાઉં છુ."

વિનોદબાલા અને ફોઇએ દોડીને શોભનાનો હાથ પકડી લીધો. પેલા માણુસે ફરી દૃઢ અવાજે કહ્યું, "ઠીક, ઠીક છે. પેલી રાતની જેમ આજે પણુ વિનોદના ઘરમાં રહું છું. પણુ અધીં રાતે મને હાક મારી જરૂર બોલાવજે, નહિ તો મને ઉંઘ નહિ આવે, કહી દઉં છું. ઠીક, ત્યારે! અને નહિ તો આવતી કાલે અઢી શેર ચોખા આપી જઈશ. વિનોદ આવ, તારે ત્યાં..." આમ કહીને તે વિનોદબાલાનો હાથ પકડી સ્કુલ માસ્તરની રૂમ તરફ ચાલ્યો. શોભના તરતજ મારા પગમાં પડી રોવા લાગી. તે બોલી, "ક્યારે, નાના ભાઈ, હવે આ રાક્ષસી લડાઈ અટકશે, તું કહે ને? તું કહે, ક્યારે આ અપમાનનો અંત આવશે? હાય મૃત્યુ ય કેમ આવી પહોંચતું નથી!"

ધીમે ધીમે મેં મારા પગ છોડાવી લીધા. શોભના ફરી પાછી ઉશ્કેરાઇ ગઈ. તે બોલી, "તું ગમે ત્યાં જાય, પણુ ત્યાં જો માણુસો રહેતાં હોય તો કહે જે કે અમે લડાઈ નથી લાવ્યા, અમે દુકાળ નથી લાવ્યા. અમે પાપ નથી કર્યું, અમે મરવા નથી ઈચ્છતાં!"

શોભનાની સાથે બીજાં બધાં પણુ રોવા લાગ્યાં, હું નિરૂત્તર રહી અંધની માફક ઠોકરો ખાતો ખાતો બહાર રસ્તા પર આવ્યો. અંધકારમાં કંઈ દેખાતું ન હતું. માત્ર અંધકાર...અનંત અંધકાર. મનમાં થયું, અંગારની આગ બળીબળીને જેવી રીતે નિસ્તેજ થઈ જાય છે, તેવી રીતે આ મહાનગરીમાં ભૂખમરાથી સળગી ઉઠેલાં કંગાલો રસ્તાની ચારે બાજુ, ગટરોમાં પડયાં પડયાં કાન ખોલીને મૃત્યુના પગલાંનો ધીરો ધીરો અવાજ સાંભળતાં બુઝાઈ રહ્યાં છે.



"મહાન કલાનું સર્જન કરવા માટે શ્રદ્ધાની કશી આવશ્યકતા નથી" આ વિધાન સાચું નથી. હિંદુઓના દેવદેવીઓના મહાન શિલ્પ શ્રદ્ધા વિના સર્જાયાં નહોતાં. નહોતો સર્જાયો તાજમહાલ—નારી માટેના પ્રેમનું અમર સ્મારક—શ્રધ્ધા વિના. જે વસ્તુનું તમે સર્જન કરો છો તેમાં તે સર્જન કાળ વખતે શ્રદ્ધા નહિ રાખો તો ઘણા હિંદી કલાકારો કરે છે તેમ તમે જીવંત સર્જન નહિ કરી શકો. પ્રાચીન કલાકારોએ સર્જેલ શક્તિશાળી અને સમૃદ્ધ, અલૌકિક માનવતાના પ્રતિક જેવાં જીવંત દેવ દેવીઓનાં સર્જનને બદલે તમે માત્ર "ઢીંગલા" અને જીવહીન પૂતળાં જ સર્જી શકશો.

અર્વાચીન કલાકારે તો બંગાળની સૌંદર્યભૂમિ પરના મોતના તાંડવમાંથી પ્રેરણા મેળવવાની છે. અને તે પ્રેરણાસ્ફુરિત જે મોત–નૃત્ય સર્જાશે તે સાચું હૃદય વિદારક અને ભયાનક હશે. સર્જકના હૈયામાં ભયંકર નફરત જાગી હશે, જે ગુનેગારો (ગમે તે હોય) ના દિલને ભયથી થથરાવી શકશે."

— હીરાલાલ ગોદીવાળા

# સિંગાપૂર

મૂળ લેખક
મામા વરેરકર
અનુવાદક
જશવંત ઠાકર

[ રંગૂન અને સિંગાપૂર જપાની આક્રમણનો ભોગ બનતાં અનેક હિંદી કુટુંબો ત્યાં રહી ગયાં. રંગૂન પડતાં સિંગાપૂર અને રંગૂન વચ્ચે વાહનવ્યવહાર શરૂ થઇ જાય છે. આ પ્રસંગે સિંગાપૂરમાં રહેતા સદાનંદ અને તેની બ્હેન અમલાને ત્યાં કાકા શાંતારામ અને માસી સાવિત્રી આવે છે. સદાનંદ બ્રિટિશ સત્તા નીચે કારકૂન હતો. જપાની સત્તા નીચે સેન્સર ઓફિસમાં તેણે નોકરી મેળવી લીધી અને ઘડી માટે તેને લાગવા માંડ્યું કે નવી સત્તા નીચે વાતાવરણ સ્થિર અને શાંત થયું હતું. કાકા શાંતારામ વર્તમાનપત્રના તંત્ર હતા અને વિચાર સ્વાતંત્ર્યના હિમાયતી હતા. નવી ગુલામી તેમને વધુને વધુ આકરી લાગવ માંડી. તેઓ રંગૂનથી ત્રાસી સિંગાપૂર આવ્યા છે પણ શાંતિ મેળવવાને બદલે નવા રાજ્ય ની નવી ગુલામી સેવતા દેશબંધુઓનાં દેડકાં જેવાં માનસ જોઇ તેમનું દિલ ભભૂકી ઉઠે છે. જપાન સામે મુક્તિની ઝુંબેશ શરુ કરવા તેઓ બીડું ઝડપે છે. ભત્રીજી અમલા તેને મદદ કરે છે. સદાનંદનાં મિત્રોમાં જપાની અમલદારો હિકૂઝ (છૂપી પોલીસ) અને તારાસિંગ (શીખ યુવક) છે. તારાસિંગની બ્હેન રૂપા સદાનંદને પરણવાની છે અને સદાનંદની બ્હેન અમલા તારાસિંગને. શાંતારામની ભાવનાથી પ્રેરાઇ રૂપા જપાની દળોમાં સ્ત્રીઓની ભરતી કરાવવાનું કામ છોડી દઈ, છૂપી મુક્તિ ઝુંબેશમાં જોડાય છે. શાંતારામ લખે તે રૂપા સાઇક્લો સ્ટાઈલ પર છાપે, વહેંચે વગેરે. આ છૂપાં કામોને પરિણામે ચારે તરફ અસંતોષ અને વિરોધ ફાટી નીકળે છે. જપાનીઓ ક્રોધે ભરાઈ દમનનો કોરડો વીંઝે છે. અને અંતે રૂપા પકડાઈ જાય છે. રૂપા પકડાય છે ત્યારે તારાસિંગ અને સદાનંદ રૂપાને બચાવવા માટે શાંતારામનું નામ છૂપી પોલિસને આપી આવે છે. બીજી બાજુ, જપાની દમનથી ગભરાયેલ સદાનંદ શાંતારામ અને સાવિત્રીને ઘર છોડી ચાલ્યા જવા હુકમ કરે છે. સાવિત્રી અને શાંતરામ જવાની તૈયારી કરે છે. ત્યારે રૂપા છૂટીને આવેલી દેખાય છે.]

*

[શાંતારામ અને સાવિત્રી ઘર બહાર પગ મૂકવા જાય છે ત્યાં ગભરાઈ સીસકાર નાખી અંદર આવે છે. તેમની સામે રૂપા ઉભી છે. અંગ પરનાં વસ્ત્ર ફાટી ગયાં છે અને વાળ અસ્તવ્યસ્ત થઇ ગયાં છે.]

**શાતારામ :** રૂપા ?...તું ! તું ?...તું...

(રૂપા શાંત પણ દુઃખી નજરે જુએ છે.)

નાસી આવી ?...(રૂપા ડોકું હલાવી ના પાડે છે.). તને છોડી ?...કેમ છોડી ? શા માટે છોડી ? (મૌન). તેં માફી માગી ?...બોલ—

રૂપા : ના.
શાંતારામ : નામ કહી દીધાં ?...
રૂપા : ના.
શાંતારામ : તો પછી તને છોડી દીધી શી રીતે ? બોલ...
સદાનંદ : રૂપા ! રૂપા તારી આ સ્થિતિ ?...
રૂપા : (સદાનંદને) ચૂપ રહો !...
સદાનંદ : તું મને ચૂપ રહેવાનું કહે છે ?
રૂપા : ચૂપ રહો ! દૂર રહો...(શાંતારામને) મેં નામ કહ્યાં નથી.
શાંતારામ : શાબાસ !

(સાવિત્રી રૂપા પાસે જાય છે. રૂપા માતાની હુંફ અનુભવતી હોય તેમ રડી પડે છે.)

સાવિત્રી : મારી દીકરી ! રડી લે. રડાય તેટલું રડી લે. ચાર દિવસમાં કેવી થઈ ગઇ છે ?
રૂપા : એક જ રાત...
શાંતારામ : એક જ રાત ?
સદાનંદ : એક રાતમાં તો વાળ પણ સફેદ થઈ ગયા.
રૂપા : ચૂપ રહો !
શાંતારામ : મને અચરજ એનું થાય છે કે તું જીવતી રહી શી રીતે ? આનાથી તો...
રૂપા : હા; મરી ગઇ હોત તો મને પણ આનંદ થતે. પણ ત્યાં મરવું સહેલું નથી. ત્યાં એટલો સખત ચોકી પહેરો હોય છે કે આપઘાત કરવાનું પણ શકય નથી.
સાવિત્રી : ઓ, એ શું બોલી ?
રૂપા : હા. અપઘાત કરવો...અરે એવી ક્ષણે મોત પણ ભાગ્યવાનને જ મળે છે.
શાંતારામ: ત્યાં કોણ કોણ હતું ? બીજા કયા કેદી હતા ?
રૂપા : શી ખબર ?...મને તો તમારી એટલી ચિંતા થતી હતી...
શાંતારામ : પણ, રૂપા ! તને કેવી રીતે છોડવામાં આવી ?
રૂપા : મને પણ તે સમજાતું નથી. મને શા માટે છોડી છે એ વિચારેજ મારો જીવ ગભરાય છે...હવે—મને છોડીને તમે કયાંય ન જતા !
શાંતારામ : કોણ કોને છોડી કયારે જતું રહેશે તે કઈ રીતે કહું ?...આજે તો પ્રલયકાળ ચાલે છે...અને...

(ડિકૂઝ અંદર આવે છે)

મનુ ડિકૂઝ ?...
રૂપા : મનુ ?
સાવિત્રી : મનુ ?
ડિકૂઝ : હા ! હુંજ ડિકૂઝ !...ત્રણ દિવસથી સંતાતો ફરૂં છું. પણ હવે પકડાઇ જઈશ—કદાચ......અહીં મને કોઇ પકડવાનું નથી.
શાંતારામ : કેમ ?...
ડિકૂઝ : એ તો દે જાણે !...હું કેવો નિર્દય છું ? આ જાપાનીઓ પાસેથી એક વાત શીખી ગયો છું. તેમના હાથમાં તો કદિયે પડવું નહિ...(રિવોલ્વર કાઢી)

આ લો !...તમારા રક્ષણ માટે—તમારી પાસે રાખો...(બીજી રિવોલ્વર રૂપાને આપે છે) અને—આ—તું રાખ ! રૂપા !

રૂપા : (પ્રફુલ્લ બની) વાહ !...મારા ભાઇ ! ભાઇ !...

ડિકૂઝ : હું હમણાંજ આવું છું. (જાય છે)

સદાનંદ : (ચીડાઇ) રૂપા ! આ રિવોલ્વર શા માટે લીધી ?

રૂપા : તમને નથી સમજાતું ?

સદાનંદ : ના...

રૂપા : તો—શાંત બેસી રહો. ભળતા પ્રશ્નો ન પૂછો...

સદાનંદ : તારાસિંગ તને મળ્યો ?...

રૂપા : હવે કોઈ મારો ભાઈ નથી.

સદાનંદ : શું થયું છે—રૂપા—તને ? મારા પર શા માટે ચીડાય છે ?

રૂપા : તમારી એ રૂપા તો મરી ગઈ. આ રૂપા તો તમને કે કોઇને ય ઓળખતી નથી.

સદાનંદ : શું કહે છે ? તું મને ઓળખતી નથી ?

રૂપા : ના—ના—બસ હવે ?

(સાવિત્રી સદાનંદને દૂર હટવા સૂચના કરે છે)

હવે હું કોઈથી ડરતી નથી.

શાંતારામ : આ પળ પહેલાં તું ડરતી હતી ?

રૂપા : ડરતી ન હતી. પણ મારા હાથ ખાલી હતા...હવે તો એ ભર્યા ભર્યા છે...હું હવે ડરતી નથી...

શાંતારામ : હવે ભીતિનું કારણ રહ્યું નથી.

રૂપા : હેં ?...શું બોલ્યા ?

શાંતારામ : હા ! ડિકૂઝ ગયો...હવે હું જઇશ...તું છૂટી રહેજે...

રૂપા : શી ખબર ! મારે પણ જવું પડે તો ?

(તારાસિંગ આવે છે)

તારાસિંગ : રૂપા ! આવી ?...ઘરે કેમ ન આવી સીધી ?

રૂપા : ઘરે જ આવી છું...આજ મારૂં ઘર છે.

તારાસિંગ : રૂપા !

રૂપા : હા ! હવે આ મારૂં ઘર છે મારે બીજું એકે ય ઘર નથી...

તારાસિંગ : હેં ? તેં લગ્ન કરી નાખ્યું !

રૂપા : ના; હવે હું કોઇની ગુલામી કરવાની નથી.

તારાસિંગ : રૂપા શું કહે છે ? તારા માટે મેં આટલું કર્યું છે—છતાં—

રૂપા : શું કર્યું એવું હૈ ?

તારાસિંગ : તને છોડાવી તે—

રૂપા : કેવી રીતે ?

તારાસિંગ : ગમે તે રીતે...તું છૂટી ગઇ તેટલું બસ નથી...?

રૂપા : ના ! હું કેવી રીતે છૂટી ગઈ તે મારે જાણવું છે.

તારાસિંગ : મારી બધી ઓળખાણ—લાગવગ—મેં ખરચી નાખી....

રૂપા : તારૂં બધું વજન નાખે તોય જપાની ત્રાજવું નબળું પડે એવું નથી...બોલ

તેં શું કર્યું ? જો મારા તરફ...મારા ચહેરા પર નજર કર...તને સમજાયું કે આ શું થયું છે ? મારા પ્રાણ અને મારા શરીરની ય પરવા વિના મેં મારા ધ્યેયનું રક્ષણ કર્યું છે ? ત્યારે તું, બોલ, તું શું કહી આવ્યો ? બોલ !...

**તારાસિંગ :** મારી બહેન માટે....

**રૂપા :** હા ! તેં વિશ્વાસઘાત કર્યો ? મેં જેને માટે મોં બંધ કરી પાશવી યાતનાઓ સહન કરી, તું એજ વાત સામો ચડી કહી આવ્યો ?

**તારાસિંગ :** સાચું હતું તે મેં કહી દીધું !

**રૂપા :** ના ! સાચું હતું તે તેં કહ્યું જ નથી. કાકાનું નામ તેં કહ્યું...પણ તને ખબર ન હતી...મારો ગુનો ઢાંકવા તેં પ્રયત્ન કર્યો, પણ જેટલા આ ગુનેગાર છે તેટલી જ હું છું...

**તારાસિંગ :** પણ એ તો એમની ઉશ્કેરણીથી તેં કર્યું હશે ?

**રૂપા :** ના મને સાચું લાગ્યું ને મેં કર્યું છે....આ ગુનેગાર ને હું નિર્દોષ ? તું ભાઈ નથી. દ્રોહી ઘાતકી છે. પણ રખે ભૂલતો, શાંતારામ પકડાશે તો તેમની જગા હું લેવાની છું...

**તારાસિંગ :** ના—રૂપા એવું ન કરીશ....

**રૂપા :** ચૂપ રહે...દેશના ઉધ્ધારની જુઠ્ઠી કલ્પનામાં તું ઘરમાં આગ લગાવવા આવ્યો છે ?

**તારાસિંગ:** તું અવિચારી છે, રૂપા !

**રૂપા :** અવિચાર તો તેં કર્યો છે. બંધુદ્રોહી તો તું જ છે. દેશદ્રોહી પણ તું જ છે..તું જા...તું મારો ભાઇ નથી...હું તારી બ્હેન નથી...

**અમલા :** તેં કાકાનું નામ આપ્યું ?

**તારાસિંગ:** મેં એકલાએ નહિ પણ આ તારા ભાઇએ પણ એમનું જ નામ દીધું. મફત રૂપા છૂટી નથી.

**અમલા :** (સદાનંદને) ઓહ ! તુ-પણ...અધમ...દેશદ્રોહી...

**સદાનંદ :** અને આ—?

**અમલા :** તમે બન્ને સરખા છો...તમારે માટે આ ધરતી પર સ્થાન નથી...(રૂપાને) જાઓ—હવે જાઓ...

**તારાસિંગ:** (અમલાને) બ્હેન તો એ મારી છે. લોહીના સંબંધે તે મારી બ્હેન છે.

**શાંતારામ :** માતૃભૂમિની સેવા કરવાની પ્રતિજ્ઞા કરનાર માટે બીજા સગાંસંબંધી નથી જ. રૂપા કોઇની બહેન નથી-મા નથી-પત્નિ નથી. તેનું સર્વસ્વ તેની માતૃભૂમિ છે. તારાસિંગ...આ એક સન્યાસ છે...

**તારાસિંગ:** માતૃભૂમિ માટે જ અમે જપાની સાથે દોસ્તી રાખીએ છીએ.

**શાંતારામ:** ભૂલ છે તારી ! પારકાના ઘરમાં આગ લગાડવાથી પોતાના ઘરની આગ બૂઝાતી નથી...એનો માર્ગ તો કુરબાનીનો છે.

**તારાસિંગ:** અમે એમ જ કરવાના છીએ.

**શાંતારામ:** અમે ? અમે કોણ ?

**તારાસિંગ:** અમે—હિંદી ! પરદેશમાં રહેતા બધા હિંદી...

**શાંતારામ:** શી રીતે ?

**તારાસિંગ:** અમે પહેલાં નિઃશસ્ત્ર હતાં પણ હવે જપાની શસ્ત્ર અમારા હાથમાં છે.

એને જોરે અમે દેશને મુક્ત કરવા કુરબાન થઈશું.

**શાંતારામ:** બળતું ન બોલ, ઉધ્ધત! એ શસ્ત્રોની ધારથી તો તમે દેશને વધુ ગુલામ બનાવશો. કોઈ કોઇને મફત મદદ કરતું નથી. જપાનીઓ માટે તો તમે શરીરની ઢાલ છો. લોહી તમારૂં રેડાશે અને વિજય એનો થશે. એમાં માતૃભૂમિનું કલ્યાણ ક્યાં છે?

**તારાસિંગ:** તે પ્રત્યક્ષ દેખાશે તમને...

**શાંતારામ:** મને પ્રત્યક્ષ દેખાય છે જ...બ્રહ્મદેશમાં મેં આ સગી આંખે જોયું છે તેથી તો હું કહું છું. પારકાનાં શસ્ત્રોની જરૂર નથી અમને!...નિષ્કારણ રક્તપાત નથી કરવો અમારે...દેશની મુક્તિ માટે અમારૂં જ લોહી અમે બલિદાન તરીકે આપીશું...પારકાનાં શસ્ત્રે શત્રુ મરતો નથી પણ નવા શત્રુ ઉભા થાય છે. અમે તો અમારા પોતાના શસ્ત્રો વડેજ લડશું...પ્રેમનાં શસ્ત્રે તો સારા જગતને અમે જીતી લઇશું. આજ પરમ સત્ય છે.

**તારાસિંગ:** એક શબ્દ કહું?

**રૂપા :** ચૂપ રહે હવે...

**તારાસિંગ:** પણ—

**શાંતારામ:** હું જાણું છું તારે શું કહેવું છે તે—

**તારાસિંગ:** તમે તૈયાર છો?...

**શાંતારામ:** છળ—દગો થશે તેની મને ખાત્રી જ હતી...પણ હવે તો હું શાંત છું... (રૂપા હસે છે) રૂપા—કેવું હસે છે...મારી લાડકી?

**રૂપા :** ગુરૂદેવ!...

**શાંતારામ:** બેટી!...

(જપાની અને હિંદી સિપાઇઓ આવે છે)

**શાંતારામ:** સાવિત્રી! ભાગ્યવાન છે તું! આજે તો તારા સૌભાગ્યનો સૂર્ય તારા લલાટે ખીલ્યો છે. સાવિત્રી! તારો પતિ આજે માતૃભૂમિની રક્ષા કરતાં ચિરંજીવી બનશે.

**સાવિત્રી :** સાચું કહ્યું, દેવ! માતૃભૂમિના ચરણે આ મારૂં બલિદાન છે.

**શાંતારામ:** તારા સરખીનાં આવાં પુણ્યનાં બળેજ માતૃભૂમિ આઝાદ થશે.

**રૂપા :** તથાસ્તુ...

**શાંતારામ:** અમલા! હું ચાલ્યો! ભૂલીશ ના. પેટાવેલી જ્યોત સળગતી રાખજે! (સીપાઇઓને) ચાલો! લઇ ચાલો! તમારા ભક્ષ્યને!

(સીપાઈઓ શાંતારામને લઇ જાય છે)

**રૂપા :** થોભો—હું પણ આવી!

**તારાસિંગ:** રૂપા! તું ક્યાં જાય છે?

(તારાસિંગ બહાર છે ત્યાં રૂપા બહારથી આવી બારણું બંધ કરી દે છે. આકાશમાં વિમાનની ઘરર્ સંભળાય છે. અને બોંબ ફૂટવાનો અવાજ આવે છે)

**સાવિત્રી :** આ અવાજ સાંભળ, અમુ! સાંભળ! સ્વર્ગનાં કમાડ ઉઘડવાનો અવાજ આવે છે...અમુ!

— સમાપ્ત —



કાવ્યોની વીગતે ઓળખ જરૂરી નથી.

'સોવિયેત' ઉપરનાં કાવ્યોની સંખ્યા વધુ છે, એ આ સંગ્રહનું ગૌરવ ને સૌભાગ્ય છે. સુંદરમનું 'સોવિયેત ભૂમિ' આપણા કાવ્ય-સાહિત્યનું એક ઉચ્ચતમ કાવ્ય છે—આપણી સોવિયેત કવિતાનું એ 'નાન્દી'સમું છે. 'નફરત' કાવ્ય 'સાધના'ના ઉપવાસીની આપણને વધુ સાચી ઓળખ આપી જાય છે. સોવિયેતના કલાકારની વેદના એમણે અપૂર્વ રીતે ઝીલી છે, ને કાતિલ રીતે વ્યકત કરી છે. કરસનદાસ માણેકનાં ત્રણ કાવ્યોમાં—'સ્તાલિનગ્રાદનું ઉપાખ્યાન' વૈશંપાયનની વાણીનો એક ચમત્કાર નમૂનો છે. ફરી પ્રેમાનંદને જીવતો કરી એના હાથમાં માણ પકડાવી એને જગતના મહાન પરિવર્તનોનાં આખ્યાન ગાતો જોવાની આતુરતા માણેક જેવાઓ પૂરી પાડી શકે..., એટલું સામર્થ્ય એમની કવિતામાં છે. ટાગોર સમા મહાકવિએ વ્યકત કરેલ 'બેઠાખાઉ જીવ' સામેનો પુણ્યપ્રકોપ માણેક અચ્છી રીતે ગુજરાતીમાં ઉતાર્યો છે. ને "જંગના પડછંદા" માંની ફિલસૂફીની ચોટીલી રમઝટ એમની પોતાની જ છે...શંકર પંડયાએ 'નૂતન સંસ્કૃતિના ઉધાનને' સંબોધી, જે લાંબા કાવ્યની કાયા હજી તેમના મનમાં ઘોળાઈ રહી છે, તેની ઝાંખી આપી છે. એમાંથી ટપકતી સચ્ચાઇ પ્રશંસાને પાત્ર છે. જ્યારે ગુજરાતી સાહિત્યમાં ગંભીર યુદ્ધ કાવ્યોની લાંબી સોનેટમાળા રજૂ કરનાર હથોટીબદ્ધા રામપ્રસાદ શુકલની બે વાનગીઓની યોગ્ય તારીફ આ ગ્રંથના અંતભાગમાં આપેલ 'બિંદુ'ની આલોચનામાંથી મળી રહેશે. એજ સોવિયેતની પ્રેરણા પીને આ દેશની જનતાને પોકારનાર મગનલાલ ચાંદલિયાનો કિસાનજીવ જબ્બર જોમભરી કવિતાનો નમુનો આપી જાય છે. પ્રહલાદ પારેખનું 'હે વૈશાખ' એવી જ ભાવનાનું કવિત્વમય બીજું કાવ્ય છે.

પરંતુ આ વિભાગના ગૌરવ અને આત્માસમું કાવ્ય તો તમને છેક છેલ્લે હાથ ચડે છે. એ છે "ધરતીને"—સંબોધેલ સ્વપ્નસ્થના મહાકાવ્યમાંનો એક અંશ. આખું કાવ્ય હજાર લીટીનું છે...ને એમાં આપણા નાનકડા પણ જાગ્રત બુધ્ધિજીવીઓની આંતરિક મનોવ્યથાનું અત્યંત સૂક્ષ્મ એવું આલેખન છે. એમાં જે સમજ ને જે સત્ય રજૂ કર્યું છે, તેને આપણામાંના ઘણા અપનાવશે; પણ એ અનુભૂતિનો આપણામાંના બહુ થોડાએ આ રીતે અનુભવ કર્યો હશે. ધરતીની છાતી પર તૃણોનાં સ્પંદનથી માંડી જે હજારો પ્રચંડ ઉલ્કાપાતો થાય છે, થઈ રહ્યા છે, થતા આવ્યા છે, એ દર્દ અને સુખની એ મિશ્રિત વિકસતી જતી લાગણીને સમજવા મથવું, અપનાવવા મથવું ને એને વ્યકત કરવા મથવું એ વિકટ કાર્ય છે. મહાકવિને સાધ્ય એવી સૂક્ષ્મ–મહાન અનુભૂતિને આપણા આ પ્રાણભર્યા જાગ્રત કવિએ આલેખવાની હિંમત કરી છે; જો કે, તેમની કચાશ તરી આવ્યા વિના રહેતી નથી; પરંતુ એ 'કચાશ' તો આપણા આજના કવિયુગની મર્યાદા તરફ આંગળી ચીંધે છે. એ 'કચાશ' કોઈ એક વ્યકિતની કચાશ નહિ, યુગની જાગ્રતિની મર્યાદાની કચાશ છે. આવી આ કચાશમાં ય તેમણે જે સિધ્ધિ હાંસલ કરી છે તે આપણી નવી કવિતા જ નહિ, પણ નવી પેઢીને માટે મહાન આશારૂપ છે; ગૌરવભર્યા વારસારૂપ છે. ભાવિના કોઈ મહાકવિ માટે ઈંધનરૂપ છે.

# સોવિયેત ભૂમિ

(લાવણી–કટાવ)

આ ભૂમિ સ્મરણમાં રહેશે,
જગ જીભ નિત્ય કે કહેશે—

આ ધરણીપટ પર બર્બરતાનાં ચક્ર વિરાટ ઘુમ્યાં'તાં,
દૈત્ય સમાં દુર્ધર્ષ બની ટિડ્ડીદલ શાં ઉમટયાં'તાં,
હરી ભરી વાડી જનપદની ઉજ્જડ ખાખ કરંતાં,
રાષ્ટ્ર પરે રાષ્ટ્રો રગદોળી ગર્વથકી ધુરકંતાં;
એ ધસ્યાં પૂર્વને તોરણ સોનાં ઝગમગતાં લેવાને,
સળકી એની દાઢ ભરખવા નવરસના મેવાને,
ભર્યાં ભર્યાં ભંડાર અન્નના, ભૂમિખજાના ભારી
પંજા એના દીર્ઘનખાળા પસર્યા દુર્ગ વિદારી.

કંપ્યું જગ, થથર્યાં જગજન, ને નેત્ર સહુ અંધાર્યાં,
હા, ઢળ્યા ઢળ્યા શું ભોંય મુક્તિના જુગગ્રંખેલ મિનારા—
ત્યાં આ ભૂમિના ભવ્ય નગરના સરિતારમ્યા કિનારે,
થંભી એ અણથંભી કૂચ અચાનક પ્હેલી વારે.
બર્બરતાનાં ચક્ર ફસાયાં કોઈ અકળ કળણમાં,
અણકલ્પ્યાં કો વજ્ર ઉતરિયાં વિરાટ રણ આંગણમાં.
લક્ષ બાહુ છેદાયા અરિના, વ્યૂહ બધા ભેદાયા,
અપરાજિતને મુખ ઢોળાયા હારતણા પડછાયા.

ઉન્નત શિર એ ઢળ્યું અહીં, એ અજેય હ્યાં જીતાયો,
જંગતણા રંગોમાં પહેલો રંગ અહીં પલટાયો.
ભાવિતણા વિજયોનો આંહીં પ્રથમ વિજય મંડાયો,
જગહૈયે આશાનો પ્હેલો શીતળ સાસ ભરાયો.

એ કથા વિજયની, કથા વજ્ર શા જનયોદ્ધાની,
કથા મહાબલ બલિદાનોની, કથા મહા મૈદાની,

ગાતી ગાતી જીભ જગતની,
મુક્ત સદાની બર્બરતાથી,
પાશવતાથી, મૂઢ ગર્વથી,
જનગણના ઉન્મત્ત અહંથી,
મુક્ત બની, જીવન રસ સાચ્ચો,
નિર્મલ સૌમ્ય અને તેજસ્વી
વ્યક્તિ વ્યક્તિની જીવન જ્યોતિ
સમષ્ટિના શુભ તૈલે દ્યોતી,

ઝળહળતી શત શત ઝબકારે
ઊર્ધ્વ પથે બઢતી ઝંકારે
જીવન જગતની ગાશે,
ભાવિની મંગલ માળામાં
આ ભૂમિનું સ્તોત્ર સદાનું
નાન્દી રૂપ ગવાશે.

—સુન્દરમ્

# નફરત

[સોવિયેત-કલાકારનું જગતના સાથી
કલાકારોને સંબોધન]

શહાદતની મને એ યાદ આવે છે, બિરાદર !
અને ધિક્કારનો અગ્નિ જલે છે નેનની અંદર
તને શી રીત સમજાવું જખમ-દિલનાં ભગંદર ?
તને શી રીત બતલાવું વહે જે અંદરોઅંદર ?

હતાં ભાઇ હતી બ્હેની, બધાંની લાશ લટકે છે
પવનને ઝાપટે થીજતાં શબોની યાદ આ દિલે
શહાદત ભવ્ય ને કરપીણ ક્રૂરતાની કથા કહે છે.
અને લટકંત સડતાં એ બદનની મૂંગી દુર્ગંધો
પિશાચી નાઝીઓની નાબુદીનો રાહ ગુંજે છે.

ઉજાડ્યાં ગામનાં ગામો ઉજાડી રમ્ય માનવતા
મને એ ખૂનીઓ કેરાં સ્મરણની આગ દાહે છે.
કહો શી રીત હું ધિક્કાર વિણ જીવી શકું ઘડીયે ?
કહો શી રીત આ કલમે લખું બીજું કશુંયે ?
નથી હું ખૂનનો પ્યાસો, નથી તલવારનો શોખી
મને પણ ખૂન ને તલવારને મારગ ઢસડનારી
પિશાચી જાલિમોની ગંધની નફરત દહે છે;
મને આ ખાખી ગણવેશો બદનમાં શૂળ ખૂંચે છે.

નથી મારે હયે હિંસા નથી ઈર્ષ્યા ન દુર્વાસા
અહો, ના પાપીને બદલે પ્રજા રંજાડવા વાંછા
ફક્ત એક જ સ્પૃહા ને ઝંખના દિલને
કલમને—
પુનિત ધરતી ઉપરથી પાપ ને પાપી
મિટવવા હાથ તલસે છે
અને સૃષ્ટિ બધીને શાંતિ સંસ્કારોમહીં જીવતી
નિરખવા નેન ઝંખે છે.

—ઉપવાસી

# સ્તાલિનોપાખ્યાન

## કડવું પહેલું

શ્રી. જનતેશ્વરીને પ્રણામજ કરી,
સ્વાધીનતાનું ધ્યાનજ ધરી,
આદરૂં સ્ટેલિનો પાખ્યાન રે !
ઉપાખ્યાન સ્ટેલિન કેરૂં રચવા,
અંતર માંહી ઉમંગઃ
વાણી દેજો માતા શારદા,
જેથી રહી જાય રૂડો રંગ !
જેણે માનવતાના મૂલ મૂલવિયાં,
તેની કરવા ચહું વડાઈ;
નથી ગાવી કો ભૂપની મારે
ભાખરી સારૂ ભાટાઈ !

## કડવું બીજું

એક સમે વૈકુંઠ મોઝાર
ડાયરો ભરી બેઠા જગદાધાર
ઋષિમુનિઓ ને વીરો અનેક,
એક મેકથી અદકા વિશેષ.
સંતો, મહંતો ને ભક્તો અનંત,
સુજશ જેમનો ઝળકે દિગન્ત !
એકમેકના કરી ગુણગાન,
અરસપરસ આપે સન્માન !
એવે આવ્યા નારદ રૂષિરાયઃ
ઉઠીને સ્વાગત કરે સભાય,
પ્રભુ નિજ કને તેડે રૂષિજંન,
આપે નિજનું અર્ધાસન !
પછી પ્રણમીને પૂછે વાત

**શ્રી કૃષ્ણ ઉવાચ :**

“વસુધાની શી ગત્ય છે, તાત !
“શી ગત્ય છે તાત, વસુધાતણી,
તે જાણવા અમે આતુર !”
પ્રશ્ન સુણી પ્રભુનો સભામાં
ચડ્યું શાંતિનું પૂર !

## કડવું ત્રીજું

પ્રભુનો પ્રશ્ન સૂણી વીણાપાણિં,
એકાએક થયા છે ઉદાસ;
ફરતી એક નજર ફેંકીને પછી
નાખે છે ઉંડો નિઃશ્વાસ !
સભા તે સઘળી સ્તબ્ધ બનીને
નિરખે છે મુનિનું વંદનઃ
“સદા-હસંતા વિરંચી-સુતને
ઉર કાં આજે અગંન !”
પૃથ્વીમાંથી ઝરણ ઝબૂકે
તેમ સરે મુનિ-મુખથી વાણુઃ

**નારદ ઉવાચઃ**

“મને પુછો વસુધાની વ્યથા, થઈ
અંતર્યામી અજાણ !
અહિં વૈકુંઠ તણા વૈભવમાં
તમે ડુબ્યા મહારાજઃ
ધસતો ત્યાં ધરણી ચાંપતો
હિટલર વાજો વાજ !
આથમણે હિટલરની આંધી,
ને ઉગમણે જાપાનઃ
પાપ અને અંધારની જોડીએ
જગવ્યું જગે ઘમસાણ !
કર્ચ પડયું ને કોકેસસ ભણી
હિટલર દેશે ડગ્ગ;
ને ચંપાશે ચુન્ગીંગ તો પછી
ખળભળી ઉઠશે જગ !
ભડભાદર રણબંકો તોયે,
આખર વણ-હથિયારઃ
ચાંગ બિચારો જશે ચવાઈ,
ને થાશે હાહાકાર !
બ્રહ્મદેશને ભરખીને શત્રુ,
પહોંચ્યો હિંદ-સીમાડેઃ
ઠંડીગાર સરકાર સુતી છે
સીમાલાને શીતળ પા'ડે !
વતન તણી ને વિશ્વતણી
આઝાદીની રક્ષાને કાજ
થનગનતા રણ ચડવા, હિંદના
ચાલીશ કોટિ આજ !
તે સૌના ઉત્સાહ પર ચર્ચિલ
છાંટે ટાઢું પાણીઃ
કોણ જાણે પ્રભુ બ્રિટનની આજે
શાથી મત મુંઝાણી !

યુયુત્સુઓને યુદ્ધથી વારે
ને પછી કરે પોકાર;
"અમ સુ-અલ્પ ને રિપુદળ ઝાઝાં
એટલે બન્યા લાચાર!"

એક જ જાણુ રણુરંગથી ખેલે
મોસ્કોનો બજરંગ:
પણુ વણુ-કુમકે જશે વીલાઈ:
કાંપે છે મારૂં અંગ!

પાંડવ-કૌરવનું મેં નીરખ્યું
કુરૂક્ષેત્રે ધીંગાણું
પણુ આ યુદ્ધની નૌબત પાસે
એ તો તતુડીનું ગાણું!

મેં ગાંડિવ-ધન્વાને દીઠો
ઘુમતો રણુ મોઝાર;
વ્યૂહો રચંતો ને વ્યૂહો ભેદંતો
ને વરસંતો શરધાર!

પણુ ટીમોશેન્કો પ્રભુ જ્યારે
વીંઝે છે નિજ અગ્ન્યશસ્ત્ર:
એક કોટિ કૌન્તેયના જાણે
છૂટે છે સામટાં શસ્ત્ર!

ને એવા તો મહારથી લેનિન-પ્રતાપે
સ્ટેલિન પાસે અનેક—
મેરૂ ને ધ્રુવથી અચળ છે જેનો
અણુનમપણા-કેરો ટેક!

નવ પરધનની લાલચ, લોભ ન
પર ધરા કેરો લગાર:
કેવળ પિતૃભૂમિની રક્ષા
ખાતર ગ્રહ્યાં હથિયાર!

ધર્મ એમને પક્ષે—ને હૈયે
ધૈર્ય ને શૌર્ય અપાર:
ત્હોય હજુ નવ આવે પ્રભુજી,
એના દુઃખોનો પાર!"

**નારદ ઉવાચ:**

"યુરોપ આખું આજે બન્યું છે, પ્રભુ,
બોડી બામણી કેરૂં ખેતર!
એડોલ્ફ એકજ બાજ બાજંદો,
ને અવર સહુ છે તેતર!

એટલે નિજની સમગ્ર શક્તિ,
તે વીંઝે સ્ટેલિન સામે:
બન્ને પક્ષોનો ઘાણુ વળે, વિભુ,
હાર-જીત કોઈ નવ પામે!

આવી સ્થિતિમાં બ્રિટન જો નામનોય
આથમણો રણથંભ રોપે,
તો રશિયા ક્ષણમાં હિટલરના
નામોનિશાનને લોપે!

હિટલર હણાયે ને પછી ટોજો ટુંપાયે,
ને નાત્સીવાદનો થાય નાશ:
એક બ્રિટન જો સમજે, પ્રભુજી,
તો ટળે વસુધા કેરી કાશ!

એક બ્રિટનની આળસે, પ્રભુજી,
બગડે છે આખી બાજી,
ધાડ આવે છે ધર્મ ઉપર ને
અધર્મીઓ થાય રાજી!

તમે ત્રિવિક્રમ, વૈકુંઠ કેરા
વૈભવ બે ઘડી ત્યાગી,
લંડન પહોંચો તો, શ્રદ્ધા છે મુજને
કે ચર્ચિલ જાશે જાગી!

એક તો આથમણે મોરચે રચાવી
પાડે જર્મન-દળમાં ભંગાણુ:
સ્ટેલિનને હાથ પછી થાય હિટલરની
રેવડી દાણાદાણુ!

બીજું, ચાંગને જોઈએ તેટલાં,
આયુધ એ પુરાં પાડે:
ને પછી જોઈ લ્યો જાપાન કેરી
ફજેતી બીજે દા'ડે!

ત્રીજું મુકમ્મલ આઝાદી દઈ
હિંદને શિઘ્ર રીઝાવે:
ચાલીશ કોટિ કેશરી વીર જેથી
રણુ—આંગણુ પર આવે!

આ ત્રણુ વાત થશે કે તરતજ
વરતશે જયજયકાર:
હિટલર, મુસો ને ટોજો કેરાં
બુડશે બેડા બાર!

બારે વહાણુ બુડશે એ ત્રણુના
ને પશુબળ થશે ધુળધાણી
આટલું કરવા બ્રિટનને વીનવો,
તમે જાતે જઈ સારંગ પાણી!"

## કડવું ચોથું

વીણા પાણીના સુણીને વચનજી
અર્ધા ઉભા થઈ ગયા છે સભાજનજી;
હવે હરિ શો ઉત્તર દે છે રાજનજી,
તે સુણવા સૌનાં મન થનગનજી!

**શ્રી કૃષ્ણ ઉવાચ :**

સ્મિત કરતા વદે સારંગ પાણી,
"તમે નાહકના અકળાઓ !
ચડતી-પડતી ને હાર-પરાજયનો
ચાલ્યા કરે છે ચકાવો !

હું બેઠો છું, પ્રભુ, ત્યાં લગી અંતે
સૌનું થશે કલ્યાણ:
ઘડી વ્હેલો કે મોડો—આખર
ઉગશે જન—હિત—ભાણ !

શસ્ત્રાસ્ત્રો સાંપડશે ચીનને—
ને ભારત થશે આઝાદ,
ને આથમણા મોરચા વગર પણ,
હિટલર થશે બરબાદ !

પણ એ યથા સમય બધું થાશે,
કાંજે જગત સમક્ષ—
સ્ટેલિન—શક્તિ કરાવવી છે મારે
સોળે કળાએ પ્રત્યક્ષ !

એકલે હાથે એ એડોલ્ફ સંહારે
એવી છે મારી મરજી !
તેથીજ તો મેં મુનિ, બ્રિટનની અહદશા
જુવો છો તેવી સરજી !

નિજને સંસ્કારી ગણતું સફેદ જગ
કરતું'તું જેનો ઉપહાસ:
સામ્યવાદી એજ રાજતંત્રદ્વારા
નિવારું હું હિટલરનો ત્રાસ !

ધર્માચાર્યો જેને અધર્મી ગણતા,
ને રાજપુરૂષો અરાજક—
સદા ચરણ કેરા શાસ્ત્રીઓ ગણતા 'તા,
જેને અનીતિ—ઉપાસક—

એજ રશિયા સાચું આસ્તિક છે, નારદ,
ને એજ છે સાચું નીતિવંત.
એજ લહે છે રાજનીતિની રીતિ—
ને એનુંજ સ્વસ્થ છે તંત્ર !"

## કડવું પાંચમું

સુણી શ્રી કૃષ્ણજી કેરી વિચિત્ર વાણજી
આશ્ચર્ય પામ્યા છે પોતે વીણાપાણજી
પછી ફરી ફરી કરતા હરિના વખાણજી
મુનિ ઇચ્છે છે સ્ટેલિનની વધુ પીછાણજી

**નારદ ઉવાચ :**

મુનિ કહે "એક કૌતક મારે
અંતર છે ચક્રપાણી !
એવું તે શું દીઠું સ્ટેલીનમાં તમે
જેથી થયા છો પાણી પાણી !

હું પોતે છું સ્ટેલિન-ભકત, કાંજે
એની વીરતા છે અપરંપાર,
પણ તમ ભકિત કેરૂં પુછતા હોતો—
એને ખાતે છે ઉધાર !

નવધા ભકિત જે શાસ્ત્રમાં ભાખી,
તેમાંથી એકકે ન કરતો !
આપનું નામ પ્રભુ, સ્વપ્નામાં પણ
નવ ઓચરતો, ન સ્મરતો !"

**શ્રી કૃષ્ણ ઉવાચ :**

કૃષ્ણજી કહે છે, "ભલો પુછયો આ
પ્રશ્ન આપે રૂષિરાય :
આપના જેવું કૌતુક અનેકને
આ સભા મહીં પણ થાય !

પણ નવયુગની ભકિત કેરૂં
સ્ટેલિન છે સાચું સ્વરૂપ !
નહિ વેવલાઇ નહિ નિષ્ક્રિયતા
નહિ ઠાલાં આરતી ને ધુપ !

નર એ નારાયણ-નારી નારાયણી—
એ વણ દુજો નવ દેવ :
જનતાની સેવામાં રચ્યો પચ્યો
રહે નિત—
છાંડીને નિજનું અહમેવ !

શ્રધ્ધા પ્રહલાદની ને ધ્રુવજીની ટેક, મુનિ,
ને ગિરધર-ઘેલી મીરાંની લગની,
અંબરીષ કેરૂં ઔદાર્ય એને હૈયે
ને સુરદાસ કેરી પ્રેમ-અગની !

સત ને ત્રેતા ને દ્વાપરમાં માહરા
થઈ ગયા જે ભકતો અનેક :
એ સૌનો એકેક અંશ છે સ્ટેલીનમાં
તેથી એ વહાલો વિશેષ !"

# નૂતન સંસ્કૃતિના ઉદ્યાનને—

હે ! નૂતન સંસ્કૃતિના ઉદ્યાન ! ગાઉં તારી યશગાથા.
અમ ધરતીના નર્કાગારે એક અમારી આશા.
મેં દીઠી તારે આંગણીએ—મ્હોરી માનવતા
મુક્ત જીવનની ઉન્મુક્ત આજે, નાચતી લહરિયાં
પૃથ્વીનું પેટાળ ચીરીને નવ નિર્ઝર પ્રકટયાં
તરસી ધરતીને ધવરાવી, મુખ અહો મલકયાં
કાલે આ ભૂમિ પર લાખો, ક્રંદન કંઈ વરસ્યાં
કોટિ માનવ ફૂલ છુંદાયાં—ઉગતાં અણુવિકસ્યાં
પાશવતાની અગ્નિશિખામાં ભડભડ એ પ્રજળ્યાં
તોય અબૂઝયા આતશમાંથી લાલ ઉઠયા તણખા
એની ખાખમહીં ખુશ્બુ, એ નીચે સૂતી ચિનગારી.
વાયુ સાથે ગઇ ઝબુકી મુક્તિ–યુદ્ધ લલકારી.
સદીઓની શોષિત જનતાનાં શૃંખલબંધ વછૂટે
મૂંગી માનવતાને મ્હોંએ તાળાંઓ સૌ તૂટે
ઇન્કિલાબના જયનાદોથી દિગન્ત આજે ગાજે
જનતા રણજંગે રંગાઇ, રણભેરી જો બાજે
નિજના ખૂન વહાવી જીતી મોંઘી સ્વાધીનતા
ત્યારે તારા નવજીવનની, પાંગરી ફુલ્લ લતા

હે નૂતન સંસ્કૃતિના ઉદ્યાન !
જાણું છું તેં કેવાં કેવાં દીધાં ભવ્ય બલિદાન
એ શહીદત કેરી ગાથા ગાવા અધૂરાં આ અરમાન.

* * *

આજ લગી જાલિમે જેને છુંદી નિશદિન પગથી—
એને તેં ઝબકાવી જગાડી કદીક નિષ્ઠુર કરથી
આજે એના રુક્ષ વદન પર ચમકે સ્મિત રેખાઓ
આજે એના શુષ્ક હૃદય પર પ્રકટયા નવલા ભાવો
નાગી ધરતીનું તેં સર્જક ! સુંદર રૂપ સજાવ્યું
એના અંગે અંગ મહીં જો નવચેતન બહેલાવ્યું
એના પલ્લવ પલ્લવમાંહે નાનેરાં દળદળમાં
મુક્ત જીવનની સુરેખ સોહે—વીજળી વાદળ દળમાં
આવા વણ રુંધ્યાં જીવનને મેં દીઠું પાંગરતું
નયનો મુગ્ધ બની નિરખંતાં હૈયું હર્ષે ભરતું

હે નૂતન સંસ્કૃતિના ઉદ્યાન !
સમગ્ર સંઘ શક્તિએ સરજવો પુરૂષાર્થ બળવાન

પ્રજા-પ્રાણના પાણી પીને ઉછરેલા ઉદ્યાન
તેં પૃથ્વી પર ભવ્ય સ્વર્ગનું દઈ દીધું વરદાન.

* * *

તવ સંસ્કૃતિ-સુવાસ ગરવી ખંડખંડ ફેલાઈ
સદીઓની શોષિત જનતાને-મળી નવી વધાઈ
આજ લગી અંજલિએ જેણે નિજ અશ્રુ ઝીલેલાં
એણે પહેલીવારે પેખ્યાં કાદવે કમળ ખિલેલાં
એના પ્રસ્વેદ બિંદબિંદ જઇ મારી સાથે મળિયાં
ત્યારે પુષ્પ બની મલકાયાં—દેખો, વિશ્વ-કવિમાં
આજે વંધ્યા વસુંધરાનું—ભાંગ્યું મ્હેણું ભવનું
સૌભાગ્યવતી શૃંગાર શું તારો, શું પુછવું વૈભવનું!
આવા તવ આંગણિયેથી જવ ગઇ હવા લહેરાતી
જગ જનતા હૈયાં હૈયાંમાં મ્હેક મધુર પમરાતી
જાણે દિલથી સાદ કરંતી—"આવો સૌ અભિલાષી
સુંઘાય એટલું સુંઘો ભૈયા, સદીઓના ઓ પ્યાસી!
બાગ પ્રફુલ્યો માનવ કુળનો-સહુજન સરખાં અધિકારી
જે ઉછેરે એજ પામશે. સિંચો જલભર ક્યારી
કાલ સુમનની સોડમ લેતાં હતા તમે અપરાધી
હસતા મ્હોંએ ફાંસી લટકયાં, અમર કીર્તિ છે લાધી.
આજે આ ઉદ્યાને નિશદિન અગણિત ફૂલ ખીલંતાં
અગણિત ખીલશે ઋતુએ ઋતુએ ફુલડાં ફોરમવંતાં

હે! નૂતન સંસ્કૃતિના ઉદ્યાન!
તારી એ સૌરભના કરું હું શાં શાં રે સન્માન?
માનવહૈયે મનોરથો તેં રોપ્યા ભવ્ય મહાન.
પૃથ્વી પાટના પ્રથમ માલી! તેં શ્રમનું મૂલ્ય સમજતાં
શિખવ્યું અમને નવસર્જનનું સાચું મૂલ્ય મૂલવતાં.
રોતી ધરતીનાં આંસુ લૂછી, મુખ તેં એનું મલકાવ્યાં;
ત્યારે તારી આંખલડીએ અશ્રુબિંદુ ટપકાવ્યું
હૈયે અસીમ હર્ષ ઉભરતો આંખે સુખની ધારા
બંદી માનવ મુકત બનીને સીંચે સુખના ક્યારા.

ઓ નૂતન સંસ્કૃતિના ઉદ્યાન!
અમ જેવા અબુધ અબજોમાં ભકિત શકિત તેં દીધી
નિર્બળતા નાખી ખંખેરી-વાટ મેં તારી લીધી

—શંકર પંડયા

# પ્રસુપ્ત પ્રાણ જાગિયા

(ગુલબંકી)

પૃથ્વીના પ્રસુપ્ત પ્રાણ રુષ્ટ આજ જાગિયા
દીપ પાસ છો ઝગી જતા ઘડીક આગિયા;
હવે શી હાર ! હારતાં ય ઊઠી ઊઠીને લડે,
વજ્ર ટૅન્ક પે વિરાટ છાતી ઊછળી પડે;
સહે હજાર ઘાવ, ધીખતી ધરા કરે,
આગમાં ઉજાણી મસ્ત સ્ફૂર્તિથી સ્વયં લહે,
હઠી હઠી, વળી વળી, ધપે છ દુશ્મનો પરે.

શત્રુને નથી વિરામ, જંપની ઘડી ય ના,
પીઠ પાછળે હમેશ ગેરિલાની વંચના,
અચિંતવ્યા ધસી ધસી શહીદ કત્લ આચરે,
પ્રાણ કેરી આહુતિ અનેક રહેંસીને ધરે,
નથી નિશા, નથી ઉષા અખંડ સૈન્ય આચરે.

ટૅન્ક બૉંબરો, દળેદળો વિરાટ મોરચે ખસે, ધસે,
નવીન વ્યૂહ સાણસા રચે; ચમૂ ચગી રહે છ પૌરુષે.

—રામપ્રસાદ શુકલ

જાગૃત થઈને ઝઝુમતું રુસ. ૫. ધીખતી ધરા—એ નામે પ્રખ્યાત થએલી દુશ્મનના હાથમાં જતા પ્રદેશની સગવડોનો સમૂળો નાશ કરવાની નીતિ. ૯. ગેરિલાઓ આગળ વધતા દુશ્મનોની પીઠ પાછળ રહી હુમલા કરે છે. ૧૪. સાણસા—એ જાતની સાણસા જેવી યુધ્ધની વ્યૂહ રચના. ચમૂ—સેના.

# ગેરિલા શહીદોને

(શિખરિણી સ્રગ્ધરા)

તમે જ્યારે લીધા શપથ વસમા મા વતનની  
ત્વરાથી આઝાદી મુદિત મનડે હાંસલ થવા,  
ફના કીધી શક્તિ સકળ વિકસી જીવન કલા,  
હસ્યા હોમાતાંયે, લગીર મરજીવા નવ ડગ્યા.

તમારા ભોગોનાં ઝળહળિત એ ઉષ્ણ રૂધિરે  
પ્રભા ચેતી રાષ્ટ્રે, પ્રકટી પણ સંધ્યા સુવરણી,  
હજી ઝાંખી ઝાંખી, અવધ અધુરી ગૌરવ તણી,  
પળેલી પંથે એ પ્રગતિમય પાછી નવ ફરે.

હજી બીજાં હુંવ્યો નવલ બલિદાનો ભરખવા,  
હુતાશે હોંસીલા ધરધર થશે જે મખ નવા,  
તમારી તેમાં યે પ્રકટી ઉઠશે ભવ્ય કરણી,  
પ્રજોત્થાને પૂરાં મુકુલિત થશે ધન્ય ધરણી.

વ્હેતી રહેશે ત્રિખંડે તમ પદરજથી રેલતી મુક્તિગંગા,  
સીંચી સારી ધરાને નવલ રસકસે સોહશે પુણ્યરંગા.

**—રામપ્રસાદ શુક્લ**

વર્તમાન જગતયુદ્ધના શ્રેષ્ઠ શૌર્યને અંજલિ. ૩. જીવનની બધી શક્તિઓનું બલિદાન આપ્યું. ૪. મરજીવા—મોતી શોધકોના જેવા મરણિયા. ૭. અવધ અધુરી—વિજયની સફળતાનું ગૌરવ માનવાનો સમય હજી પાકયો નથી. ૧૦. મખ—યજ્ઞ.

# હે...જનતા !

હે...જનતા !
જાગ જાગ શૂરવીર વિરાટ
હે...જગ-લોક !
જાગ જાગ જગ-ઝંઝાવાત
આજ ઉઠો ઓરત રણચંડી
ઉઠો ઉઠો યૌવન રણરંગી
રૂઠો રૂઠો જગ-જનતા જંગી
નિર્ભય કદમ બઢાવ
બચાવ જગ તું જીત જંગમાં
અપનાં રાજ જમાવ.

*

બંગ ભરખતી ચસ ચસ કરતી
ચુસે ધબકતી નાડી
ઘર ઘર ઘુમતી ને પાથરતી
માનવ મોત પથારી
ઊઠ ઊઠ તું હિંદુ-મુસ્લિમ
પ્રાણ ભર્યો પડકાર
સંહારી દે સંગ્રહખોરી
કરોડ ઘા ફટકાર
આજ રામ રહેમાન પુકારે
હે હિન્દી જન જાગ
આજ પુરાણ કુરાન કહે
બંગ સુવર્ણ બચાવ.
આગ ભભૂક ઈન્સાન દિલોમાં
વેર રૂઠ વીરતામાં
કાળ રૂપ ધર કવિ જબાનો
ગરજ ગાન સંગ્રામ...
જાગ જાગ ઝુંબેશ જીવતી
ધરતી ભર ધબકાર
હે...જનતા

*

જાગી સોવિયેત સંસ્કૃતિ
લાલ છલકતી છાતી
લોક-લડત રણખંજરી વાગી
મચી જંગ મલકાતી
ચંડ બની પરચંડ ચંડિકા
ચડી નાઝીની છાતી
કચડી કચ્ચર ઘાણ કાઢતી
ચલી ચલી રણચાલ
ઉગે પ્રગતિ પરભાત
જગતમાં જીત-જન-તાકાત
ઊઠ ઊઠ તું રૂદ્ર સ્વરૂપે
કઠોર કર આઘાત
હે...જનતા

—મગનલાલ ચાંદલિયા

# હે...વૈશાખ !

હે...વૈશાખ !
લાવ લાવ તુજ ઝંઝાવાત
જીર્ણ થયું જે ભરિયું ધૂળે
શીર્ણ થયું જે મૂળે;
શુષ્ક થયું જે પર્ણે ડાળે
ફળફૂલે નવ ફાલે
આવ આવ ત્યાં રૂદ્ર સ્વરૂપે
કઠોર કર આઘાત...
હે...વૈશાખ !
આવ આવ તુજ ધોમધખાવ
હેમ અજાણ રહ્યું જે ભૂલે
કથીર બન્યું જે મૂલે;
લેશ નહિ જે તાપે ટકતું
ઝાળે જે નવ હસતું
આવ આવ તુજ પ્રચંડ તાપે
એ સઘળું પરખાવ.
હે...વૈશાખ !
આવ આવ હે દુર્દમ પ્યાસ
નવજીવન કાજે જે જાગે
નવજીવન જલ માગે
ખારાં જલકર મધુરાં વાદળ
છવરાવી દે આભે,
આવ આવ તું પ્રગટાવી દે
ગગનભરી નવ આશ.

—પ્રહ્લાદ પારેખ

# જનતા કેરી જબાન

જીવનલીલા વિરાટ લ્હેરે પૃથ્વીને પાટ:
નદીઓને ઘાટ ઘાટ નગરો રોપાણાં!
માનવના વિવિધ ગેલ: હળ ને ખાંડાના ખેલ;
લક્ષ્મીની રેલ છેલ: દળદરના થાણાં!
સાગર લહરિ અપાર, ગિરિઓની દુર્ગ હાર,
રણના પ્યાસી પથાર, ઝરણાંના ગાણાં!
મ્હોર્યો સૃષ્ટિનો બાગ: બુદ્ધિ પામે ન તાગ;
પીતાં સુહાગ મારા પ્રાણ ના ધરાણા!

ઝંખુ પૃથ્વિના ગાન રેલવવા કાન કાન:
જનતા કેરી જબાન બનવાના સોણાં!
જગા ને જીવનના સાદ: કુદરત કેરા પ્રસાદ:
સ્હેજ મારા બંસીનાદ માંહિ ઝીલાણા!
ઓરતા તો યે અપાર, કાં જે બંસી અસાર:
નાવે હોઠેથી બ્હાર હૈયાનાં ગાણાં!
સૃષ્ટિ-સૂરો હઝાર ઉભા આતમ-દુવાર:
નીરવ અંતર-સિતાર: તારો અટવાણા!

પેલો હિમગિરિ હસંત નીલાકાશે રમંત!
પેગામો પાઠવંત ઉભો અણખેડયો;
એકલ રાત્રિના પંથ કેરો યાત્રી અનંત:
દક્ષિણ ધ્રુવતાર મારો છોડે નવ છેડો;
ગાજે જલઘોષ ઘોર, જગવે હૈયામાં શોર,
એના કામણ શું ઓર કવિઓનો નેડો;
સૃષ્ટિ સંગીત સંગ બનતો હું એક રંગ,
માણું ઉછરંગ-અંગ જીવનનો મેળો!

ઉભો માનવ સુદૂર! દેશકાળના ફિતૂર
પરસે નવ આત્મપૂર એનાં પુરાણાં:
એના અંતર-દુવાર ઉઘડે ઘડીકે લગાર,
હોયે જો પ્રેમ પારાવાર કેરા આણાં!
ધરતીના ખેડનાર, સાગર ઉલેચનાર,
જગને જમાડનાર શ્રમથી ભીંજાણા;
કીર્તિને કેદ-ખુણે ઉભા, મેં ઉર ઉણે,
દૂરથીજ ઝંખ્યાં, એ જીવનના થાણાં!

મેં તો જીવનકિનાર ગાઈ છે વારવાર:
ભીતરના દ્વાર હું થી ખોલ્યાં નવ ખુલ્યાં;
મારાં ગીતોની છાબ શબ્દોથી દાબદાબ:
સસ્તાં અસ્બાબ એમાં ફાલ્યાં ને ફુલ્યાં!
છેડી તરજો હઝાર, પલટી વિધવિધ પ્રકાર:
કદમો લાચાર મારા ઉંબરમાં ડુલ્યાં!
જીવન વિહોણા ગાન ગાયાંના શાં ગુમાન!
નિષ્ફળતાના નિશાન દેખું હું ઝુલ્યાં!

આવો કોઈ નવજવાન, ગાઓ ધરતીના ગાન;
જનતા કેરી જબાન બનવા કો આવો!
ખેતી કરતા કિસાન સંગે બની એકતાન;
ધરતીની ધુળ, આભ-વાદળ બિરદાવો!
છેટા, સફેદ-પોશ! ઠાલા શબ્દોના જોશ
નકલી કરૂણા ને રોષ રોતાં શરમાઓ!
નવતર જીવનના રંગ ગાવા હોયે ઉમંગ:
ધરતીની ધુળ સંગ કાયા ધરબાઓ!

આવો સૌ વાણીવંત ગાવો ગીતો બુલંદ:
છન્દોમાં લોકવૃન્દપડછંદા ગાઓ!
આવો નવતર-જબાન, છોડી જુનવાણી તાન:
મુંગી ધરતીને વાણી-વાઘા પ્હેરાવો!
સુખ ને દુઃખની જમાત, ઉભી યુગોથી, તાત-
આલમને એની વાત સુણવી, સુણાવો!
આવો કવિ ઓર કોઇ, શાયર-શિર-મોર કોઈ,
મુંગી મ્હેફિલો માનવીની રણઝણાવો!

**—રવીન્દ્રનાથ ટાગોર**
અનુવાદક : **કરસનદાસ માણેક**

# જંગના પડછંદા

ઉઠો બિરાદર, ચલો જંગના પડછંદા બાજે :
યુગપોઢેલી માનવસેના કૂચકદમ ગાજે.
કોણ દલિત ને કોણ પતિત ને પરાધીન રે' શે,
દુઃખિત શાપિત પીડિત ત્રાસિત કોણ દીને રે'સે ?
ક્રાન્તિઘોષ જો ત્રિભુવનભરતો કાળસમો ઘોરે
જાલિમ જૂથતણા પાષાણ કલેજાને કોરે.
ધરણીધરણો ધણધણે,
સમર ભીષણે,
મહાકાળની હાકલ પડે, મૃત્યુનિશાન ગડગડે
ચડે વિશ્વના હૈયાં દળતી મહાઘોર આંધી :
ઉઠો શ્રમજીવી, કસો કમર સૌ, જગાવી દ્યો ક્રાન્તિ !
સ્વતંત્ર માનવ, સર્વ બિરાદર, સમાન અધિકારો :
ઉચ્ચનીચ કંગાલધનિકની કૃત્રિમ સૌ પાળો !
છૂટી જંજીરો, તૂટી દિવાલો, ગાજી ઘોર ક્રાન્તિ !
જનતા જાગી, પ્રગટી જગમાં મંગલ આઝાદી !
પુરાણ શાસન આસન છાંડે, દાસબેડી છૂટે,
જાલિમજૂથની દુર્ગદિવાલો ડગમગતી તૂટે,
તાજ ધ્રુજતા, તખ્ત ડોલતા, દૌલત લજવાતી :
ગુલામ સંપે, માલેક કંપે, થરથરતી છાતી
તુરંગ-રોધિત ચિરનિર્વાસિત, સાદ સુણી આવે :
ક્રાન્તિગીત સૌ ભૈરવનાદે ઉન્માદે ગાવે :
સૌ મુક્તિકાંક્ષી સંચરજો,
રણ ચડજો,
એકકેય જખ્મ ન વિસરાયે, છાતીમાં વજ્જર ભરજો:
ઉગે અન્ત સૌ આફતકેરો ગુરુચાવી લાધી !
ઉઠો શ્રમજીવી, કસો કમર સૌ, જગાવી દ્યો ક્રાન્તિ !
—સ્વતંત્ર માનવ...

નિજ કાયાના રૂધિર નીતારી ખાતરમાં પૂરતા,
કુદરત કેરા કેર કારમા શિરપટે ધરતા,
કાળજડાંની કુમાશ કોરી ધરતીમાં ભરતાં,
શુષ્કભૂમિ નવધાન્ય ભારથી રસવન્તી કરતાં,
સૂર્ય સમા સર્વાર્થ નિરંતર પરિશ્રમ આચરતા
અખિલ સૃષ્ટિના સાચા વારસ રોટી વણ મરતા
નવ પેટપૂર કદી પામે,
આરામે,

ભૂખ-જીર્ણ માળમાં ગાળતાં
વણરંગ અંગ લડબડતાં,
ફરે સુસ્ત અલમસ્ત તવંગર કાતિલ ભભકાથી:
ઉઠો શ્રમજીવી, કસો કમર સૌ, જગાવી દ્યો ક્રાન્તિ!
—સ્વતંત્ર માનવ...

કાનૂન શાનાં, શાં બંધારણ, વ્યર્થ બધી વાતો,
શાનાં પોકળ પુરાણશાસન નાટક અટવાતો;
કર્મ નિયમ પ્રારબ્ધ દૈવ કે ઈશકૃપા શાની,
જાળ પાથરી ચાલબાજીથી લૂંટ ચલાવાની!
મુઠ્ઠીભર માનવ-અસુરોના ભેજાંની સૃષ્ટિ:
વગર પસીને મોજ માણવી: એ જ દુષ્ટ દૃષ્ટિ!
પણ ખેલ ખલાસ થયો છે—
સુર ઉચ્ચે,
મહીરંગમંચ કંપાવો, 'બરબાદ' અવાજ ઉડાવો!'
પડે જવનિકા અંતિમ દૃશ્યની ભૈરવ તાંડવથી—
ઉઠો શ્રમજીવી, કસો કમર સૌ જગાવી દ્યો ક્રાન્તિ!
—સ્વતંત્ર માનવ...

કલા સંસ્કૃતિ મોહક નામો-ફોગટ ભરમાયા,
રમ્ય કલેવર, મલીન આત્મા, આસુરી માયા!
સુસ્ત ધનિક શણગાર બધાં એ, ગુલામનાં બન્ધન:
ક્ષણિક રમકડાં માલિકોના, શ્રમજીવી ક્રન્દન
માનવના નિર્દોષ શોણિતે અભિસિંચન કીધાં:
અનંત દુઃખાશ્ર-નિઃશ્વાસે આકર્ષણ દીધાં!
યુગયુગ નિર્લજ્જ અવાજે,
એ ગાજે,
કદી જનકલ્યાણની વાતો,
કદી દાંભિક અશ્રુપાતો,
રખે ઠગાતા વન્ધ્ય શબ્દની નિરવધિ ધારાથી.
ઉઠો શ્રમજીવી કસો કમર સૌ જગાવી દ્યો ક્રાંતિ!

જમીન કોની? ખેડે તેની! કુદરતની દીધી.
નીલ ગગનમાં રસભર ધનરચના કોણે કીધી?
જીંદગીના હકદાર કોણ, જે શ્રમ ભારે નમતા
અન્ય ચોર નાહક ભૂમિને ભારવતી કરતા.
હાડહરામી ખાડ ખોદતા શ્રમજીવીઓ કેરી—
માનવજાતિની ઉન્નતિના હડહડતા વેરી!
સિધ્ધાન્ત એજ છે સારો, ન વીસારો,
સિધ્ધાન્ત ખપે ન હજારો, સૌ પોથાં પોથાં બાળો!
જગે જીવશે શ્રમજીવી એક જ માલિક દાવાથી
ઉઠો શ્રમજીવી કેસો કમર સૌ જગાવી દ્યો ક્રાંતિ.

વ્યર્થ આસુંડાં, વ્યર્થ નિસાસા, વ્યર્થ વિલાપો સૌ
વ્યર્થ પ્રતીક્ષા, વ્યર્થ તિતિક્ષા, વ્યર્થ પ્રલાપો સૌ!
વ્યર્થ આજીજી, વ્યર્થ રોદણાં, વ્યર્થ બધી ભ્રમણા
ઉઠો ઓળખો જાત આપણી માલિક આલમના!
ઉઠો વીર બજરંગ જંગના સપૂરતાં લેવાં,

ઉઠો ધૂતપાખંડ સૈન્યને પ્રાણદંડ દેવા!
યુગ અન્તિમ હિસાબ આજે, રણ ગાજે!
શતાબ્દિઓના જાડય પૂંજમાં ચાંપી દ્યો ટાંડી.
ઉઠો શ્રમજીવી કસો કમર સૌ જગાવી દ્યો ક્રાંતિ.

—કરસનદાસ માણેક

# ધરતીને-

માણસના કુદરતી પ્રેમથી ધરતીને માતા તરીકે પ્રાકૃત લાગણીઓથી ભરેલી આદર્શવાદી નજરથી ચ્હાતાં ચ્હાતાં કવિ પ્રકૃતિના નિયમો સામે પ્રશ્નો કરે છે ને પ્રકૃતિમાંથી ધરતીનાં વિરાટ જીવનના હેતુઓ અને ગતિઓની પિછાન પામે છે.

મનની એ ઘેરી મુગ્ધ દશા કુદરતનું તાદાત્મ્ય અને જીવનની બહુવિધતામાં રહેલું એકત્વ એ લાંબા સમય સુધી નિરખ્યા કરે છે. અંગત જીવનની લાગણીમયતાનાં એ વર્તુલમાં પલટો લાવે છે પ્રણય, સ્ત્રી, અને તેની પાછળનો સમાજ. માનવ જીવનની વ્યવસ્થા અને તેની ભગ્ન હતાશાપ્રેરક દશામાંથી કવિ ઊંડી નિરાશા ગાતો બને છે.

પરંતુ કેવળ માણસના જીવનનો વિકાસ, ધરતીનો પ્રેમ, એ બધાંની શ્રધ્ધા તેને કહે છે કે જીવન નિરાશા કે મૃત્યુ માટે નથી. આ માનવજીવન ધરતીના જીવનથી માત્ર તાદાત્મ્ય નહિ પણ સજીવ વાસ્તવિક પળેપળની એકતામાં સંકળાયેલું છે. સમસ્તનો વિકાસ અનિવાર્ય છે; જીવન વિગ્રહ પણ અનિવાર્ય છે.

જીવન અનેક વિધ છતાં એક છે. ધરતી એ કોઈ નિર્જીવ વસ્તુ નથી. પરિસ્થિતિ માનવ પ્રયત્નો દ્વારા સુખનાં જે સ્વપ્નો જગાડે છે તે સફલ કરવાનાં છે. સમગ્ર ધરતી માનવ જીવન સાથે જ વિકસે છે. એથી ભિન્ન ન હોતાં અતૂટ જીવનબંધને બંધાયેલ છે. વ્યકિતગત સુખદુ:ખોમાંથી વિશાળ અને વિશાળતર સુખદુ:ખોમાં આગળ વધતાં સમસ્તનાં સુખ-દુ:ખોમાં—ધરતી માટેના આ પ્રેમને સાર્થક કરતાં અમુલખ સુખો લાવવાં એ જ જીવનનું ધ્યેય છે.

આ દર્શન માનવ સમાજનાં વર્તમાન બળો જોતાં મળે છે. દેશદેશના માનવ જાતિઓના યત્નો જોતાં તેને સોવિયેત રશિયાના સંઘની સમસ્તનાં સુખો માટે મથતી સંસ્કૃતિ જાણે બધા માનવ-યત્નોની અફળતાના ઉકેલ, અને સફળતાના ઉગમ જેવી લાગે છે.

*

ઉષા દલિત લોકનાં 'અચલ' દૈન્યને ભેદતી
ઉગી તવ તટે મહાજીવન-મુકિતનાં દ્વાર શી!
વ્યથા વિકલ વ્યસ્ત, માનવ અલક્ષ્ય આયાસમાં
સ્ફુરી સંહતિ: સુખદુખોની દુર્દાન્ત આ
અજસ્ર ઘટમાળમાં જીવન ઐકય તારાં ફરી.

ઉષા ગહન લાલ લાલ અમ અંતરે જાગતી
અજાણ રશિયાથી જે લકિર ન્હેલ વ્હેલી ઉઠી.
લસી જીવન ઝંખતાં જનઉરો તણી ભીતરે,
સમસ્ત તવ દેહમાં પ્રકટી પ્રાણ–દીપાવલિ.

સુદૂર હજી એ મહાજીવન પૂર્ણતાના પ્રસર
ઉરે પણ અડી છ એ યુગ પરોડ કેરી ધુસર
ન નેન નિરખે છતાં અનુભવાય એની લહર
મને ત્યમ મળી છ મા ! તવ ઉરેથી આશા અમર.

ઈહ પ્રબલ ઐકયથી જ શિશુ હાસ્ય સર્જાયલાં,
અગાધ તવ અંકમાં જીવન વેણ જાતાં વહ્યાં.
સ્થળે સ્થળ થકી મનોમય શી સૃષ્ટિ સંવાદની,
બજાવી રહી બીન જાગ્રત વિરાટ આત્મૈકયની.

પરોડ જ્યમ લાખ લાખ વિજને ઉગી આથમી
મને સજગ શાંત ચીન તણી પીળી માટી ગમી.

અફાટ પટ યાંગ્સિકયાંગતટ તણા મહામર્મ શા
કહે યુગની વાત, જીવનની સાદી યત્નો ભરી
સુખોની શુચિ કામના અફલિતાજ નિત્યે રહી,
અને જગતને ગઇ કરૂણ મૃત્યુ ગાથા દઇ.

અહીં યુગ યુગો ઉગ્યા અગણ મ્હેનતુ ચીનીઓ
સ્વકર્મ રત જીવનેચ્છુ તવ સૌમ્ય આશા સમા
પરંતુ નહિ વિશ્વ આ કુસુમ કાજ પૂરૂં હજુ;
હજી પરજીવી પ્રપંચી આક્રમક ચૂસતા જો, મધુ.
અનંત ઉતર્યાં અહીં તીડ સમાન સૈન્યો સદા
અસંખ્ય ફુલવાડીઓ ઉપર ભસ્મ ફેલાવતા.
અને કુસુમને ય વજ્ર, સુખને ય શકિત થવા
હજુ હજુ જરૂર છે જીવનવૈરી સંહારવા.

અને નિરખતો જ ત્યાં જીવન રૂપ લેતાં જુદું
પ્રશાંત જન જીવન પ્રબલ રૂદ્ર થાતું ખડું
વિરાટ બનતું જતું, જગ સમસ્તને પ્રેરતું
અખંડ ઝઝૂમી રહ્યું—મરણને ય ડારી રહ્યું !

**જીવનને માટે આશાજનક તારી કાળી સપાટી હમેશ હસતાં આકાશ નીચે ફેલી છે. અને પ્રેમ અને યત્નને ફરી માગી લે છે. વળી મનુષ્યના આ કલહોમાં પણ હવે તો અર્થ મળ્યો છે. અને ભાવિ પણ નિશ્ચિત સુખોની દિશા જેવું ઉઘડી રહ્યું છે !**

**એ ઉઘાડ–ઉષા રશિયાથી ઉઠી છે. દબાયેલાંનાં અચલ કહેવાતાં દૈન્યમાં સમાનતા અને યત્નોની સફળતાનું અમૃત જન્મી ચૂકયું છે. અને જાણે જગત આખાનાં દલિતોના પ્રાણમાં આશાદીપ ઉગ્યા છે. તારા આખા દેહમાં એ રીતે દીપાવલિ પ્રકટી ઉઠી છે !**

અહીં નિરખતાં જ કાં હૃદય હિંદી મારૂં હલ્યું ?
સમાન ઉરભાવ ઓળખી સમાન યત્નો તણાં
પ્રચંડ દલ સર્જવા જીવન જો, જગાડી રહ્યું !
અહીં ગભીર બોધતી કરૂણ પીળી માટી થકી
ઉઠે અશમ ભાન, તું જીવન મારૂં પામી રહી.

અને નિરખતાં અફાટ પટ જે તિબેટે અડે,
મને થતું હજાર જીવન તું એક-સાથે ચહે !
અશ્રાંત અવિરામ તું અમ પ્રયત્ન ઉત્તેજતી
કશીક કૃતકૃત્યતા અમ વિનાશમાં દેખતી !

*

હિમાચલની સૃષ્ટિઓ હૃદયને ભલે નોતરે
મને જીવનના પુકાર લઇ જાય જૂદા તટેઃ
સુઘટ્ટ ઘન જંગલોથી પથરાયલું આફ્રિકા
ઉરે દહતું, ચિત્ર જેમ હબસી ગુલામો તણાં
ઉઠે નજર આગળે : વિલય કૈંક વંશો તણાં
હજીય વધતા, હલાલ પરદેશીઓએ કર્યાં
રૂધીર ખરડાયલા, દલિત હિંસ્ર તોયે રહ્યા
ઝઝૂમી, વિષ વાયુમાં અફલ ભૂત-વેલો સમા !

ફલો વિણ વિલાપતી જનનિ ! તારી આશા સમા
મહા જીવન રૂંધતી કરૂણતાની આથી વડી
કહીં નિરખવી કથા ? જહિં સુધી વ્યથા આ હશે
મહાન જગ સંસ્કૃતિ પણ રૂધીર ભીની હશે !
નહીં કદિ વિડંબના જીવન આ પચાવી શકે
સમૃદ્ધિ શ્વસનોની એ અસર આજ હૈયે દમે !

*

વટાવી હિમ હિંદુકૂશ રશિયા જતાં નિર્જને
સુષુપ્ત ઉરગાન જેમ મયદાન સૂતાં સદા
જતાં અગણ વર્ષ, માત્ર કદિ સ્વપ્ન જેવાં મમ
પ્રવાસી ભટકે જહીં ! વળી અચિંત્ય ટોળાં સ્ફુરે
સમાદિ ભરવાડનાં, વિચત બધ્ધ સ્ટેપીઝના
અફાટ પટ પ્રાણમાં અકલ વેદનેચ્છા ભરે !
ભરે કંઈક એવું જે કદિ નહીં હું જૂદો, અને
ભલે ન કદિ જોઇ, જોઉં તવ મૂર્તિ એ રૂપમાં.

પછી તો દેશે દેશનાં દુઃખો અને મુકિતના માર્ગ અને તારૂં આખું ઐકય સમજાતું જાય છે. ચીન, તિબેટ, આફ્રિકા, અમેરિકા અને સોવિયેત બધાં વિવિધ કક્ષાએ જાગી ગયાં છે; અથવા જગતની સુષુપ્તિને જગાડી રહ્યાં છે !

છતાં હૃદય ત્યાં દિસે, કંઈક છે તહીં જે અહીં
મને હૃદયમાં અતૂટ સુખદુઃખથી બાંધતું !
યુગાન્તર પ્રસન્નમાં વસતિ સિંધુ દેખાડતું
નવાં જગતનાં સુખોની સહ આજ જોડી રહ્યું !

*

ઉરે અડતી તેમ કાવ્યસ્મૃતિ ભૂમિ વિટમેનની
ચિરક્ષિતિ અમેરિકા અતટ મેખલા બીડની.
મહા મિસિસિપી અને મિસુરિના પ્રવાહો જતા
વિરાટ પથ રૂદ્રવારિ પથ ભવ્ય કેવા જતા !
જતા, ઉછરતી પ્રજા જીવનનાં મહાસ્પંદને
વિકાસ પ્રતિ વાધતી જયમ પ્રયાણ આ પાણીનાં.

કહીં છવિ છુપી ગઇ ? અસર માત્ર હૈયે રહી
મનુષ્ય–ગણ–યત્નની પ્રબલ સૃષ્ટિ જાગી છતાં
ફળી ન સુખશક્તિઓ; બલ બની પ્રતિક્રાંતિનાં
ગ્રહ્યું ચીન, યુરોપનાં દહન સૌ નકામાં ગયાં !
શમી જનનિ ! શું અહીં પણ અકાલ આશા હશે
ન જે પ્રકટ થૈ શકે ? તવ ઉદાર વક્ષઃસ્થલે
વૃથા વહત દૂધ. દુઃખભર તું નિહાળી રહે
હઝાર શિશુ ભૂખમાં કણસતાં હજારો ખૂણે.
અને અમૃત પાન દગ્ધ ઘન ભોમ શોષ્યા કરે !
યથા સહતી લાખ હિંદ–વિધવા વૃથા આયુને
વ્યથા વિફલ કોરતી જીવનભાન તારાં હશે !

મહાજીવનના ક્રમો હૃદયમાં ખિલે ને ખરે,
અહો, જીવન આપણે, સતત કોણ જોયા કરે ?
પદાર્થ કૃતકૃત્યતા તણી અશમ્ય જાગર્તિ જો
મહાજીવનના પ્રવાહ મહીં અર્ધ્ય અર્પ્યા કરે.
ઘડાય સ્મૃતિઓ કહીં ? જીવન ઉચ્ચ જાગે કહીં ?
મનુષ્ય મન કાર્ય ને જીવન અર્પી દેતું જહીં.
જીવે મરણ પાર એ પલટી રૂપ સંસારનાં.
જિતે સ્થગતિને, જતું જકડી મૂર્ત–આદર્શમાં.

અમૂત પથ આવરે પટ વિરાટ યુક્રેનના.
મનુષ્ય તણી સાધનાની બલવાન સંજ્ઞાસમાં–
અફાટ બીજ–ખેતરો, નિપરબંધ જાગી ઉઠયાં
હઝાર શુભમાતનાં ઉદરથી સ્ફુર્યાં બાલકો

છેવટ, ધરતી તું ! ત્રણ સત્યોથી અનુભવાય છે : પદાર્થ—બાહ્ય ધરતી; કાર્ય—તેનાં અંગરૂપ અમે; અને ભાવિ—તેને માટેના વિચાર ભાવો જે કાર્યમાંથી જ જન્મે છે.

હજાર નિજ જિન્દગી દઈ રચ્યાં નવાં જીવનો
નવાં સુખ, અજોઈ કોઇ દુનિયા તણાં દર્શનો!

વિલુપ્ત!

અહ, કોની પેર તવ રોષરાતાં દગો?
પૃથા! તવ કુપુત્ર સૂની કરી કૂખ તારી રહ્યા?
મદાંધ સહુ મૂઠીમત્ત સ્તન ચૂંથી તારાં રહ્યા
છતાં વહતું દૂધ! દાનવ બની શિશુઓ હણ્યાં
દબાવી સ્તન દઈ તેં, નજર રોકી'તી ભાવિપે;
પરંતુ પશુતા તણે પથ ન માનવી ચાલતા
અમાનુષ બનેલ નાઝી તવ ગર્ભ કાજે કુદ્યાં

અને—

ભલે ઉથલતી ન તું, રડતી યે ન તું, તાહરે
ઉઠયા સકલ રોમ રોમ વડવાગ્નિ જ્વાલા રૂપે
મહા જન કુલો તણાં હૃદય જાગી ઉઠયાં દવે!

દહે વિષમ વૈરભાવ: જગભાવિને ભક્ષવા
કુટીલ સહુ નાઝી ફાસી પછડાટ ખાતા હવાં.
અદમ્ય બઢતી વહે-'અફલ' ભોમ સૈબીરિયા
તહીં ખનિજ જાગિયાં અતલ તારી ઇચ્છાતણાં—
રચાય નગરો નવાં પ્રબલ સજ્જ સત્યો તણાં
ઘડાય નવ-બાલકો, જીવન રક્ષી ધિક્કારનાં
ધસે અદમ પૂર, માતુ! જય સૌ મહાસાધના.

મર્યાં અફર ભાંડુ જે શબ સૂતાં છ તારાં હયે-
શમ્યા સકલ કાલ કાજ? ઉર જિન્દગી ચાહતાં-
અસંખ્ય શુભ શકિતનાં સપન એ ભુલાઈ જવા?
ન શું સકલ હર્ષમાં કરૂણ જે છુપું તેય આ
અસંખ્ય ઉરથી સ્ફૂર્યાં મૃત પ્રયત્નની વેદના?
ન શું મમ ઉરે ઉઠે અમર એની સંવેદના?
સદા જનજનાંતરે ઉઠતી જે મહા ઝંખના?

અપૂર્ણ જીવનો નથી અફલ, ભૂત-ભૂલાયલાં,
પરંતુ જગદાંતરે સતત જન્મીને જીવતાં
અનંત ગતિ ક્રાંતિનાં અમર એહ વિહુદૃઆણુ!
પરાભવથી કેમ મા! જીવન તારૂં જૂઠું ગણું?

આ મહાન ભાવિ આવી રહ્યું છે. વર્તમાનમાં ધ્યેયની એકતાના અભાવે જીવનના પ્રવાહથી છુટા પડેલ કણોનું વિખરાવું અને ધ્યેયની એકતા દ્વારા જોડાવું—બદલાતી વસ્તુઓની આ પ્રક્રિયા છે.

અમર્ત્ય શુભ કાજ આ અખિલ વિશ્વ સર્જાયલું,
મહાન ઇહ ઐક્યથી જીવન વિશ્વનું ખીલતું !

•

તમારી અજર સ્પૃહા સમ નવીન જાગે બલોઃ
અમે રચત લોહની ગગન ભેટતી સૃષ્ટિઓ,
પલેપલ ફળી રહી અશમ ભાવિની મૂર્તિઓ,
પલેપલ ખરી રહ્યાં વિગત સંહતિનાં કણો.

અનંત અવકાશ-ઓ!—સૃજનને છતાં કેટલો ?
મનુષ્ય ઘડતો, ઘડાઇ, તવ સ્વપ્નની સૃષ્ટિઓ,
યુગેયુગ નજીક આવી રહી વ્યરત સૌ શક્તિઓ,
અહો, જનનિ ! જીવસંઘ પથ પૂર્ણતાને જતો.

જતો જીવનનો પ્રવાહ, કહીં ? કેમ ? કહેવો જુદો,
પલેપલ બની રહ્યાં પ્રકટ ઐક્ય કેરાં બલો,
મનુષ્ય, પથરા, સજીવ પશુ કીટ, અસ્તિત્વની
નિગૂઢ નહિ, સંહતિ, વધુ રહી શકે માતુ ! ઓ !

મનુષ્ય જનમી મરે નિજની કાજ, આગે કશું
પશુત્વ સમ યોનિની સ્મૃતિ થકી રહે શું વધુ ?
છતાં જીવન જેમ વ્યાપક રચાય જૂથો મહીં—
સમાજ મહીં જીવતી સૃજન-જ્યોતિ વ્યકિતત્વની.
પ્રજા જિવતી સંસ્કૃતિ થકીજ માનવી સંઘની,
મહા સૃજનની ગતિ બૃહત નિત્ય થાતી જતી,
પ્રજા ન ટકશે યદિ વિમુખ વિશ્વ વ્યાપારથી,
અહો, જનનિ ! જન્મતી અખિલ તારી આશા નવી.
કૃતાર્થ બનવા મહીં સકલ મર્મ અસ્તિત્વના,
કૃતાર્થ બનવા મહીં જ સહુ ધર્મ અસ્તિત્વના;

*

વૃથા, અચરિતાર્થ, વ્યકિતવશતાજ મર્ત્યત્વ છે
કૃતાર્થ : અવિભિન્નતા અમર ભાવિનું બીજ છે.
નથી કંઇ જ નિર્વિકલ્પ: નહિ એહ નિર્માલ્યતા;
પ્રવાહ તણી સાર્થતા, પ્રવહમાં ન, સંકલ્પમાં !
શુભાશુભ, જયાજયો : પલટતા મુખો સત્યનાં
પરંતુ પલટે ન સત્ય જીવન ઉપાસનાનાં કદા.
બધી ફિલસુફી વિરકિત, નિજહીન પૂર્ણત્વની;
પરાભવથી દીન છે. ત્યમ અહંત્વ વિજીગિષા,

પશુસમ માણસમાંથી સંઘનો સંસ્કારી માણસ સંઘોની પ્રજા અને તેની સંસ્કૃતિ. તેમાંથી પ્રજાઓનું માનવ વિશ્વ ! એમ હે ધરતી એક નવી જ એવી તારી આશા જન્મી રહી છે.

ભલે નિજથી ઘેરતી પરિધ વિશ્વ વ્યાપારની,
મહાજીવન તો વહે જીવન કાજ સંસારમાં.

હું તો લઘુક છું, નહીં પણ જગત્ પ્રવાહો તણી
અનર્થ મતિ આંધિનું તણખલું તણાતું જતું.
ન કાલ મુખ કોળિયોઃ ન ગતિહીન એકત્વ હું
ન દુરિત દલો લિયે દમન યોગ્ય આ જિન્દગી.

ભલે લઘુક હું પરંતુ અણુતા તને ધારતી
અમોઘ તવ માટીની જીવન વજ્રલેપે ઘડી,
અભિન્ન, અણુ ઓળખીય, લઘુતા સ્વિકારી તહીં
અમર્ત્ય શુભ કાજ જન્મ મરણો રહું ભોગવી.
અહો, લઘુક હું વળી : તવ અપાર હેતે રચી—
અભિન્ન જનં સૃષ્ટિનાં હ્રદય બીચ મારે નથી—
જરાય મહતા, વિલીન લઘુતાજ ધન્યત્વની,
જહીં જીવનને મળે ગતિ સુખો ભણી એવડી.

ઉરે ઉઠતી દેશ દેશ તણી ભિન્ન આભાસની
અનેક સ્મૃતિ સૃષ્ટિઓ : અમર દ્વૈત મૂવો સમી—
અતીત રહીને ય જે સહજ જીવને બાંધતી,
સમસ્ત તવ આકૃતિ-અરવ, શૂન્ય ઉદ્‌બોધતીઃ—
વિશૂન્ય ! તવ સત્ય હો, નિયતિ માર્ગના ચાકડે
અનંત ભમવું ભલે ! જીવન કાજ મારાં હયે
જલે અમૃત પ્રેમ ! સુંદર અમર્ત્ય ઇચ્છા મહા,
ભલે પ્રલય અંત હો, અટકશે ન આયાસ આ.

અને અટકશે ન માતુ, અમ પ્રેમની સાધના
અમારી જનફૂલની યુગયુગોની સંવેદના
અમે કરીશું મૂર્ત જે સહજ પ્રાણને ખોલતી
સમસ્ત દલ તાહરે સુરભિ સુપ્ત જાગી રહી.
અહો મુખ મુખે લખી સકલ કોટિ આકારમાં
સુરેખ, તવ ભગ્ન પ્રાણ તણી કેટલી વારતા ?
વ્યથા, તરફડાટ, ક્રોધ, સુખહીન આયાસના
ઘડયા વદનપિંડ નિશ્ચલ અનેક આંકા પડયા.

તહીં કરચલી તણાં તિમિર ભેદતા પ્રેમના
પિપાસુ—અહ !—કેટલા અરવ આતમડોકી રહ્યા !
અને નયનની વિશૂન્ય નજરો કહે કેવડા
મહાપ્રણયના વિયોગ, હવ નિર્જન પ્રાણના !
મને નહિ કશું અકાજ સહુ સાથ ખેંચી રહ્યું
અભિન્ન મુજ તત્વ જો, સકલ સાથ જીવી રહ્યું.

અસહ્ય અમ જીવને કરુણ ગૂઢ આનંદથી
મમત્વ મમ પ્રાણને સહજ સાથ આપી રહ્યું !
કણો અમર માટીનાં મૃત શરીર જેમાં ભળ્યાં
કહે, નહિ જ ભિન્ન કૈં, તવ સજીવ દેહે અમે
મનુષ્ય તણી જાતિમાં યુગયુગો સ્ફુર્યાં, સંચર્યાં
ભવિષ્ય તણી રાહ, ઉત્સુક હમેશ, જોતાં રહ્યાં.
અમે નહિ જ ભિન્ન કૈં જીવનથી ભરી માતુ આ,
અમે સજગ રક્તબિંદુ નવકોષ, આત્મા તણા
અમે અમર દેહ, સ્પષ્ટ અતિ સ્વચ્છ અસ્તિત્વનાં
પ્રતીક, અવકાશનાં સઘન સ્વપ્ન સત્યો મહા !

*

અહો કહીશ કેટલી જીવન સાથ જોડાયલી
ગંભીર અનુભૂતિની જતી અવાચ્ય લાખ્ખો પળો ?
સ્મૃતિ કઇ ? અને કઈ સમજ ભાવિના ગર્ભની ?
મમત્વ ઈહ કેટલું અતલ ? કહેવું તુંને ફરી ?

*

અને ઉદર તાહરે અગણ માનવી જન્મતાં,
ઉરે છુપી છ એમને મુજ સમાન સંવેદના !
રહી સતત પ્રેરતી લઇ જશે મહા અર્થના
અનાદિ તવ મૂલથી તવ અનંત આનંદમાં !
મને હૃદય એ રહી અડગ એક શ્રદ્ધા સદા,
ઈહ દુઃસહ દ્વંદ્વને જરૂર અંત છે એકદા !
મનુષ્ય ઇહ કાજ છે સુખ અનંતને સર્જવા !
અમારી બલવાન આશ સફલા થશે ભાવિમાં.
કદાચ ન હું પામું એ પણ મનુષ્ય સૃષ્ટયાબ્ધિમાં
અમૂર્ત આણુઠચા તરંગ સમી માનવી જાતનાં
કૃતાર્થ નયને જરૂર ઉગશે અશોકા ઉષા !
યદા અમૃત એકલાં ધુધવતાં હશે પૂર્ણનાં,

અસંખ્ય તવ દર્શનો અરવ અર્થને ખોલતાં
નજીક તવ ઉત્તરોત્તર હમેશ ખેંચી રહ્યાં.
અસંખ્ય હજુ ગૂઢ મર્મ ઉરને અજાણ્યા રહ્યા
તને ય ન શું કાલહીન-નભભાવિ એવાં જ આ ?

દૂર દૂરના દેશો અને પ્રવૃતિ—સુખને માટે ઝંખના, પ્રેમ, પ્રેમનો યત્ન, યત્ન માટે સમસ્તની એકતાની સમજ એવા મહાન જીવનની ગતિરૂપે—એકજ આ મહાન ભાવિ તરફ જાય છે.

અરે કુરૂપ માણસોનાં ક્રોધભર્યાં લૂખાં સૂકાં મોઢાં પણ એ પ્રેમની ભૂખની જ નિશાની છે !

અહો હૃદય-મા ! તને નવવસંત ઉલ્લાસમાં
ચહી જીવન કાજ મેં, પ્રણય મેઘ ગોરંભમાં
નિહાળી નવરૂપ જીવનની ભૂમિ માતા રૂપે.
અનર્ગલ વિકાસ-રૂંધિત દિશાની છાયા તલે.
નિહાળી અમ માનવી જીવનના પ્રવાહો વિષે
અભેદ્ય તવ એકતા ઘડી અને ઘડાતી જતી
મહા જીવનશાકયતા. સકલ કર્મની મૂર્તતા
અમૂર્ત તણી જાગ્રતિ, પ્રભવની ય સંભાવિતા
અહંત્વ તણી કલ્પના; ધૃતિ સ્મસ્ત તું-મા, તું-મા !

સુખોદુઃખની સંધિમાં બહુ વિધે પુકારી તને,
ઘચું જીવન જ્યાં ફરી હૃદય મારૂં લેટી પડે!
ઉરે અસહ્ય ઉઠતા અશમ ભાવ આનંદના
વ્યથા-વિરહના, યદા નજર સ્વચ્છ માટી તણા
પસાર ક્ષિતિજે જતા, વિવિધ મર્મના રંગના,
ઉષાથી ઉરમાં સુધા અફરિમેય ફેલાવતા !

સબાષ્પ મુજ નેત્ર મેં અગણ્ દર્શને આવર્યાં;
સુખી કરૂણ કંઠમાં સ્તવન કોટિ કોટિ ભર્યાં,
ભર્યાં અતટ સિન્ધુઓ અમૃત પ્રેમના ડોલતા,
તરંગ પર આવતા અનવધિ તરંગો બઢથા,
સહુ સકલ એ ઉંભો અરવ, ઐકયની પૂર્ણતા !

વિરાટ તવ રૂપનાં સજીવ અંગ પ્રત્યંગમાં
ઠરેલ દગ માહરી જીવનઘોર સંઘર્ષમાં
સમસ્ત પરિવાર માનવગણો અને જીવનો
તને ઘડી રહ્યો અનંતવિધ ને ઘડાતો જતો !
સુખોદુઃખભરી અમારી ઇહ જીવનોપાસના,
તને રૂધિર શી વહી રહી નસો વિષે સર્વદા.

અહો જનનિ, આ મહાધબકને ધરી પ્રાણમાં,
અભિન્ન તવ તત્વનાં જીવનપૂર્ણ ઉચ્છવાસનાં
ભરૂં શ્વસન પ્રાણમાં અખિલ કેરી સંવેદના
મને અબલથી કરી સબલ વજ્ર આશા વડે,
કહે અમર ઉન્નતિ! બલ બઢાવ, ઉત્ક્રાંતિનાં !

અસહ્ય નભ ક્રોધમાં અરવ ફાટી ચૂરા થતી
હુચા મહિં વિનમ્ર વ્યાપતી અમોઘ તારી સ્પૃહા:

આવા માણસો જ મને સાચથી જીવાડી રહ્યાં છે. એવી નિરાશામાં આશા રાખત આશા અમારા બધામાં છે ! આજે યત્નને ઉદ્યત કરતી ધરતીનાં ઐક્યની અમૃતમયતા પ્રકટ થાય છે.

ભલે બધિર ચૂર્ણ હો, નવયુગો અપેક્ષા ભર્યાં
વનસ્પતિની સૃષ્ટિનાં અમૃત પાન પીશે નકી!
સમસ્ત સ્મિતની ધૃતિ! નવ પ્રયત્નની આરતિ!
અહો સજીવ પ્રાણ! વૃત્તિ સહુ જાગતી સંહિતા!
સુમંગલ તણા ધ્વનિ, ધનુષ રંગ, ખુશ્બો તણી
અમારી દગ માનવી નિરખતી દિશા ખૂલતી.

ખૂલે તવ ઉરોતણાં સકલ રંધ્ર જે રૂંધિયાં
ખૂલે અગણ અંકૂરો સુખદ બીજ જે ડાંભિયાં
ખૂલે ગગનના પ્રતિ અખૂટ શકયતાઓ તણાં
ખૂલે ગગનના પથો અતટ શકયતાઓ ભર્યાં.

મનોરથ ન એકના, અમ સમસ્તના ને બધાં
અબોલ અમ ભાંડુ–આ કણકણો–પશુપંખીના.
મનોરથ મહાન મા! તવ અજેય સ્પર્શી રહ્યા.
સમસ્ત તવકોષ શી અમૃત આપણી એકતા!
પ્રયત્ન! અબ તો પ્રયત્ન! સહુ દૈન્ય ઔદાસ્યનાં
યથોચિત ઉઘાડવાં, સકલ વિઘ્ન સંહારતાં
પ્રવૃત્ત, પલટંત આ બૃહત વિશ્વસંઘર્ષમાં
વિકાસ તણી સાધના! ફરી પ્રયત્ન! ઓ જાગતાં,

પ્રભાત પછીનાં પ્રભાત તવ કાજ મા! ખોલવાં.

અમે યુગયુગો કરી સહન જેમ આ વેદના,
અમે યુગયુગો પ્રયત્ન કરશું સુખો સ્થાપવા,
અમે જીવન ધર્મીઓ મરણ–અંગ રોમાંચ શા,
પુનઃ પુનરપિ પુનઃ જનમશું અહીં ઝૂઝવા.

—સ્વપ્નસ્થ

આવા મહાયત્નની પ્રતીક સમી ધરતી જેમાં અમારા બધાના સંવેદનો અને યત્નો એક બની ગયાં છે તેના દર્શનથી મારા હૃદયમાં પણ બળ આવે છે. અને કહે છે કે, ઉત્ક્રાંતિનાં બળને બઢાવ!

ધરતીનાં અનેક સુખો શકય કરવાં છે અને ન જોયેલાં સુખોની શકયતા સમજાતી જાય છે, એવાં પ્રભાત પછીનાં પ્રભાતભણી આ કૂચ છે.

અમે જેમ જુગોના જુગ આ વેદનાઓ સહન કરી છે—તેમ જુગોના જુગ એક પેઢી પછી બીજી પેઢી રૂપે સુખોને સ્થાપવા અહીં ઝૂઝવા જન્મ્યે જ જવાના!



**આ** ગ્રંથમાં આ વિભાગની વિશેષતા તેના અભ્યાસી અને નૂતન દૃષ્ટિ રજૂ કરતા લેખોમાં છે. 'વિદ્વાનોનો યુગ તો આથમી ગયો' કહી અફસોસવાની જરૂર નથી. સાહિત્ય અને કલાનાં શુધ્ધ સૂક્ષ્મ અંગોનો અને લક્ષણોનો ગહન અને તલસ્પર્શી અભ્યાસ કરવાની પહેલ આ યુગમાં માર્કસવાદી વિચારકોએ કરી છે. જૂની દૃષ્ટિનાં રસ શાસ્ત્રને સ્થાને, કલાનાં બાહ્ય અને આંતર તત્ત્વોનું વૈજ્ઞાનિક અને સામાજિક દૃષ્ટિમય વિવેચન તેમણે આદર્યું છે.

એમાંથી જ આપણને શ્રીપાદ ડાંગે સમા મહારથીઓનો મરાઠી સાહિત્યના અભ્યાસના પરિપાકરૂપ લાંબો લેખ લાધે છે. એમાંથી જ આપણને સાહિત્યની સૌથી મહાન સમસ્યાઓ રજૂ કરતો, સમજાવતો અને અત્યંત પરિચિત પરિભાષામાં નવાં સત્યો તારવતો ભોગીલાલ ગાંધીનો લેખ પ્રાપ્ત થાય છે. ખ્વાજા અહમદ અબ્બાસ પ્રગતિશીલ દૃષ્ટિનો નક્કર કેસ રજુ કરે છે.

અને જે સોવિયેતની ભૂમિએ માર્કસવાદને પોતાના અંગપ્રત્યંગમાં વણી લીધેલ છે, તે ભૂમિના કલાકારોની ભવ્ય સર્જનશીલતા તથા તેની પાછળના રહસ્યોની પિછાન બકુલેશ કરાવે છે. સાથોસાથ સુભદ્રા ગાંધી સોવિયેતના મહાન કલમબાજ ઈલિયા એહરનબર્ગનો પરિચય આપે છે. અને જ્યારે ભારતવર્ષના મહાન પ્રતિભાશીલ કવિ—મુસ્લિમ જગતના એ મહાન ફિલસૂફ કવિ ઈકબાલનો પરિચય શિરીષ પરીખ આપે છે, ત્યારે પણ એ જ નૂતન દૃષ્ટિનો નવો પરિચય લાધે છે.

*

અલબત્ત, આ બધા માટે ગુજરાતી મેધા જ ગૌરવ લઈ શકે એમ નથી. પરંતુ શ્રીપાદ ડાંગે કે ખ્વાજા અહમદ અબ્બાસ ગુજરાતીઓને ય એટલા પરિચિત છે ને આપણને એમનાં આ અભ્યાસી લખાણો એટલાં તો મહત્વનાં છે કે એમને અપનાવી લઈ, ગુજરાતી ભાષાભાષી તરીકેની આપણી કમજોરીના ભાનસહિત, રજુ કર્યાં છે.

# મહંમદ ઈકબાલ

## જીવન અને કવન

શિરીષ પરીખ

**હિંદી મુસ્લિમોના રાષ્ટ્રીય શાયર અને અર્વાચીન ઉર્દુ શાયરીના પ્રધાન** કવિ તરીકે ઈકબાલનું સ્થાન જાણીતું છે. મુસ્લિમ જનતાની જાગૃતિની દુંદુભિ બજાવનાર, એ જાગૃતિ જલદી આણવા ઝુંબેશ કરનાર અને એ જાગૃતિને નક્કર સ્વરૂપે રચી આપનાર તરીકેનું ઈકબાલનું સ્થાન અનેરૂં છે.

ઈકબાલની શાયરી એ નવા યુગના પરોઢની શાયરી છે, મુસ્લિમ સાંસ્કૃતિક પુનરોત્થાનનું મંગલાચરણ છે. અઢારમી અને ઓગણીસમી સદીના ઈરાની તથા ઉર્દુ સાહિત્યના વારસાથી સમૃદ્ધ બની, આ તબક્કામાં મુસ્લિમ સાહિત્ય પાશ્ચાત્ય સાહિત્ય અને સંસ્કૃતિની સંમુખ આવે છે. ને તેમાંથી જે સમન્વયો, સંઘર્ષો અને પરિવર્તનો થાય છે, તે ઇકબાલની કવિતામાં ઝીલાયાં છે.

કવિવર ટાગોરની પેઠે, ઈકબાલની શાયરી પોતાના ઉજ્જ્વલ વારસાને સાંચવી, નવામાંથી જેટલું સારૂં છે તેટલું હસતે મુખડે અપનાવી લે છે, અને શાયર અને માનવી તરીકે પણ ઈકબાલનો મકસદ એ જ રહે છે.

અર્વાચીન હિંદના બીજા કોઈ પણ સાહિત્યકાર કરતાં કદાચ વધુ રીતે ઇકબાલ મુસ્લિમ પ્રજાઓની જાગૃતિનું ભાન કરાવે છે. ધીરે ધીરે સ્વત્વમાં આવતી મુસ્લિમ પ્રજાઓનો આછો, કેટલીક વાર અસ્પષ્ટ, કેટલીક વાર બુલંદ અવાજ ઇકબાલની શાયરીમાં સંભળાય છે. જાગૃત મુસ્લિમનો રાષ્ટ્ર પ્રેમ "સારી જહાંસે અચ્છા હિંદોસ્તાં હમારા"માં રણકે છે. તો ઇસ્લામનો આંતરરાષ્ટ્રીય સંદેશ " આરબ હમારા, હિંદોસ્તાં હમારા, મુસ્લિમ હૈ હમ, વતન હૈ સારાં જહાં હમારા," ગાજે છે. સાથે સાથે હિંદી મુસ્લિમોની પોતાના જ વતનમાં પોતાનું રાજ્ય સ્થાપવાની ઝંખના—જે આજે દેશભરમાં વ્યાજબી ગણાઈ રહી છે—નું પ્રથમ નક્કર સ્વરૂપ-પાકિસ્તાન પણ ઈકબાલ જ આપે છે.

આમ સાહિત્ય અને રાજકીય ક્ષેત્રે (સામાજીક ક્ષેત્રે) પણ ઈકબાલની વિભૂતિ હિંદી મુસ્લિમો અને હિંદી પ્રજાને પથદાયક થઇ ઉભી છે. ઇકબાલની શાયરી તથા તેમની ફિલ્સુફીનો આછો એવો પરિચય સાધવા કોશીષ કરીએ.

* * *

**વિક્રમની ઓગણીસસી સદી આથમતી આવતી હતી અને વીસમી સદીનાં** પગરણ હજુ આછાં આછાં સંભળાતાં હતાં, ભવિષ્યના પડછાયાઓ વર્તમાન પર આછા ઘેરા રંગમાં પડતા હતા એવા સમયે એક યુવાન કોલેજ વિદ્યાર્થી લાહોરની સરકારી કોલેજમાં ભણતાં ભણતાં શાયરીના રંગે રંગાતો હતો. કોલેજના સમારંભો, શાયરીના જલ્સાઓ અને મુશાયરાઓ–સર્વે સ્થળે આ યુવાનની પ્રતિભા ઝળકી ઉઠતી હતી. પ્રખ્યાત ઉર્દુ કવિ દાઘ પર સુધારવા અને મઠારવા માટે મોકલવામાં આવેલાં તેનાં

કાવ્યો વણસ્પર્શ્યા પાછાં આવતાં હતાં. દાઘને મને આ કાવ્યોમાં સુધારાને અવકાશ જ નહોતો. આવો કવિ હતો **મહંમદ ઈકબાલ**.

ઈકબાલની કવિતાના કોઇ પણ અભ્યાસીને, યોવનના દિવસોની કંઇક અપકવતા અને ઊર્મિશીલતાની વચ્ચે થઈને પણ આ સમય દરમ્યાનથીજ તેની કવિતાના વહેણનું મૂળ, તેના ભાવિ પ્રતિષ્ઠાનાં–ખાલી કવિ તરીકે નહિ પણ એક પ્રખર વિચારક–ફિલ્સુફ તરીકેની પ્રતિષ્ઠાનાં બીજ નજરે ચડશે.

ઈકબાલની કવિતાનાં ખરાં મૂલ્ય આંકવા માટે એક વસ્તુ શરૂઆતમાં જ યાદ રાખવી ખૂબ જરૂરી છે. ઈકબાલ ઉર્દુનો કવિ હતો અને એટલે સ્વાભાવિક રીતે જ બાલ્ય-વયથી તેના પર ભૂતકાલીન ઉર્દુ કવિતાની ઘણી અસર થએલી. ઈશ્વરને સખીવાદે પૂજ-વાના ઇરાદાથી મધ્યયુગમાં શરૂ થએલો સુફીવાદ ઓગણીસમી સદીમાં તો પોતાના વિશાળ પેટાળમાં કેટકેટલા ય વિધવિધ પ્રવાહો સમાવતો થઇ ગયો હતો. આમાંનો એક પ્રવાહ હતો અતિશય શૃંગારી અને કોઈ કોઇ વાર સુરૂચિનો ભંગ કરતી કવિતાનો. આવી કવિતાથી માંડી સર્વોત્તમ પ્રેમકાવ્યો સુફીવાદના આ વિશાળ પ્રદેશમાં ખેડાતાં હતાં. મનના જે તમામ ભાવો જીવનની વાસ્તવિકતાથી ડરી જઈને જીવનમાં અનુભવી શકાતા નથી એ ભાવોનું કાંતો ઉર્ધ્વગમન (Sublimation) થાય છે અથવા તો અજાગૃત મન (Unconcious Mind) માં દમનના પ્રભાવે ધૂંધવાયા કરે છે. સુફીવાદ આ બંને છેડાઓ વચ્ચેના વિશાળ પ્રદેશને સાંકળતો હતો એટલે ઉર્દુ કવિતા મોટે ભાગે આ પ્રદેશની બહાર નીકળવા ખાસ શકિતમાન થઇ નહોતી. ભૂતકાળના લગભગ તમામ ઉર્દુ કવિઓ સુફીવાદના રંગે (અને તે પણ સાધારણ હલકી કોટિના) રંગાયા હતા. આવા સંયોગોમાં કોઇ પણ નવા ઉગતા સંવેદનશીલ કવિ પર આ વહેણની કેટલી ઉંડી અસર થાય એ સમજી શકાય છે. ઈકબાલ પણ આમાંથી છટકી શકયા નહોતા. એ 'અહં'ની અપૂર્ણ ઇચ્છાઓ અને આશાઓમાંથી જન્મતી નીચેની બે લીટીઓ :

> "ઓ ઇકબાલ ! કોઈક જગાએ તારી જ વાત થાય છે; કારણ, તારી વાણી તો જાદુ છે."

અને ખરી 'ઈરાની' ઢબે પ્રેમ વર્ણવતી આ બે લીટીઓથી જણાશે.

> "પણ પ્રેમને તેના અસલ લેબાસમાં હવે કોણ ચીતરશે ? બાણાવળી મરી ચૂકયો છે; હવે પુષ્પ–શર છોડી હૃદયને કોણ વીંધશે ?"

માત્ર આ ચાર લીટીઓ પરથી જ કોલેજમાં ભણતા યુવાન ઈકબાલ પર સુફી-વાદની થએલી અસર સ્પષ્ટ જણાશે. આ બંને કડીઓ તેના કોલેજના દિવસોની કવિતાઓમાંથી છે.

* * *

**પણ મધ્યયુગનો જમાનો ચાલ્યો ગયો છે.** પશ્ચિમના આઘાતે જેને કળ ચડી ગઇ છે એવું એશીઆ ધીમે ધીમે માથું ઉંચકી રહ્યું છે. જપાન અને ચીન, હિંદ અને તુર્કસ્તાન સર્વે નવી તાકાતે, નવાં સામર્થ્યે, નવી જાગૃતિએ સળવળી રહ્યાં છે. ગુલામીનાં કાજળકાળાં અંધારાંને ઉજાળતી સ્વાતંત્ર્ય અને શકિતની ઉષા એશીઆ પર ઉતરી રહી છે. એ ભલે એ વખતે એશીઆ હજુ સ્પષ્ટ પણે જોઈ શકયું ના હોય પણ એ પરોઢના પ્રકાશમાં પાશ્ચિમાત્ય શાહીવાદનું ઘોર સ્વરૂપ એશીઆ અને હિંદ સંપૂર્ણ પણે જોઇ શકયાં હતાં. મધ્યયુગનો—મરવા પડેલા કાળનો સુફીવાદ આ પ્રચંડ જાગૃતિનાં

મોજાં સામે ક્યાંથી ટકી શકે? કાળ તેનો નાશ માગતો હતો અને તેની રાખ પર નવ-યુગની કવિતાનું મંડાણ થવાનું હતું. દુનિયાના ઇતિહાસનું આ નવીન અને મહા ઉજ્જવળ પ્રકરણ ઉર્દૂ સાહિત્યમાં લખાવાનું શ્રેય ઇકબાલને ફાળે હતું. ઉર્દૂમાં નૂતન કવિતાનો, નૂતન યુગસંદેશનો એ પ્રણેતા હતો.

નવા યુગનાં આંદોલનો ઝીલતો ઈકબાલ જાહેર કરે છે:

"શું તને ખબર નથી કે જૂનો સમાજ નાશ પામી રહ્યો છે?"

અને ઉદય પામતા આ યુગની બે મુખ્ય વિશિષ્ટતાઓ તેના કાવ્યોમાં હવે ઠેર ઠેર નજરે પડે છે: આ બે વિશિષ્ટતાઓ છે રાષ્ટ્રપ્રેમ અને શાહીવાદનો ધિક્કાર. સુફી-વાદની જીર્ણ થએલી જંજીરોમાંથી મુક્ત થએલો ઇકબાલ પુકારે છે:

"સારે જહાં સે અચ્છા હિંદોસ્તાં હમારા.'

અને મૂર્તિપૂજક બ્રાહ્મણને સંબોધી કહે છે:

**"તું એમ માને છે કે પત્થરની મૂર્તિમાં ઈશ્વર રહે છે, પણ મારે મન તો મારા દેશની ધૂળની પ્રત્યેક કણ ઈશ્વર બરાબર છે."**

આ સમયની ઈકબાલની કવિતાઓ અત્યંત મશહૂર છે: 'હિંદોસ્તાં હમારા,' 'નૂતન મંદિર', 'હિંદનું ગીત', 'ભૂલકાંઓનું રાષ્ટ્રગીત', 'રામ' વગેરે અનેક કાવ્યો તેના ઉંડા રાષ્ટ્રપ્રેમની પ્રતીતિ આપતાં આજે પણ ઠેર ઠેર ગવાય છે.

આ સાથે ઇકબાલની કવિતાની બીજી વિશિષ્ટતા—શાહીવાદ અને તેનાં પરિણા-મોનો સ્પષ્ટ ખ્યાલ—આપણી સમક્ષ શાહીવાદની એડી નીચે કચડાતા પૂર્વની સ્થિતિ વર્ણવતી નીચેની લીટીઓ રજુ કરે છે:

"પૂર્વના હૃદયનું ભૂતકાલીન તેજ બુઝાઈ ગયું છે. તેનો શ્વાસ ધીમો પડયો છે, તેની જીંદગી ક્યારની ખલાસ થઇ છે—જાણે કે પૂર્વ જીંદગી નહિ પણ માત્ર જીંદગીનું પ્રતિ-બિંબ છે. ગગનગામી મહત્વાકાંક્ષાઓ હવે તેનું હૃદય સેવતું નથી અને પૂર્વની બંસરીના તમામ સૂર બંધ પડી ગયા છે."

શાહીવાદનું સ્વરૂપ વર્ણવતાં એ લખે છે:

"ગુલામ પ્રજા જાગ્રત થઈ માથું ઉંચકે છે કે તરત જ શાહીવાદની જાદુઇ લકડી ફરી તેને નિદ્રાવશ બનાવે છે. અને આ જાદુથી વશ થઈ ગુલામો ગુલામીને આભૂષણ સમજી તેનું સ્વાગત કરે છે."

રાષ્ટ્રવાદ અને શાહીવાદ વિરોધ એ બંને આ સમયની ઇકબાલની કવિતાનાં લક્ષણ છે. એ બંનેમાં હિંદ અને એશીઆમાં ઉત્પન્ન થએલા રાષ્ટ્રીયતાનાં પ્રચંડ મોજાંમાં ઇકબાલ આ સમય દરમ્યાન ખૂબ તણાય છે. રાષ્ટ્રવાદને દુનિયાનાં તમામ દુઃખો અને મુશ્કેલીઓના રામબાણ ઇલાજ તરીકે આગળ ધરે છે. ઇકબાલની કવિતાનો આ તબક્કો ૧૯૦૫ સુધી ચાલે છે: રૂસો-જપાન વિગ્રહ, બંગભંગનો સત્યાગ્રહ—આ સમયમાં આ લાગણી શિખરે પહોંચે છે. અને પછી એક તદ્દન અણધારી હકીકત બને છે જે ઇકબા-લની તમામ ફિલ્સુફીનો ઝોક હંમેશને માટે ફેરવી નાખે છે: આ બનાવ તે ઉચ્ચા-ભ્યાસ માટે ઇકબાલનું યુરોપ તરફ પ્રયાણ.

* * *

યુરોપમાં ઈકબાલ ઇંગ્લાંડ અને જર્મનીમાં અભ્યાસ કરે છે. સાથોસાથ તમામ મહાન ફિલ્સુફીનો પરિચય સાધે છે. યુરોપીય સમાજરચનાનો અને સામાજિક રીતરિવાજોનો ઉંડો અભ્યાસ કરે છે અને એ બધા અભ્યાસ અને નિરીક્ષણના પ્રતાપે તેને

મૂડીવાદના સ્વરૂપનું અને તેની માનવજાત પર થતી અસરનું ખરું ભાન થાય છે. આ ભાને તેની આશાઓ પર, આદર્શો પર મરણતોલ ઘા માર્યો. એશીઆમાં દરેક પ્રજાના સ્વાતંત્ર્ય ખાતર દરેક દેશાભિમાની પોતાના રાષ્ટ્રની હાકલે ખડો થતો હતો, યુરોપમાં બીજા દેશોને લૂંટવા, બીજા દેશને ગુલામ બનાવવા પ્રજાગણને એકત્ર કરવા 'રાષ્ટ્રીયતા'નો ઉપયોગ થઈ રહ્યો હતો, 'જર્મની મહાન બનવું જ જોઇએ' એમ કહીને કૈઝર સંસ્થાનોની નવી વહેંચણી માટે તલવાર ખખડાવતો હતો. 'White Man's Burden' ના નામે અર્ધી દુનિયાના માનવોને પશુ કરતાં પણ બદતર હાલતમાં ઇગ્લાંડ રાખી રહ્યું હતું. આ સંસ્કૃતિ ? આ તેમનો રાષ્ટ્ર-પ્રેમ ? તેમની આ સંસ્કૃતિનું સ્વરૂપ વર્ણવતાં લખે છે :

> "હજુ માનવ શાહીવાદનો હલકટ ગુલામ રહ્યો છે. કેટલું ભયાનક ! એ પોતાની જ જાતનો તરસ્યો છે. આધુનિક સંસ્કૃતિનો પ્રકાશ આંખ આંજી દે છે. પણ એ તો ખોટા હીરા વેંચવાની જ કળા છે. પશ્ચિમના વિદ્વાનોનો એક વખતનો ગર્વ વિજ્ઞાન આજે લોભીઓના લોહીપિપાસુ હાથમાં તલવાર બની રહ્યું છે. મૂડીવાદના પાયા પર રચાએલી સંસ્કૃતિને રાજકીય કાવાદાવા મજબૂત ના કરી શકે.
>
> "પશ્ચિમની પ્રજાશાહી પદ્ધતિ એ જાનું જ હથિયાર છે. તેમાંથી કૈઝરના અન્યાય જેવા જ સૂર નીકળે છે. પ્રજાશાહીના વાઘામાં સજ્જ થઇ દમનનો દાનવ નાચી રહ્યો છે ! છતાં તું માને છે કે એ તો સ્વાતંત્ર્યની દેવી છે ! બંધારણીય સમિતિઓ, સુધારા હક્કો, સલામતીઓ આ બધી પશ્ચિમી દવાઓ સ્વાદમાં મીઠી છે પણ આખરે તો એ ઉંઘજ નીપજાવે છે."

અને આ બધાની સાથો સાથ યુરોપની સંકુચિત અને મૂડીવાદી રાષ્ટ્રીયતા પણ નિશ્ચિલ સ્વરૂપે કેવી રીતે વિશ્વયુદ્ધ તરફ દુનિયાને ઘસડી જાય છે એ પણ તે સ્પષ્ટપણે દર્શાવે છે.

> " 'રાષ્ટ્રીય' હરીફાઈનાં તે બીજ વાવે છે, તમામ વ્યાપારનું આખરી ધ્યેય સામ્રાજ્ય બને છે, સત્ય અને રાજકારણ વચ્ચે વિશાળ સાગર જન્મે છે, અને નિર્બળો સામ્રાજ્ય સંગ્રામમાં નાશ પામે છે."

છેવટે નીચેની બે લીટીઓમાં તો ઇકબાલ યુરોપી સંસ્કૃતિના મધ્યબિંદુ-આર્થિક સંબંધો સુધી પહોંચી જાય છે:

> "ઇશ્વરની દુનિયા એ દુકાન નથી અને તેથી તેણે (યુરોપે) મહાન માનેલી ચીજો (ધન) આખર કંગાલ નીવડવાની છે."

આમ શાહીવાદના ખરા સ્વરૂપને ઈકબાલ પોતાની તીવ્ર દષ્ટિથી સમગ્રપણે પિછાની જાય છે. સ્ત્રીઓની ગુલામગીરી, મનુષ્ય મનુષ્ય વચ્ચેના ભેદભાવો, વેપાર અને નફા ખાતર અનેક દેશોની ગુલામી, માત્ર થોડાં માણસના લાભ ખાતરનાં યુદ્ધો અને તે દરમ્યાનની ભયાનક કતલો, લઘુમતિઓ પર થતા અકલ્પ્ય અને અસહ્ય જુલમો અને આ બધા માટે વિજ્ઞાનનો થઈ રહેલો ભયાનક દુરૂપયોગ તે સ્પષ્ટપણે જોઇ શકે છે. સાથો સાથ પશ્ચિમનું પ્રજાતંત્ર કેટલું બનાવટી છે, એક દેશનું શોષણ બીજો દેશ પ્રજાતંત્રને નામે કેટલી સહેલાઈથી કરી શકે છે, પશ્ચિમમાં પણ સામાન્ય માણસની દયાભરી સ્થિતિ --આ બધી હકીકતોએ તેનું દિલ વલોવી નાખ્યું.

આનું પરિણામ આવ્યું સંપૂર્ણ સ્વાતંત્ર્યની માગણીમાં. ધારાસભાઓ, ચૂંટણીઓ વગેરે બ્રિટનની તરફથી હિંદને મળેલા સુધારાઓ ખરા સ્વરૂપમાં તેણે દુનિયા સમક્ષ દર્શાવ્યાં, તેનો તેણે ઉપહાસ કર્યો અને પોતાની કવિતામાં મુકમ્મિલ આઝાદીની

માગણી કરી. મૂડીવાદના ફળ રૂપે ફાટી નીકળેલ વિશ્વયુદ્ધનું શાહીવાદી સ્વરૂપ તેણે સ્પષ્ટ સમજાવ્યું. વર્સેલ્સની સંધિને તેણે 'વેરની સંધિ' તરીકે ઓળખાવી અને પ્રજાસંઘને મહારાજ્યોનાં રમકડાં તરીકે જાહેર કર્યો.

આજ આરસામાં યુરોપમાં થએલી બે ક્રાંતિઓ-રૂસી ક્રાંતિ અને મુસોલીનીની ક્રાંતિનાં તેણે ખૂબ વખાણ કર્યાં અને તેમને નવી દુનિયાના સર્જન તરીકે ઓળખાવી (જો કે પાછળથી જ્યારે મુસોલીનીએ એબીસીનીયા પર હુમલો કર્યો ત્યારે તેણે મુસોને પણ શાહીવાદી જાહેર કરી જણાવ્યું કે ઇટાલી અને ઇંગ્લાંડ વચ્ચે કશો ફેર નથી અને ફાસિવાદ એ સામ્યવાદનો સામનો કરવાનો હાથો માત્ર છે )

આ તો આપણે ઘણા આગળ વધી ગયા. યુરોપીય સંસ્કૃતિનું ખરૂં સ્વરૂપ સમજવામાં આવતાં ઈકબાલની માનસિક દુનિયામાં મોટો આઘાત થયો. પૂર્વ અને પશ્ચિમ બંનેથી અસંતુષ્ઠ થએલા, વિચારોમાં કોઇ નવી સમાજરચાનાની શોધમાં મગ્ન **જેમાં મનુષ્યના જીવનવિકાસ માટે તમામને સરખી તક હોય** ચારે બાજુ અંધકારમાં હાથ ફેરવતા અને પૂર્વ પણ પશ્ચિમનું આંધળું અનુકરણ અમુક દેશોમાં કરવાનો પ્રયત્ન કરી રહ્યું છે તેથી દુઃખી થતા ઇકબાલ ૧૯૦૮માં પાછા હિંદ આવે છે એમના માનસિક વિકાસનો બીજો તબક્કો અહીં પુરો થાય છે.

* * *

હિંદ પાછા ફર્યા પછી **ઈકબાલની સમગ્ર શકિત પોતે યુરોપમાં** જોએલ સ્થિતિમાંથી મનુષ્યને મુક્ત કરવાના વિચાર પર કેન્દ્રિત થાય છે. પ્રજાતંત્રમાં જ માનવની આંતર્ગત શક્તિઓનો સંપૂર્ણ વિકાસ શકય છે એમ તો એ હજુ પણ માને છે, ૧૯૦૮ થી માંડીને છેક છેવટના દિવસ સુધી ફાસિવાદ અને સરમુખત્યારશાહીને તો એ ધિક્કારે જ છે પણ યુરોપીય પ્રજાતંત્રની જગ્યાએ બીજું કયા પ્રકારનું પ્રજાતંત્ર રજુ કરવું જોઇએ અને એ પ્રજાતંત્ર નીચે માનવના વિકાસના કયા કયા ધ્યેય અને આદર્શો સ્વીકારવા જોઇએ એ વિષેની પોતાની આખી ફિલ્સુફી એ આ સમય દરમ્યાન ધીમે ધીમે વિકસાવતા જાય છે.

તેમની આ વિકસતી જતી ફિલ્સુફી પર બે વસ્તુની ખૂબ જ ઉંડી અસર પડે છે. એક છે સારા યે એશીઆની પ્રજાનો શાહીવાદ વિરોધી મોરચો અને સતત સંગ્રામ. આ સમય દરમ્યાન અને ખાસ કરીને પહેલા વિશ્વયુદ્ધના સમયમાં એશીઆની તમામ પ્રજાઓ માથું ઉંચકીને કૂચ કરતી થઇ ગઇ હોય છે. અને આ કૂચમાં આપણે સહુ જાણીએ છીએ તેમ મિસર, તુર્કસ્તાન, ઇરાન વગેરે મુસ્લિમ દેશો ઘણો આગળ પડતો ભાગ ભજવતા હોય છે. આ વિશાળ શાહીવાદ વિરોધી મોરચામાં ઈકબાલ એક મહાન પ્રગતિકારક બળ જુએ છે અને તેની સાથે પોતાની જાતને એકાકાર બનાવી દે છે. આ પ્રવૃત્તિના-ઘડતરમાં પોતાનો ફાળો આપવા માટે તેઓ રાજકીય અને સામાજિક ઝંઝાવાતમાં ઝંપલાવે છે.

બીજી વસ્તુ છે હિંદના મુસ્લિમોની જાગ્રતિ. ૧૯૦૫ ની સાલમાં મુસ્લિમ લીગ સ્થપાઇ ગઈ હોય છે. ૧૯૦૫ ની બંગભંગની લડત અને બીજા બનાવોના પ્રત્યાઘાત રૂપે હિંદના મુસ્લિમો પણ શાહીવાદ વિરોધી મોરચામાં ભળતા જાય છે. મુસ્લિમોની આ લાગણીને ઈકબાલ વાચા આપે છે અને જાહેર કરે છે કે પરદેશી સરકારની ગુલામીમાં કોઇ પણ શોષિત પ્રજા પોતાનો વિકાસ સાધી શકે જ નહિ માટે સર સૈયદ એહમદની માન્યતા મુજબ પશ્ચિમનાં સારાં તત્ત્વો અને ખાસ કરીને વિજ્ઞાન હિંદે અને મુસ્લિમોએ

અપનાવવાં જોઈએ પણ સાથે સાથ એ ન ભૂલવું જોઈએ કે આખરી મુકિત તો સંપૂર્ણ સ્વાતંત્ર્યમાં જ રહી છે. મુસ્લિમોની જાગૃતિનો સર સૈયદ એહમદ યુગ આમ અહીં પૂરો થાય છે.

પૂર્વ અને પશ્ચિમના તમામ દોષોથી મુકત એવી સમાજરચનાની શોધ કરતાં કરતાં ઈકબાલ જુએ છે કે તેના સ્વપ્નાંની દુનિયાને કુરાન ઘણા અંશોમાં વર્ણવી બતાવે છે. અલબત્ત આધુનિક સંયોગોને અનુરૂપ રહેવા માટે ઈકબાલને ઘણે સ્થળે કુરાનને નવી રીતે મૂલવવું પડે છે. ઈકબાલની દ્રષ્ટિએ કુરાન શું છે ?

"કુરાન મૂડીવાદી માટે મોતનો સંદેશો છે. એ ગરીબ મઝદૂરનું મિત્ર છે."

આજના જમાનાના ભયાનકમાં ભયાનક દુશ્મન મૂડીવાદ અને શાહીવાદને કુરાન આ રીતે પહેલેથી જ મોંમાં ભંડારે છે. સાથેસાથ કુરાન ધર્મ દેશ કે જાતિના પાયા પર પણ પોતાની સમાજરચના ઉભી નથી કરતું. દેશ અને જાતિના ઝઘડાથી એ પર છે. તેનું ધ્યેય તો એક જ છે: તમામ મનુષ્યોની સમાનતા. એટલે જ ઈકબાલ કહે છે :

"માનવતાનું સ્થાન આજે પ્રજાઓએ લીધું છે. પણ જાતિભેદમાં ગર્વ લેવો એ મૂર્ખાઈ છે."

આજની દુનિયાની આ વસ્તુઓની સામે ઈસ્લામ શું રજુ કરે છે ?

"આપણો સમાજ તદ્દન જુદા જ પાયા પર રચાયો છે—જે પાયો આપણા હૃદયમાંથી ઉગે છે."

"મહમ્મદનો ધર્મ દેશ અને જાતિથી પર છે. ન આરબ કે ન કુરેશ તેને મન બીજાથી ઉચ્ચ છે. શહેરીજનો અને ગ્રામીણો તેને મન એક હતાઃ પોતાના ગુલામો સાથે એક જ પંગતે એ જમતો."

આમ માણસનું માણસ તરીકે ઈસ્લામ બહુમાન કરે છે. કહે છે :

"કોઈ સ્વતંત્ર માનવ કરતાં મુસ્લિમ ગુલામ ઉતરતો નથી રાજવંશી લોહી સામાન્ય માણસના લોહી કરતાં જરાયે વધારે શુધ્ધ નથી."

ફ્રેંચ રાજ્યક્રાંતિના સમાનતા, સ્વતંત્રતા, બંધુતાના સિધ્ધાંતોનું અહીં આપણને સહજ રીતે દર્શન થાય છે.

આમ દિન પ્રતિ દિન ઇકબાલનું વલણ વધારેને વધારે ઈસ્લામની આદર્શ સમાજ વ્યવસ્થા તરફ ઢળતું જાય છે. ઉપર ઉપરથી માત્ર આ હકીકત જોનાર માણસના મનમાં આ વસ્તુથી ઈકબાલ કોમવાદી બનતા જાય છે એમ કદાચ, લાગે પણ ઇકબાલના વિચારોનો વિકાસ પહેલેથી સમજનાર માણસ સહેલાઇથી જોઈ શકશે કે આ માન્યતા તદ્દન ભ્રામક છે. ઈકબાલને કોમ, જાતિ કે દેશથી પડતા ભાગલાઓ પ્રત્યે ભારે તિરસ્કાર છે. એને તો વસુધૈવ કુટુંબકમનો જ આદર્શ આકર્ષે છે અને આ આદર્શની સાધના અર્થે જ તેઓનું ઇસ્લામ તરફનું વલણ વેગ લઇ રહ્યું છે. ઈસ્લામની અંદર સમયના વહેણની સાથે જે પ્રત્યાઘાતી તત્ત્વો ઘૂસી ગયાં છે તેનો તો કવિ પૂરેપૂરો વિરોધ કરે છે અને કહે છે કે ધર્મચૂસ્ત મુલ્લાંઓએ ઇસ્લામના મૂળ સ્વરૂપને બગાડી મૂક્યું છે અને તેમનું કામ સમાજમાં મુશ્કેલી ઉભી કરવાનું જ માત્ર છે!

આદર્શ ઇસ્લામીક સમાજરચનાનું વર્ણન કરતાં ઈકબાલ કહે છે: "એ સમાજરચનામાં વર્ણભેદ, જાતિભેદ કે લોહીભેદ નથી, માનવજીવનની ત્યાં મહત્તમ મહત્તા છે. ત્યાંની સ્ત્રીઓ સંપૂર્ણપણે મુક્ત છે. જમીનની ભૂખ નાશ પામી છે. (અર્થાત શાહીવાદ અને મૂડીવાદથી એ મુકત છે) વિજ્ઞાન અકલ્પ્ય ઝડપે પ્રગતિ કરે

છે અને સ્વાતંત્ર્યનો સૂર્ય ખૂણે ખૂણાને અજવાળે છે.” આ દુનિયામાં નથી ચલણી નાણું (આજના આર્થિક શોષણ અને પ્રભુત્વનો નાશ), નથી યંત્રો જે માનવને પોતાનો ગુલામ બનાવે છે. નથી ભિખારીઓ, નથી બેકારી, લશ્કરો નથી, પોતાના સ્વાર્થ ખાતરના ખોટા પ્રચાર નથી અને નૈતિક અધોગતિ નથી. ત્યાંના મજૂરોને પોતાની મહેનતનો તમામ લાભ મળે છે અને સહુથી વધારે મહત્વનું : આ દુનિયામાં માણસ પોતાના ભાવિને ઘડી શકે છે :

“જો તારું ભાવિ તને નાપસંદ હોય,
તો તું તેને બદલી શકે છે.”

આ વર્ણન આપણને સ્પષ્ટ દર્શાવે છે કે પોતાનાં સ્વપ્નની દુનિયાનું મૂર્ત સ્વરૂપ આજે જેને આપણે સમાજવાદી સમાજરચના કહી શકીએ તેવા રૂપમાં ઈકબાલ રજુ કરે છે–ભલેને એને મુસ્લિમ ધર્મના કે કુરાનના વાઘા પહેરાવવામાં આવ્યા હોય. ઇસ્લામમાં પોતે આવી દુનિયાનું સ્વરૂપ સર્જી શકે છે એટલે જ ઇકબાલ ઇસ્લામનો અનુયાયી બન્યો છે અને એ સ્વપ્નની–આદર્શ જગતની સિદ્ધિ અર્થે જ એ જગતને ઈસ્લામના આદર્શોને અનુસરવાનું કહે છે. આ દ્રષ્ટિએ જોતાં ઇકબાલ કોમીવાદી છે જ નહિ, ધર્મઝનુની છે જ નહિ. ઈસ્લામને–માત્ર એક ધર્મને વખાણતો હોવા છતાં પણ એ તો નવી દુનિયાનો ફીરસ્તો છે.

મુસ્લિમ લીગના પ્રમુખ તરીકે ૧૯૩૬ માં જ્યારે ઈકબાલ ‘પાકિસ્તાન’ની માગણી કરે છે ત્યારે પણ તેને મન તો ‘પાકિસ્તાન’ એ કંઈ ખાલી શબ્દો કે મુસ્લિમોનું રાજ્ય નથી પણ આજની પરિસ્થિતિને લક્ષમાં રાખી ઇસ્લામના કાનૂનોને અનુસરી ઉભી કરવામાં આવેલી એ આદર્શ સમાજરચના જ છે. પોતાની જીંદગીનાં છેલ્લાં વર્ષો તેણે આ સ્વપ્નને મૂર્તિમંત કરવા માટે મુસ્લિમોને સંગઠિત કરવામાં ગાળ્યાં હતાં અને આ બધાં વર્ષો દરમ્યાન મુસ્લિમોના એ માત્ર રાજકીય નહિ પણ સામાજિક અને ધાર્મિક પણ આગળ પડતા નેતા રહ્યા હતા. નૂતન મુસ્લિમ સાંસ્કૃતિક જાગૃતિના તો એ અગ્રદૂત બન્યા હતા.

ઇસ્લામની આદર્શ દુનિયાનું શબ્દચિત્ર–સ્વપ્નું તો ઈકબાલ આપણને આપે છે. પણ આજે અનેક ઈસ્લામી દેશો પશ્ચિમની સીધી કે આડકતરી ગુલામગીરી ભોગવી રહ્યા છે, તેનું શું ? ઇકબાલ તેનો પણ જવાબ આપે છે. સારૂં યે પૂર્વ આજસુધી ઉંધે રસ્તે દોરવાયા કર્યું છે. મનુષ્યના જીવનની ખરી મહત્તા, ખરો મર્મ તે સમજ્યું નથી. ઇસ્લામ પણ આ બાબત પર પૂરતો ભાર મૂકી શકયો નથી. આ મહત્ત્વ સમજાવવા માટે કુરાનની પોતાની સ્વતંત્ર સમજણ આપતાં ઇકબાલ જણાવે છે કે મનુષ્ય વગરની આ દુનિયામાં મનુષ્ય ઉત્પન્ન થતાં

“સૌંદર્ય ધ્રૂજી ઉઠયું કારણ કે સ્વપ્નદ્રષ્ટા જન્મ લેતો હતો, કુદરત ડરી કારણ કે જડ દુનિયામાં સર્જક વિનાશક અને નિરીક્ષક માનવ જન્મ્યો હતો. સ્વર્ગથી આ વાત પવનના વહેણમાં કારમા નર્કોમાં પહોંચી અને જાલીમોને ચેતવ્યા કે સત્યનો જાણનાર આવ્યો છે.

પોતાની જાતથી જ અજાણ મહત્વાકાંક્ષાઓ જાગૃત થઈ અને નવી દુનિયા સર્જવા મંડી.

જીંદગી કહે : યુગો સુધી એણે ધૂળમાં રગદોળાતાં રાહ જોઈ હતી, આજે હવે નૂતન દુનિયાનો સર્જક મળ્યો છે.

* * *

**નમસ્કાર તો દેવોને માટે છે, માનવનું કર્તવ્ય તેમનાથી મહાન છે.**

*　　　*　　　*

**માનવનો નિશ્ચય એ તો ઈશ્વરની ઇચ્છા છે તેની મહત્તામાં જ દુનિયાનો આધાર છે.**

માનવના કમનસીબે પોતાનું આવું સ્થાન એ પૃથ્વી પર જાળવી શકયો નથી—એને બદલે એ સતત અધોગતિ પામતો ગયો છે અને તેના વિષે સેતાનને કહેવું પડે છે:

"તેનો સ્વભાવ અપકવ છે, તેનો નિશ્ચય અદૃઢ. આવો હરીફ મારો ઘા પણ સહન ન કરી શકે. પાણી અને માટીની આ ઢીંગલી પાછી લઈ લો—મોટા માણસો રમકડે રમી શકતા નથી. હું એવા માનવીની રાહ જોઉં છું જે મારી ડોક મરડે અને જેની દ્રષ્ટિ પડયે મારૂં શરીર ધ્રુજી ઉઠે. આજ તો માનવ સાથેના મારા પરિચયે હું હલકો પડયો છું."

પોતાની ગુલામી મનોદશામાં માનવજાતે પોતાનો નાશ પોતાને હાથે જ નોતર્યો છે.

છતાં આ પરિસ્થિતિ અનંત નથી. ઈકબાલ આગેકૂચનો સ્પષ્ટ માર્ગ દર્શાવે છે અને નવાઈની વાત છે કે મનુષ્યમાં ફરી પોતાની મહત્તા જાગ્રત કરવા માટેના ઇકબાલના વિચારો બર્નાર્ડ શોના વિચારો સાથે ઘણા મળતા આવે છે. પહેલામાં પહેલી વસ્તુ ઈકબાલ રજૂ કરે છે કે માનવના વિકાસ માટે સેતાનની મુશ્કેલીઓની પૂરેપૂરી જરૂરિયાત છે. તેની સામેના વિગ્રહ વિના માનવનું ખરૂં હીર પ્રકાશતું નથી કારણ કે

"માનવના બીજને દુશ્મન એ તો વરસાદ છે. તેના આઘાતે માનવીની પ્રગતિ શરૂ થાય છે.

"જીંદગીના કાનૂનો મુજબ સંકટો અને મુશ્કેલીઓનો સામનો કરવામાં જ જીવન રહેલું છે.

"સેતાન વિનાના વિશ્વમાં ઇશ્વર હોય તો પણ શું ? તેમાં નથી આનંદ, નથી રસ, નથી ઇચ્છા.

આજ કારણોસર ઇકબાલને સ્વર્ગ પણ ગમતું નથી. ત્યાં જીવન નથી, પરિવર્તન નથી, હાસ્ય કે રૂદન નથી, પ્રેમ કે ધિક્કાર નથી, જીજીવિષા નથી—છે માત્ર શાંતિ—માણસના તેજનો નાશ કરતી.

"પ્રેમીનું હૃદય અનંત સ્વર્ગમાં ચીમળાઈ જાય છે."

"સત્ અને અસત્ જાણતો મુકત માનવ સ્વર્ગમાં કદી રહી શકે નહિ–તેને માટે સ્વગ બહુ સંકુચિત છે. અનંત પ્રગતિ એજ એનું સર્વોત્તમ સ્વર્ગ છે.

તેને મન સ્વર્ગ માણસના મનુષ્યત્વનો નાશ કરે છે. તેની પ્રગતિને પોષતાં બળોને રૂંધે છે અને પ્રગતિ ! એ તો જીવનનું શાશ્વત ધ્યેય છે.

"આપણું ધ્યેય છેઃ ગતિ, રાત અને દિન, આગળ, સદાને માટે આગળ ને આગળ."

"અનંત જીવન કદી પુરો ન થતો વિયોગ નથી તો બીજુ શું છે !"

"અનંત વાટના શોખીન એવા મારે માટે મુસાફરીનો અંત મોટામાં મોટું દુર્ભાગ્ય છે."

પણ પૂર્વનું જીંદગી પ્રત્યેનું આ દ્રષ્ટિબિંદુ નથી. તે તો જીંદગી પ્રત્યે સાધુતાથી, નિષ્ક્રીયતાથી જુએ છે. ઇકબાલ આ દ્રષ્ટિબિંદુથી તદ્દન વિરૂદ્ધ છે. ખરો માનવ બનવા માટે આત્માના—જાત (Self)ના વિલોપનની નહિ પણ પૂરેપૂરા વિકાસની જરૂર છે. અને એ માટે જીંદગીમાં ઉંડો રસ લેવાની પણ જરૂર છે. જીંદગીથી દૂર ભાગવાથી માનવ માનવ થઇ શકવાનો નથી. ઉપરાંત અત્યારનાં સામાજિક મુલ્યોના પરિવર્તનની પણ આ દ્રષ્ટિએ અનિવાર્ય જરૂરિયાત છે. આત્માના સ્વાતંત્ર્ય અને જીંદગીના રસ માટે ઇકબાલ કહે છે :

**"ઓ ઈશ્વર, જીંદગીમાં શું મધુરતા છે ! પ્રત્યેક કણનું હૃદય પણ પ્રગતિ માટે તલસે છે!"**

"તારા પિતા પાસેથી દોલત મેળવવાની ઇચ્છા થાય તો દુઃખી થજે."

"ઘાવની હું ચિંતા નથી કરતો—શરમાઉં છું માત્ર મલમની **ભીખથી**."

અને જીવનનાં મુલ્ય પરિવર્તન વિષે કવિ કહે છે :

"અપાત્રે દયા એ તો જીંદગીની ઉષ્માના નાશની નિશાની છે, જીંદગીના સંગીતનો તાલભંગ છે. અધોગતિની ગર્તાને તળિયે પહોંચેલો જ પોતાની નિર્વીર્યતાને સંતોષનું સુંવાળું નામ આપે."

છેવટે જીવવા માટે—

"તારામાં જે કંઈ હોય તેની જગતને ભેટ ધર–સંગીતનો સૂર, દર્દ, નિશ્વાસ કે નિરાશા."

આમ આપણે જોઇએ છીએ કે ઈકબાલ આખી દુનિયાની સમાજરચનામાં મહાન ક્રાંતિ કરવા માગે છે એટલું જ નહિ પણ સામાજિક મૂલ્યોમાં પણ પરિવર્તન કરવા માગે છે. આજની સમાજરચના તેને મન મનુષ્યના મનુષ્યત્વનો નાશ કરનારી છે. તેની આ આખી ફિલ્સુફી તેનાં બે પુસ્તકો **રામુઝ—ઈ—બેખુદી** અને **અસરા—ઈ—ખુદી**માં ઘણી ઝીણવટથી એણે ચર્ચી છે. પોતાની આ ફિલ્સુફીનો જીંદગી સાથેનો અને રાજકારણ સાથેનો સંબંધ તેણે **જવીદનામા**માં સ્પષ્ટ કર્યો છે. પરંતુ ગુજરાતને કમનસીબે આમાંનુ એક પણ પુસ્તક અનુવાદ થયું નથી.

* * *

**આજે સાહિત્ય જગતને ચકાવે ચડયું** છે અને સાહિત્ય અને પ્રગતિના સંબંધો પ્રગતિની વ્યાખ્યા અને સાહિત્યનું ધ્યેય સ્થળે સ્થળે ચર્ચાઇ રહ્યાં છે. કલાની બાબતમાં ઇકબાલ કહે છે :

**"કલા અને વિજ્ઞાન જીંદગીના નોકરો છે—તેને માટે જન્મેલા ને મોટા થતા ગુલામો છે."**

ઈકબાલનું કહેવું છે કે કલાની ખાતર કલાનો સિધ્ધાંત મિથ્યા છે. કાવ્યની શક્તિ હોય તેવા કલાકારોએ તેને "જીંદગીના પારસમણિ સાથે ઘસીને" તેનો ઉપયોગ કરવો જોઇએ. ઈકબાલના કલા વિષેના વિચારો રજુ કરતાં તેના વિવેચક શેખ અકબરઅલી કહે છે, "ઇકબાલને મન કલા પોતામાં જ સમાપ્ત નથી થતી, તે તો નિશ્ચિત ધ્યેયે પહોંચવાનો એક માર્ગ માત્ર છે. કલાનું ધ્યેય કલા નથી. તે તો એક એવું બળ છે જે માણસને આગળને આગળ પ્રેરે છે અને સતત અનંત રીતે તેને ઉત્તેજે છે. કલાએ કદી અફીણની ગરજ સારવી ના જોઇએ—તેનું ધ્યેય છે માનવ જીવનમાં તાકાત અને આનંદ પુરવાનું. આ ખાતર તેણે વાસ્તવિકતાના સતત સંસર્ગમાં રહેવું જોઇએ–તેમાંથી જ પ્રેરણા મેળવવી જોઇએ."

* * *

છેલ્લે ઇકબાલનું માનવને માનવ થવાનું ઉદ્બોધન ટાંકી પુરું કરીશું :

**"જાગ અને નવી દુનિયાનું સર્જન કર.—અગ્નિની જિહ્વાઓમાં વીંટળાઈ ભાવિના ઓ પ્રણેતા, ઉઠ !"**

# ઇલિયા એહરનબર્ગ

સુભદ્રા ગાંધી

"રશિયાની ધરતી પર જ ઊગીને હું ઊભો થયો છું. રશિયન મારી માતૃભાષા છે, ને હું એક રશિયન લેખક છું. રશિયાના એક એક બેટાની જેમ આજે હું ય જર્મન ફાસિવાદીઓથી મારી માતૃભૂમિની રક્ષા કરવા મથી રહ્યો છું. નાઝીઓએ મને એક બીજી વાતનું પણ સ્મરણ કરાવ્યું છે કે મારી માનું નામ હાના હતું ને હું જ્યુ છું. એ વાતનું મારે હૈયે ગૌરવ છે."

સોવિયત યુનિયનના લાડીલા લેખક ને દુનિયા ભરમાં નામના પામેલા એક રશિયન લેખકના આ શબ્દો છે. ૧૮૯૧ માં મોસ્કો ખાતે એક જ્યુ કુટુંબમાં એમનો જન્મ થયો હતો. યુધ્ધના એક આગળ પડતા અખબારનવેશ તરીકેનું માનીતું સ્થાન એમણે હાંસલ કર્યું છે. આ લેખકના વિવિધ અને સમૃધ્ધ લખાણોએ રશિયન અને પશ્ચિમના સાહિત્યનો અચ્છો સુમેળ સાધ્યો છે. ક્રાંતિ પહેલાંના અને નવા સોવિયેત જીવન વચ્ચે, ગયા મહાયુધ્ધ અને આ મહાયુધ્ધ વચ્ચે, જીવંત કડી એમણે સાંધી આપી છે.

૧૯૧૧ થી ૧૯૨૨ ના ગાળામાં એમણે પોતાનાં કાવ્યોના ગ્રંથો બહાર પાડી, પચ્ચીસ વર્ષની જુવાન વયે એક "પ્રગતિશીલ" સાહિત્યકાર તરીકે જીવનમાં પગલાં માંડયાં. સાથે સાથે એમનાં પ્રવાસવર્ણનો, શબ્દચિત્રો પણ એમણે પ્રસિધ્ધ કર્યાં. ને પછી રાજકીય પૃથક્કરણકરતા પત્રકારિત્વ—જેને આજે "રિપોર્ટાજ" કહેવામાં આવે છે, એ શૈલીમાં ઉસ્તાદી હાંસલ કરી. વાર્તાઓ અને નવલકથાઓમાં પણ તેઓ મોખરે રહ્યા.

૧૯૧૪ ના મહાયુધ્ધનાં મંડાણ થયાં ત્યારે તો તેઓ પારિસમાં સુંવાળા નાગરિકનું જીવન જીવી રહ્યા હતા. એ મહાયુધ્ધમાં એમણે ફ્રાંસના પશ્ચિમ મોરચે મેસિડોનિયામાં, યુધ્ધના ખબરપત્રી તરીકે કામગીરી બજાવી. તે વખતે લખેલાં કેટલાંક તાદશ શબ્દચિત્રોને ભેગાં કરી એમણે ૧૯૨૧ માં "લડાઇનો ચહેરો" ( The face of war ) નામનું પુસ્તક પ્રસિધ્ધ કર્યું છે.

૧૯૧૭માં તેઓ નૂતન રશિયામાં પાછા ફર્યા ને આંતરવિગ્રહનાં કપરાં વર્ષો દરમિયાન ઘણું જોયું ને અનુભવ્યું. તે વખતે તો તેઓ બોલ્શેવિઝમના સાથીદાર નહોતા, પણ ૧૯૨૧માં એમણે પોતાનો સાચો રસ્તો જોયો ને સોવિયેત સત્તાને અને ક્રાંતિને સંપૂર્ણપણે અપનાવી.

પણ ત્યાર પછી મોટે ભાગે પારિસમાં જ તેમણે વસવાટ કર્યો હતો. દરમિયાન અવારનવાર રશિયા જવા આવવાનું ચાલુ રાખ્યું હતું.

આંતરરાષ્ટ્રીય લેખકોની પરિષદમાં આગળ પડતો ભાગ લઇ એમણે પશ્ચિમના લેખકોને જગતની સંસ્કૃતિના રાહુ સમાન ફાસિવાદ સામે કલમ ઉઠાવવાની પ્રેરણા સદા પાઇ છે.

આ સમય દરમિયાન તો એમનાં નવલકથા અને ટૂંકી વાર્તાનાં દસ પુસ્તકો

પ્રસિધ્ધ થઇ ગયા હતાં જેમાંની બે નવલકથાઓ તો યુરોપભરમાં પ્રખ્યાત થઇ ગઈ. એકનું નામ "મોસ્કોની ગલી" (A Street in Moscow) અને બીજીનું નામ "જીવનના પ્રણય પ્રસંગો."

આ ઉપરાંત, સોવિયેત જનતા આગળ યુરોપનું સમકાલિન તાદશ ચિત્ર દોરવા માટે એમણે "રીપોર્ટાજ"ની શૈલીમાં ઘણું ઘણું લખ્યું છે. ૧૯૩૪ના ફેબ્રુઆરીમાં ઓસ્ટ્રિયા પર જર્મનીએ ગુજારેલા અકથ્ય અત્યાચારો અને વિશ્વાસઘાતી દગાખોરી તથા તેની સામે કામદારોની અદ્દભુત વીરતાની દિલ કંપાવનારી કહાણી એમની કલમે આલેખી હતી.

એહરનબર્ગે ફ્રાંસને તો પોતાના ઘર જેવું જ બનાવી દીધું હતું અને વરસોના વસવાટ પછી ફ્રાંસના હાર્દને એમણે બરાબર પારખ્યું હતું. ફ્રેંચ પ્રજા અને તેમની વચ્ચે મહોબ્બતની અતૂટ કડી બંધાઈ હતી. ૧૯૪૦માં દગલબાજોના પાપે જ્યારે ફ્રાંસ હિટલરી ખપ્પરમાં ભોગ દેવાયું ત્યારે એહરનબર્ગ પારીસમાં જ હતા. પારીસની ઉજ્જડ શેરીઓમાં પગ પછાડતા નાઝીઓને તેમણે ભાળ્યા હતા, ને પરાજિત ફ્રેંચ દેશની અપરાજિત જનતાના સંગ્રામના પ્રથમ તણખા ઉડતા પણ તેમણે ભાળ્યા હતા.

આ નિરીક્ષણનું બેનમૂન વર્ણન એટલે તેમની નવલકથા—"પારિસનું પતન." (આજ અંકમાં આગળ અમે તે વિષે શ્રી. બચુભાઈ ધ્રુવનો લેખ આપીએ છીએ.—સં.)

"ફ્રાંસમાં ભમતા લેખકને ખબર પડી કે ૪૧ની ૨૨મી જુને એમના પોતાના વતન પર હિટલરી સૈન્યો ઝીંકાયા છે. એહરનબર્ગે ઘડીની રાહ ન જોઈ, સીધા સોવિયેત સંઘ આવ્યા. તરતજ એમણે રણમોરચાની વાટ પકડી. મોરચા પરથી તેમણે લાલ સૈનિકની જવાંમર્દી અને બહાદૂરી, નાઝીઓની પાશવતા અને ક્રૂરતા તથા સોવિયેત પ્રજાના અડગ દેશાભિમાનની કથાઓ મોકલી. શરૂઆતના એ નિરાશાવાદ દિનોમાં પણ એહરનબર્ગના લખાણોમાં અંતિમ વિજયની અખૂટ શ્રદ્ધા દેખાઇ આવે છે. તેમની એ કથાઓએ સોવિયેત પ્રજાને પોતાના લાડીલા લાલ લશ્કરના ખમીરનો, નાઝીઓની પાશવતા અને નબળાઇનો સાચો કયાસ આપ્યો.

સોવિયેતની આજની વિજયી કૂચમાં એહરનબર્ગ અને બીજા પ્રથમ પંક્તિના લેખકોનો ફાળો અમૂલ્ય છે.

એહરનબર્ગ કવિ છે, પણ પોતાની કવિતાના રક્ષણ માટે તેમણે ધિક્કાર—નફરતનું શસ્ત્ર સ્વીકાર્યું છે. તેઓ લખે છે:

"અમે નાઝીઓને ધિક્કારીએ છીએ કેમકે તેઓ અમારે માથે તેમનાં ખૂન કરવાની ફરજ પાડે છે; અમે એમને ધિક્કારીએ છીએ કેમકે જગતમાં માનવી પાસે જે અખૂટ શબ્દ ભંડાર છે એમાંથી આ નાઝીઓએ અમારી પાસે એક જ માત્ર રહેવા દીધો છે-અને તે શબ્દ છે 'ખૂન!' આ જર્મનોને અમે ધિક્કારીએ છીએ કેમકે એમણે અમારી જિંદગીની બધી ખુશબો છીનવી લીધી છે; અને સુખ્ખની દુર્ગંધ જ અમને બક્ષી છે; રંગોની બધી બહાર છીનવી લીધી છે ને એક ખાખી ફોજી ગણવેશ જ અમારે માટે રહેવા દીધો છે.

"અમે એમનાં પર ઘાતકી અત્યાચાર કરવા નથી માગતા. અમે એમનો નાશ માગીએ છીએ-અમે માનવજાત ઉપરના આ કલંકનો અંત આણવા માગીએ છીએ. બસ, આજ અમારી લાગણી છે, અમારી પ્રતિજ્ઞા છે."

એહરનબર્ગની કલમના તીવ્ર કટાક્ષ અને કુશાગ્ર બુદ્ધિમત્તા ફાસિવાદીઓનાં

કોંગ અને બહાનાં તથા મિત્ર રાષ્ટ્રોની છાવણીમાં ઘૂમી રહેલાં દંભી બળો સામે ધારદાર હથિયાર બની ગયાં છે. આંતરરાષ્ટ્રીય રાજકારણમાં સોવિયેતની જે દીર્ઘદૃષ્ટિ આજે સાચી પૂરવાર થઈ છે, એજ તીવ્ર દીર્ઘદૃષ્ટિનો એહરનબર્ગમાં પડઘો પડે છે. ને એ મહાન રાષ્ટ્રના બધાં ઉમદા લક્ષણોને એમણે પોતામાં ઝીલ્યાં છે. પોતાના દેશના વિકાસ સાથે એહરનબર્ગે પણ સરસ વિકાસ સાધ્યો છે.

# માર્ક્સવાદી દૃષ્ટિએ— સાહિત્ય અને સર્જન

ભોગીલાલ ગાંધી

**સાહિત્યની અને એમાંય સાહિત્યના 'રસ—દર્શન'ની પણ વાત કરવા** બેઠો છું. તમને થશે : રસ દર્શન—સાહિત્યના રસાસ્વાદમાં ય માર્ક્સવાદ? જ્યાં ત્યાં શું કામ માર્ક્સને ઘોરમાંથી ઉઠાડી આગળ લાવો છો? એને જંપવા દો, જ્યાં સૂતો છે ત્યાં જ. અને ઉઠાડવો જ હોય તો અર્થજીવન ને રાજકારણ ક્યાં નથી, તે સંસ્કાર અને સાહિત્યમાં ય એને લઈ આવો છો? એમ કરી કરી તમે સાહિત્યને સાહિત્ય જ નહિ રહેવા દો !

આવું જ કંઇક આપણા પ્રતિભાવાન પન્નાલાલે થોડા જ દિવસ પહેલાં કહેલું યાદ આવે છે :

"આ તમે 'પ્રગતિ' 'પ્રગતિ' એમ રટે રાખો છો તે તમારે સાહિત્યને નાનીશી કુલડીમાં રૂંધી મારવું છે કે શું? લખનારાને માટે મજૂર ને ક્રાંતિ ને એવા બે ચાર વિષયો સિવાય કોઈ વિષયો જ ન રહે તો પછી સાહિત્ય જેવું કશું રહેવાનું જ શું હતું?"

પન્નાલાલના આ ભયની પાછળ પ્રગતિ અને માર્ક્સવાદ વિષેની તેમની પોતાની ગેરસમજ કાંઈ અપવાદરૂપ નથી. આવા તો અનેક દાખલા આપી શકાય.

આ ભયની પાછળ પ્રગતિ **અને** માર્ક્સવાદની **અણસમજ** તથા **ગેરસમજ** બંને છે. અલબત, **ગેરસમજ** માટે તેઓ એકલા જ જવાબદાર નથી. 'અધકચરા માર્ક્સવાદીઓ'એ અતિ ઉત્સાહમાં યા 'ખોટા-માર્ક્સવાદીઓ'એ અજ્ઞાન અથવા ઈતર હેતુ પૂર્વક ઘણી વાર આવી ભ્રામક માન્યતાઓને ઉત્તેજન મળે એવું કર્યું છે. તેઓ અતિ ઉત્સાહમાં ઘણી વાર ભૂલી જાય છે કે, લેખન—સાહિત્યસર્જન એક વિશિષ્ટ કસબ છે. એની પાછળ વર્ષોથી ચાલતી આવેલી સાધના અને પ્રણાલી છે. વળી ઘણી વાર, લાગણીવેડામાં આવી ગરીબ મજૂરની યાતનાઓના ગમે તેવા અણઘડ ચિત્રણને સુંદર સાહિત્ય તરીકે વધાવી લેવામાં આવે છે; અને બીજી બાજુ, બાકીના તમામ વિષયો અને સાહિત્ય તરફ,—જૂના મહાન સાહિત્ય સર્જનો સુધ્ધાં પ્રત્યે મૂંગી યા વ્યક્ત ઉપેક્ષા દર્શાવવામાં આવે છે.

સાહિત્ય અને પ્રગતિ બંનેને માટે આ હાનીકારક છે. માર્કસવાદી દૃષ્ટિએ આ વલણુ અણુઘડતાની જ નિશાની છે.

બીજી સિધ્ધાન્ત ચર્ચા આગળ ઉપર છોડી દઈ માર્કસના રસિયા જીવ તરફ જ નજર કરીએ.

માર્કસ જગતનો મહાન અને ખડતલ ક્રાંતિકાર હતો. ઈતિહાસ અને તત્ત્વજ્ઞાન, રાજકારણુ અને અર્થશાસ્ત્રનો પ્રચંડ પંડિત અને સમાજજીવનનાં ક્રાંતિકારી બળોનો દૃષ્ટા અને સંયોજક હતો. પણુ સાથે સાથે તે તેની યુવાવસ્થામાં કવિ હતો. અને જીવનના છેલ્લા તબક્કા સુધી સાહિત્ય અને કલાનો અચ્છો રસિયો હતો; સચોટ વિવેચક પણુ હતો.

માર્કસના આખા કુટુંબમાં શેકસપિયર અતિપ્રિય હતો. માર્કસ પોતે યુરોપભરના તમામ સાહિત્યનો અભ્યાસી હતો. યુરોપભરની ભાષાઓનો તે ઉસ્તાદ હતો. "તારા સૌથી પ્રિય કવિઓ કોણુ ?" ના જવાબમાં એણે કહ્યું :

"શેકસપિયર, એકિલસ, અને ગેટે."—અંગ્રેજી, ગ્રીક અને જર્મન સાહિત્યના ધૂરંધરો ! અને એકિલસ તો તે દર વર્ષે મૂળ ગ્રીકમાં વાંચતો ત્યારે જ જંપતો !

માર્કસના સાહિત્ય જ્ઞાનની સમૃધ્ધિ છક કરે એવી છે. ૧૯૩૭માં મોસ્કોના આર્ટ પબ્લિશિંગ હાઉસે "માર્કસ એન્ડ એન્ગલ્સ ઓન આર્ટ" નામનો ૭૦૦ પાનાંનો ગ્રંથ પ્રસિદ્ધ કર્યો છે, તેમાં માર્કસનાં લખાણોમાં ગ્રીક, રોમન, ઇંગ્લીશ, ફ્રેંચ, ઈટાલિયન, રશિયન, સ્પેનિશ અને બીજા અનેક સાહિત્યકારોના ઉલ્લેખો અને ઉતારાનો ગંજ સંગ્રહાયો છે. નર્યા રાજકીય અને આર્થિક વિષય પરત્વેના માર્કસના ગ્રંથો—'કેપિટલ,' 'ધ થિયરી ઓફ સરપ્લસ વેલ્યુ,' 'એ કોન્ટ્રીબ્યુશન ટુ ધ ક્રિટિક ઓફ પોલિટિકલ ઇકોનોમી' વગેરે ગ્રંથોમાં સુધ્ધાં વિશ્વ સાહિત્યકારોના ઉતારા ટાંકી માર્કસે તે તે સમયના સમાજની સૂક્ષ્મ છણાવટ કરી છે.

માર્કસે 'ક્રિશ્ચિયન આર્ટ' ઉપર એક ગ્રંથ પણુ લખવો શરૂ કર્યો હતો. ઉપરાંત, બાલ્ઝાક ઉપર પણુ, તથા 'ન્યુ અમેરિકન એનસાઇકલોપિડિયા' માટે રસશાસ્ત્ર ઉપર લેખ લખી આપવાનું પણુ એને જ સોંપાયું હતું. વળી, માર્કસ એના જમાનાના કવિઓ સાથે નીકટના સંપર્કમાં રહેતો હતો.

માર્કસના આ સાહિત્ય પ્રેમની સાથો સાથ એના જીવનમિત્ર એંગલ્સનું એક જ વિધાન ટાંકું-૧૮૭૩ ના ડિસેમ્બરની ૧૦ મીએ માર્કસ ઉપરના પત્રમાં તે લખે છે કે—

"શેકસપિયરના "મેરી વાઇવ્ઝ ઓફ વિન્ડસર"ના પહેલા અંકમાં જ એટલું બધું જીવનતત્વ છે કે આખા જર્મન સાહિત્યમાં મળવું મુશ્કેલ છે." બાલ્ઝાક વિષે પણુ તે કહે છે કે "બીજા ઇતિહાસગ્રંથો કરતાં બાલ્ઝાકની નવલોમાંથી મને આર્થિક જીવનની વિગતો વધુ મળી છે."

માર્કસ આ વિધાનની પૂર્તિ કરે છે : "બાલ્ઝાકમાં સાચા જીવનસંબંધોની ઉંડી સમજ છે."

અને માર્કસનો ક્રાંતિકારી વારસદાર નૂતન સૃષ્ટિનો સર્જક લેનિન સાહિત્ય વિષે શું માનતો હતો અને એણે જગતના મહાન સાહિત્યકારો વિષે શું શું ને કેવું લખ્યું છે તેની અનેક વીગતો જતી કરી ટુંકાણમાં થોડીક વાતો કહી દઉં. ક્રાંતિના ભીષણ ઝંઝાવાતી જીવનમાં ગળાબૂડ ડૂબેલો લેનિન પણ શેકસપિયર અને તોલ્સ્તોયનો તથા જગતના

સાહિત્યનો અખૂટ રસિયો હતો. પુશ્કિન, ચર્નિશેવ્સ્કી, એમિલઝોલા, ગેટે, તોલ્સ્તોય અને ગોર્કી, અપ્ટન સિંકલર અને હેન્રીબાર્બુસ એના દિલો-જાન લેખકો હતા. સાઈબીરિયાના નિર્વાસિત જીવનમાં, કે લંડનના અભ્યાસી દિવસોમાં તથા જીવનના છેક છેલ્લા દિવસોમાંય તેણે સાહિત્યોપાસના કદી છોડી નથી. માર્ક્સની જેમ એનાં થોકબંધ રાજકીય લખાણોમાં તથા પત્રોમાં રશિયાના અને પરદેશનાં કુડીબંધ લેખકોનાં ઉલ્લેખો અને ઉતારા, સાહિત્યકારોની મૂલવણી અને પ્રશંસા, ટીકા અને સૂચનાઓ નજરે પડે છે. બેલિન્સ્કી, ગર્તઝન, ચર્નિશેવ્સ્કી, પુસ્પેન્સ્કી, ગોર્કી, બાર્બુસ, સિંકલેર, પ્લેખેનોવ, તોલ્સ્તોય વગેરે ઉપરનાં વીગતવાર વિવેચનો હાથ ચઢે છે. આ બધાંમાંથી આપણને માર્ક્સ અને લેનિનની સાહિત્ય પ્રત્યેની સૂક્ષ્મસચોટ દૃષ્ટિ જોવા મળે છે. તેમના અદ્દ્‌ભુત સાહિત્ય પ્રેમની પાકી પ્રતીતિ થાય છે.

આ બધું કાંઇ આકસ્મિક નથી; અસંબદ્ધ નથી; માર્ક્સ લેનિનના રાજકીય આદર્શો અને સામાજીક સાંસ્કારિક જીવનથી વિરોધી કે વિસંવાદી નથી. ઉલટી આ જીવનદૃષ્ટિ માર્ક્સવાદની સાહિત્ય પ્રત્યેની સમજની ચાવી રૂપ છે.

*

આ ચાવીની પરિશોધમાં સહાયરૂપ એવું માર્ક્સનું એક ચોંકાવનારૂં વિધાન આ રહ્યું—

"૧૮ મી ને ૧૯મી સદીના અંગ્રેજ નવલકથાકારોની મેધાવાન જમાતે તત્કાલિન સમાજ વિષે જે રાજકીય અને સામાજિક સત્ય હૂબહુ અને સચોટ સ્વરૂપે રજુ કર્યું છે એટલું તો આજ લગીના તમામ રાજકારણીઓ, પત્રકારો અને નૈતિક બોધ આપનારાઓએ ભેગા થઈને પણ નહિ કર્યું હોય."

અને લેનિને તોલ્સ્તોયને માટે ઉચ્ચાર્યું હતું: "તોલ્સ્તોય તો રશિયન ક્રાંતિનો આયનો છે."

આ લેખકોમાં એવું તે શું હતું જે આવા ક્રાંતિકારીઓને પણ આવી ઉંડી ચોટ લગાવી જતું હતું?

શેકસપિયર, એકિલસ ને ગેટે જેવાની ગમે તેટલી કિંમત તેમના પોતાના દિવસોમાં હોય, પણ એમને દાયકાઓ અને સદીઓ સુધી યાદ કર્યા કરવા જેવું, ફરી ફરી વાંચવા જેવું તે કયું તત્વ એમનામાં હતું યા છે? માર્ક્સવાદીને મન વળી એવું શું હોઈ શકે?

માર્ક્સને સમજનારાઓમાંનો એક સોવિયેત વિવેચક લિયોનિદ તિમોફેયેવ કહે છે કે—

**"માર્ક્સના રસશાસ્ત્રની સમજની ચાવીરૂપ વ્યાખ્યા આપવી હોય તો એમ કહી શકાય કે તેની નજર માનવતાવાદી હતી."**

આ વ્યાખ્યાને સમજવા પ્રયત્ન કરીએ.

માર્ક્સની નજર માનવતાવાદી હતી, એટલે કે માનવીના વિકાસ પર ઠરેલી હતી. માનવીનો વિકાસ અનેક શૃંખલાઓને કારણે રૂંધાતો રહ્યો છે. એ રૂંધામણને દૂર કરવી હોય તો સૌથી પ્રથમ તો માનવીના જીવનની વાસ્તવિક સમજ અનિવાર્ય છે. જીવનની આ વાસ્તવતા, તેનું યથાર્થ દર્શન જીવનની ઉંડી સમજ માગી લે છે. કેમકે માનવીનું જીવન અત્યંત જટિલ છે. માત્ર ફોટોગ્રાફીના જેવું સ્થૂળ ઉપરછલ્લું પ્રતિબિંબ કાંઈ સાચું સ્વરૂપ વ્યકત કરી શકે એમ નથી. માનવીનું જીવન યુગે યુગે જેમ વિકસતું ગયું

છે તેમ તેમ વધુ ને વધુ જટિલ બનતું ગયું છે. માનવીની એ જટિલતા કાંઈ વ્યક્તિગત જટિલતા જ નથી; એ તો છે સામાજિક જટલિતા એટલે જ માનવીને સમજવા માટે, માનવીના દિલના ભાવો, લાગણીઓ અને આકાંક્ષાઓ ઝીલવા માટે, એનું સુયોગ્ય અને ઉઠાવદાર પાત્રાલેખન કરવા માટે સામાજિક જટિલતાની ય ઉંડી સમજ આવશ્યક છે. સામાજિક વિકાસને સમજ્યા વિના માનવીનું સાચું મર્મભેદી આલેખન શક્ય નથી.

Non-human **માનવીની human-man તરફની મજલ એ છે માનવ સમાજની મજલ. એટલે કે સામાજિક મર્યાદાઓ અને** આડઅડચણો ઉથાપી માણસ એવી કક્ષાએ જવા મથે છે જ્યાં સામાજિક બાહ્ય સૃષ્ટિ તેના વ્યક્તિ જીવનને અવરોધનારી ન હોય પણ પોષક, પ્રેરક અને ઉત્તેજક હોય.

**આવા સંગ્રામશીલ માનવીના જીવનની, આવા જટિલ સમાજજીવનની કલામય આલેખના કરનાર સાહિત્યકારો માર્કસ લેનિનને મન મહાન અને ગૌરવભર્યા વારસારૂપ છે.**

માર્કસને મન જેઓ માનવી જીવનનું આવું **આંતર દર્શન** કરાવે છે તે સાહિત્ય **વાસ્તવ સાહિત્ય** છે; ચિરંજીવી છે. અને એથી જ તો લાસાલ ઉપરના તેના પત્રમાં શેકસપિયર અને શીલર બંનેની સરખામણી કરતાં લખે છે કે 'શીલરના નાટકો કૃત્રિમ લાગે છે, જ્યારે શેકસપિયરના પાત્રો જીવનનો ધબકારો અનુભવાવે છે.'

માર્કસે એના જમાનાના એક વિચારક રૂગેને આ જ બાબતની ચર્ચા દરમિયાન લખ્યું હતું: "શેકસપિયરે જીવનને વફાદાર રીતે અને વાસ્તવપણે રજૂ કર્યું છે. જ્યારે શીલર ગમે તેટલો વિચારક હોય પણ તે તરંગી હવાઇ ફિલસૂફ છે."

માર્કસે આ રીતે લેખકનો વાસ્તવ જીવન સાથેના સંબંધને સૌથી વધુ મહત્વ આપ્યું છે. લેખકો તેમનાં લખાણો દ્વારા સામાજિક જીવનમાં જે ભાગ ભજવે છે તેને તે મહત્વ આપે છે.

પણ આમાંથી કોઇ એવો સવાલ કરે કે, લેખકે એના જમાનામાં જે ભાગ ભજવ્યો હશે એ રીતે એની કિંમત અંકાઈ ગઇ; કામ પૂરૂં થયું; એની પછીના જમાનાને એની સાથે શું લાગે વળગે ?

માર્કસ કહે છે કે, લેખકે એના જમાનામાં જે ભાગ ભજવ્યો હોય, એનો અભ્યાસ કરી લીધાથી એનામાંનો રસ પૂરો થઇ જતો નથી; પણ ત્યાંથી તો એ રસની શરૂઆત થાય છે: "ગ્રીક કળા અને મહાકાવ્યો તેના સમયના સામાજિક વિકાસની સાથે જ સંકળાયેલ છે, એ વાત સમજવી કંઇ મુશ્કેલ નથી. મુશ્કેલી તો એ વાત સમજવામાં છે કે તો પછી હજી આજે ય શું કામ એ કલા અને કાવ્યો આપણે માટે રસના ઓઘ સમ બની રહ્યા છે ? એટલું જ નહિ પણ શા માટે આપણે આજે ય એમને કેટલેક અંશે કલાના ઉચ્ચ આદર્શરૂપ લેખીએ છીએ ?" (એ કોન્ટ્રીબ્યુશન ટુ ધ ક્રિટિક ઓફ પોલિટિકલ ઇકોનોમી).

માર્કસ પોતેજ આ સવાલ ઉભો કરી એનો જવાબ આપે છે.

એ વાત સાફ છે કે ગ્રીક જમાનામાં કુદરત અને સમાજ પરત્વેની જે સમજ હતી, જે દૃષ્ટિ હતી એમાં ને આજની દૃષ્ટિમાં કોઈ કશો મેળ નથી. એ વખતની દેવ-દેવીઓની કલ્પનાઓ, ચમત્કારોની સૃષ્ટિ સાથે આજના વૈજ્ઞાનિક યુગનાં રેલવે, તાર ને વીજળીક બળોને કશો સંબંધ નથી. હોમરના મહાકાવ્ય ઈલિયડના જમાનાને આજના વીજળી ને વરાળના જમાના વચ્ચે કાંઈ સરખાપણું નથી.

આમ છતાં, ગ્રીક કલા અને કાવ્યોની રસશક્તિ એના જમાનાથી ખૂબ દૂરના ભવિષ્ય લગી પહોંચવા સમર્થ બની છે, એનું કારણ એમાં રહેલી યુગોયુગોને સાંધતી માનવતારૂપી કડી છે. એ શક્તિને જોરે એક કલાસર્જન દૂરના ભવિષ્ય સુધી એની પ્રતિભા વિસ્તારી શકે છે.

માર્કસ લખે છે :

"માણસ બાલિશ ન બને ત્યાં લગી ફરી બાળક બની શકતો નથી. પરંતુ શું માણસ બાળકના અણઘડ હાવભાવોનો આનંદ મેળવી નથી શકતો? એણે શું એ આનંદને વધુ ઉચ્ચ ભૂમિકા પર પુનર્જીવિત કરવા પ્રયત્ન ન કરવો જોઇએ?

"માનવીના સામાજિક શૈશવમાં જ તો માનવીએ અત્યંત રૂપાળો એવો વિકાસ સાધ્યો છે; એ યુગ ફરી કદી પાછો આવવાનો નથી એ વાત પણ સાફ છે; પણ શા માટે એનું ચિરંજીવી આકર્ષણ ન હોઇ શકે?"

*

એક બાજુ, સંકુચિત 'સામાજિક દૃષ્ટિ બિંદુને' અને બીજી બાજુ 'સમાજથી પર અને અલિપ્ત એવી કલાની દૃષ્ટિ'ને માર્કસનો આ ફટકો છે. માર્કસના દૃઢ મત અનુસાર સમાજમાંથી જ, એનો રંગ લઇને જ કોઈ પણ કલાકૃતિ જન્મે છે, ને એને સામાજિક મૂલ્ય એ રીતે વરે જ છે; પરંતુ સામાજિક મૂલ્યની દૃષ્ટિએ એ કૃતિ બીજા જમાના માટે ગમે તેટલી 'જૂની' થઈ ગઇ હોવા છતાં એની રસ શકિત ચાલી જતી નથી.

આથી કરીને તો, ગ્રીક મહાકાવ્યનો નાયક પ્રોમેથિયસ જગતની તવારિખમાં એક અત્યંત પ્રિય નાયક બની રહ્યો છે. એ કલ્પનાના પાત્રપૂંઠે તો સંગ્રામશીલ માનવ વીર્યની ભાવના છે. કોઇની આગળ ઝૂકયા વિના, ઔદાર્ય અને સૌંદર્યમયી એ મૂર્તિ પોતાના સંકુચિત સ્વાર્થોને તિલાંજલિ આપી જનહિતે ઝૂઝે છે, એમાં આઝાદી માટે મથતી માનવતાની ભવ્યતાનું દર્શન છે.

માર્કસ એને અંજલિ આપતાં લખે છે કે—

"તત્ત્વજ્ઞાનની તવારિખમાં પ્રોમિથિયસ એક ઉમદામાં ઉમદા સંત અને શહીદ થઈ ગયો છે."

આજે આ વીર પુરૂષનું દૈવી તત્ત્વ આપણને જરાય માન્ય ન હોય પણ એનું વીર્ય તો આપણને પ્રેરણા પાય તેવું છે. આજે ફાસિવાદી દૈત્ય સામે ઝઝૂમતા સ્તાલિનગ્રાદના વીર રક્ષકોનું વીર્ય આપણને પ્રોમેથિયસની યાદ આપી જાય છે.

એ તો સાવ સાદી વાત છે કે રામાયણ અને મહાભારતના જમાનાના બનાવોને આજે આપણે એવા ને એવા સાચા બનેલા બનાવો તરીકે સ્વીકારી શકતા નથી. એના ચમત્કારો અને એની અતિશયતાઓને બાદ કર્યા વિના આપણે રહી શકતા નથી. વળી એમાં વર્ણવેલા અનેક પ્રસંગોની ન્યાયશીલતા માટે પણ આપણે સાશંક થઇએ છીએ. એ વિચારસરણી અથવા તો એ સમયના અન્ય આદર્શો વિષે આપણે અસંમત થઇએ તોય એ બધું આપણા રસાસ્વાદમાં આડે નથી આવતું.

ઘણીવાર એવું ય બને છે કે રામાયણકાર યા મહાભારતકારે આલેખેલા બનાવોનો અર્થ આપણે તેના મૂળ લેખકથી જુદો પણ કરીએ છીએ. શકુંતલા દ્રૌપદી કે સીતામાં આપણે નવો ભાવ આરોપીએ છીએ. અથવા કોકવાર તો એમ પણ બને છે કે, લેખકે એના સમયને સ્વાભાવિક એવી રસવૃત્તિઓથી પ્રેરાઈને કરેલી હાસ્ય યા કરૂણાની આલેખના આપણે માટે એજ સ્વરૂપમાં એટલી અસરકારક નથી નીવડતી; એમ છતાં ય

એનો રસાસ્વાદ કરવામાં બાધ નથી આવતો.

અમેરિકાનો શ્રમજીવી સાહિત્યકાર જોસેફ ફ્રીમેન બિથોવનના Appassionata ની વાત કરતાં કહે છે કે, "બિથોવનને એ સંગીત–કાવ્ય લખવા પાછળ જે કારણો હતાં તે આજે અસ્તિત્વમાં ન હોય; છતાં બીજી કોઇ એવી ચીજ આપણામાં એવાજ પ્રકારનો આવેગ તથા મનોભાવ જગાવી શકે છે. સંગીતમાં આપણે એ મનોભાવને મહત્વ આપીએ છીએ."

માર્કસવાદ આ બધામાંથી એક જ વાત સાફ કરે છે—સાહિત્ય યા કલાની શક્તિ માનવતાના વાસ્તવિક આલેખનમાં રહેલી છે. એટલે કે, માનવી જે જમાનામાં જે અનુભૂતિ કરે છે તેનું વાસ્તવ આલેખન સાહિત્ય યા કલા સર્જનમાં સૌથી મહત્વનો ગુણ છે.

આવી, વાસ્તવતાના પાયા પર સરજીત થયેલ માનવતામથી રસ દૃષ્ટિ ભૂતકાળનાં ભવ્ય સર્જનોનો સાચો આસ્વાદ કરવાની આપણને શકિત આપે છે.

## : ૨ :

**જેમ પ્રાચીન સર્જકો તરફની માર્કસ લેનિનની દૃષ્ટિ વાસ્તવલક્ષી છે,** તેવી જ રીતે નવા અને સમકાલિન લેખકો પ્રત્યેની પણ.

લેનિને એના અનેક સમકાલિનો વિષે વિગતે વિવેચના કરી છે એ બધામાં ઉતર્યા વિના જેના ઉપર ખૂદ રશિયામાં બેશુમાર ચર્ચાઓનો ગંજ ખડકાયો હતો તે મહાન તોલ્સ્તોય વિષેનાં લેનિનના વિવચનો જોઇશું તો તેની વિવેચક દૃષ્ટિનો સારો એવો પરિચય મળી રહેશે. અહીં આપણને અધકચરા માર્કસવાદીઓએ જડ નિયમોને વશ થઈ કરેલાં ઉતાવળાં વિધાનો અને લેનિનની આર્ષ દૃષ્ટિનો પરિપાક મળશે.

પ્લેખેનોવે જ જેમકે, તોલ્સ્તોયને આથમતી ઉમરાવશાહીનો પ્રતિનિધિ કહ્યો હતો; અને તોલ્સ્તોયવાદને વિકસતા નવા મૂડીવાદ સામેના ઉમરાવશાહીના આર્થિક પતનના પ્રત્યાઘાત રૂપે ઓળખાવ્યો હતો. જેઓ તોલ્સ્તોયને એક મહાન માનવતાવાદી પ્રતિભાવાન વ્યકિતથી વધારે સમજતા નથી તેમના કરતાં આ સમજણ વધુ પકવ કહેવાય. પરંતુ તોલ્સ્તોયને તેના જન્મગત વર્ગનો પ્રતિનિધિ કહી નાખવામાં તો માર્કસવાદની વિકૃત સમજ રહેલી છે. લેનિને તોલ્સ્તોયના સમગ્ર ઘડતરને સમજીને વિવેચન કર્યું છે. ૧૯૦૮માં લેનિને 'તોલ્સ્તોય : રશિયન ક્રાંતિનો આયનો' નામક લેખ લખ્યો; ૧૯૧૦ માં **"તોલ્સ્તોય અને આધુનિક મજુર આંદોલન"** ઉપર લખ્યું; અને ૧૯૧૧ માં **"તોલ્સ્તોય અને તેનો યુગ"** નામક ત્રીજું વિવેચન લખ્યું. આ નિબંધો તોલ્સ્તોયને જ સમજવામાં નહિ, પણ કોઈપણ મહાન સર્જકને સમજવાની ચાવી આપેછે.

તોલ્સ્તોયનો જમાનો એટલે ૧૮૬૧થી ૧૯૦૫નો સમય. આ વચગાળા પૂર્વે અને પછી એણે લખ્યું જ નથી એમ નથી; પરંતુ તોલ્સ્તોય મહાન વિચારક અને સર્જક તરીકે આ સમય દરમિયાન આગળ આવ્યો છે.

આ સમય એટલે 'એના કેરેનિના'ના મુખ્ય પાત્ર લેવિનના શબ્દોમાં કહીએ તો "ઉંધું ચત્તું કરનારો જમાનો." જુનો ઉમરાવશાહી જમાનો ઉંધો વળી રહ્યો છે. ખેતગુલામની પ્રથા તૂટી રહી છે અને એને સ્થાને નવો મૂડીવાદી સમાજ માથું ઉંચું કરી રહ્યો છે.

તોલ્સ્તોય અંદરથી સડી ઉઠેલા અને જીર્ણું બની તૂટી રહેલા ઉમરાવશાહી જમાનાની કારમી વાસ્તવિકતાઓ આલેખે છે; દમન અને શોષણ સામે, પ્રચલિત સમાજ વ્યવસ્થાના હિંસક પાયા સામે, તેની અર્થપધ્ધતિ અને રાજ્યવ્યવસ્થા સામે, સામાજિક નીતિ ને દંભી ધાર્મિકતા સામે તે ચિત્કાર પાડી ઉઠે છે. ને તમામ દંભી પડદાઓને. ચીરી નાખી અપાર જોખમ વહોરી લે છે.

પરંતુ, આ જ તોલ્સ્તોય જ્યારે એમાંથી માર્ગ ચીંધે છે, ત્યારે તેને ઉગતા મૂડીવાદની ભીષણતાઓ દેખાય છે ને તે અકળાઇ ત્રાસી ઉઠે છે. જૂનો સમાજ તેનાથી સહેવાતો નથી, નવો જે આવી રહ્યો છે તે ય ખમાતો નથી, અને તે તરંગી બને છે પોતાના મનનું એવું 'રામરાજ' ખડું કરવા તે ઝંખે છે—જમીન પર કોઇની માલિકી ન હો, કયાં ય કોઇનું શોષણ ન હો, એવું 'રામરાજ' તે ઝંખે છે, ઉપદેશે છે. પરંતુ, શોષણ-રહિત સમાજનો વૈજ્ઞાનિક માર્ગ તેને માન્ય નથી. સામાજિક ક્રાંતિકારી બળોની તેને સમજ નથી. પરિણામે તોલ્સ્તોય એક 'વિરોધાભાસ' સમો દેખાય છે.

આ વિરોધાભાસ શાથી ?

લેનિન એનો જવાબ આપતાં કહે છે કે, તોલ્સ્તોયનો આ વિરોધાભાસ કાંઈ આકસ્મિક નથી. ૧૯ મી સદીના છેલ્લા ભાગમાં રશિયાની અંદર જે વિરોધાભાસો વિસ્તર્યા હતા તેનું એ પ્રતિબિમ્બ છે. હજી ગઈ કાલે જ લૂંટારુ ઉમરાવશાહીની પકડમાંથી છૂટેલ ખેત ગુલામ નવા મૂડીવાદના અને નૂતન આર્થિક તંત્રોના પંજામાં ઝડપાઇ લુંટાઇ રહ્યો હતો. ખેડૂતનું વર્ષોવર્ષનું આર્થિક જીવન પૂરવેગે છિન્નભિન્ન બની રહ્યું હતું.

આવે વખતે આ લાખો રશિયન ખેડૂતોની લાગણી વ્યકત કરનાર, એમનુ માનસ રજુ કરનાર તોલ્સ્તોય હતો. એણે એના યુગના સામાજિક સત્યને આ રીતે રજુ કર્યું ને એ મહાન સર્જક બન્યો. તોલ્સ્તોયે વિરાટ કિસાન જનતાના દિલમાં જામેલી આગ અને ધિક્કાર, જુનાં બંધનોમાંથી છૂટવાની તમન્ના અને નૂતન જીવન માટેની ખેવના રજુ કરી છે; સાથે સાથે એ જ વિરાટ માનવતાની અંદર રહેલી અપકવ સમજ, તરંગિતા, રાજકીય તાલિમનો અભાવ અને ક્રાંતિકારી બળોની અણપિછાન પણ તેણે રજૂ કરી છે.

પ્લેખેનોવ તથા જડ સમાજવાદીઓ કહે છે તેમ તોલ્સ્તોય તેના ઉમરાવશાહી વર્ગના સ્વાર્થોનું કે માનસનું પ્રતિબિમ્બ નથી પાડતો; તોલ્સ્તોય તેના જન્મગત વર્ગનો પ્રતિનિધિ બની આગળ નથી આવતો; પણ વિરાટ કિસાન જનતાના ધૂંધવાટને તે રજુ કરી જાય છે. એનો ઉકેલ તરંગી છે અને એ રીતે પ્રત્યાઘાતી છે, છતાં સામાજિક વાસ્તવ આલેખનને પ્રતાપે 'રશિયન ક્રાંતિનો આયનો' બની શકયો; અલબત્ત, ગોર્કિની જેમ 'રશિયન ક્રાંતિનો મશાલચી' નહિ.

લેનિન કહે છે કે, તોલ્સ્તોયની વફાદારી સામાજિક દૃષ્ટિ એ દુઃખકર ગણાય; પરંતુ એ વફાદારી વિના એને આટલી ઉગ્ર લાગણી, ઉર્મિ, નિષ્ઠા, તાજગી, સચ્ચાઈ અને અજંપાની લાગણી લાધી ન હોત.

અને એની કલામય સર્જનશીલતાને અંજલિ અર્પતાં લેનિન લખે છે—

"એના કેરેનિના અને લોકકથાઓનો સર્જક ક્રાંતિ પૂર્વેના પુરાણા રશિયાનું, જે રશિયા ૧૮૬૧ પછી પણ અર્ધ-ખેત ગુલામ રહ્યું હતું, ને જે જમીનદારો અને ખેડૂતોનું ધામ સમું હતું, તેનું આલેખન કરે છે. રશિયાના આ ઐતિહાસિક જીવનનું આલેખન કરનાર તોલ્સ્તોયમાં એની કૃતિઓદ્વારા અનેક

સમસ્યાઓ રજુ કરવાની તથા ઉચ્ચતમ કલાની ટોચે પહોંચવાની એટલી તો શકિત હતી કે તેના ગ્રંથો જગતના સર્વોચ્ચ લલિત સાહિત્યસર્જનોમાં અગ્રણી સ્થાન પામ્યા છે. **રજવાડાશાહીની ધૂંસરી નીચે ચગદાતા એક રાષ્ટ્રમાં ક્રાંતિની તૈયારીઓના સમચનું તોલ્સ્તોયે, તેની મહાન મેધાને પ્રતાપે જે આલેખન કર્યું છે તે તો માનવતાના કલાત્મક વિકાસમાં એક આગેકદમ બની ગયેલ છે.''**

લેનિનનું આ મુલ્યાંકન એ વાત સ્પષ્ટ કરે છે કે કોઈ પણ મહાન કલાકાર તેના પોતાના જમાનાનું પ્રતિબિમ્બ ત્યારે જ બની શકે છે કે જ્યારે તે એના આખા યુગના પ્રગતિશીલ બળોનો ગાયક બને. જો તે વિરાટ જનતાની ઉપેક્ષા કરી એક નાનકડા વર્ગની ઘોલકીમાં જ એની કલમને રૂંધી રાખે તો તે ચારણ ભાટની ઝમકવાળું, છીછરૂ અને ક્ષણિક સર્જન કદાચ કરી શકશે.

**પરંતુ કોઈ પણ મહાન કલાકાર જનતાને પોતાથી, અને પોતાને જનતાની સમસ્યાઓથી દૂર રાખી શકે જ નહિ. ''કોઈ પણ મહાન સર્જકનાં સર્જનોમાં તેના જમાનાની ક્રાંતિનાં અમુક મહત્ત્વનાં અંગો પ્રતિબિંબિત થયા વિના રહેતાં નથી.'' (લેનિન)**

લેનિન બીજી જે વાત ઉપરભાર મૂકે છે તે એ છે કે જે કાંઈ સામાજિક સત્ય કલાકાર જુવે છે તેને વફાદારી અને નીડરતા પૂર્વક તેણે રજૂ કરવું જોઇએ.

## : ૩ :

**આ કક્ષાએ આપણે 'સામાજિક વાસ્તવતા' અને 'સામાજિક સત્ય' તરફ** વળવું જરૂરી બને છે.

સૌથી પહેલી સ્પષ્ટતા એ કરી લેવાની કે માર્કસ-લેનિન વાસ્તવતાને સર્જનશીલતા પ્રાણવાયુ લેખે છે, એનો અર્થ એ નથી કે તેઓ કલ્પનાશીલતાના વિરોધી છે. એમ હોત તો, આપણે આગળ જોઈ ગયા તેમ કલ્પના ભરપૂર ગ્રીક સાહિત્યની તેઓ આટલી કદર કરી શકયા જ નહોત. માનવીની મુકિતની મથામણોને, તથા તેના સુભગ ભાવિને રજુ કરનારી કલ્પનાશીલતાનો તેઓ આદર કરે છે. કલાસર્જનમાં તેને અત્યંત આવશ્યક લેખે છે. ક્રાંતિકારી દૂરંદેશી, અને કલ્પનાશીલતા તો સર્જનનાં આવશ્યક લક્ષણો છે, આ લક્ષણો વાસ્તવિકતાનાં રજેય વિરોધી નથી. એથી ઉલટું, કેટલાક તરંગો અને કલ્પનાઓ માણસને તેની મુકિત જેહાદ ભણી લઇ જવાને બદલે ઘેનની ગરજ સારી અવાસ્તવિક સૃષ્ટિમાં રૂંધી રાખનાર નીવડે છે, તેવી કલ્પના અને તેવી ફિલસૂફીના માર્કસ-લેનિન સખ્ત વિરોધી છે.

વાસ્તવતાનાં આંતરિક સ્વરૂપનું દર્શન કરતાં આપણે આવા તરંગીઓનો સામનો કરવો જ પડશે.

આપણે જે જોઈએ છીએ, અનુભવીએ છીએ અને ભોગવીએ છીએ તેના તરફ ઉપેક્ષા કરી એમ કહેવા લાગીએ કે 'ના, આ જોઈએ છીએ તે તો મિથ્યા છે; તે તો માયા છે; તે તો આભાસ છે; પરંતુ, મારા મનમાં જે છે તે જ સત્ય છે,' તો આવા વિચારકને આપણે તરંગી જ કહેવો રહ્યો.

ગામડાંનું જીવન આપણે જેવું જોઇએ છીએ તેવું ન આલેખીએ, પણ આપણે આપણા મનના તરંગો અનુસાર અનેક ગુણોનું તેમાં આરોપણ કરી આલેખન કરીએ

તો તે તરંગી આલેખન જ થશે.

**બાહ્યસૃષ્ટિને મિથ્યા ગણીને આપણે સત્યનું અન્વેષણ નહિ કરી શકીએ; પણ બાહ્યસૃષ્ટિને પાયા તરીકે સ્વીકારી લઇને જ તેની ભીતરનું સત્ય શોધવા મથવું જોઇએ.** એટલે કે આપણે ગામડાંનું જીવંતચિત્ર આલેખતાં તેની બાહ્યસૃષ્ટિના પાયા ઉપર આંતરિક સત્ય જોવાનો પ્રયત્ન કરવો જોઇએ.

**આપણા યુગમાં આ સામાજિક વાસ્તવતા અને સામાજિક સત્યનું સ્વરૂપ શું છે ?**

આપણી સામે હજારો વ્યક્તિઓ અને ઘટનાઓ હયાત છે. આપણે નવલકથા, વાર્તા, નાટક કે કવિતા લખવા બેસીએ છીએ ત્યારે શા માટે અમુક જ ચીજો, વ્યક્તિઓ કે ઘટનાઓને ઉઠાવી અમુક જ પ્રકારના રંગે રંગીને રજુ કરીએ છીએ ? આપણી આ પસંદગી પાછળ કયું તત્વ રહેલું છે ? દરેક લેખક જુદી જુદી પસંદગી કરે છે એટલું જ નહિ પણ, એ દરેક જુદી રીતે રજૂ પણ કરે છે. આ પસંદગી અને આ રજૂઆતમાં લેખકની પોતાની સામાજિક સત્યની સમજણની કસોટી રહેલી છે.

આપણું આજનું ગ્રામ અને શહેરી જીવન લો.

એક તરંગી લેખકને મન ગામડું એટલે 'સ્વર્ગધામ.' શુચિતા, પવિત્રતા, સંયમ, સાદાઇ, ભોળપણ, અને જીવનની શાંતિ એને ત્યાં દેખાય છે. શહેરમાં ગંદકી, પાખંડ, વિલાસિતા, દંભ, દુષ્ટતા, અને જીવનને ગુંગળાવી મારનાર ધમસાણ દેખાય છે. કદાચ ચર્ચા કરવા બેસીએ તો આ તરંગી લેખક પણ કબૂલ કરશે કે એમ તો આ "ગામડાંમાંય ગંદકી હોય છે" વગેરે...અને "શહેરમાં ય ક્યાંક ક્વચિત પાવિત્રતા...નજરે પડે છે." પરંતુ એની તરંગિતા જ એની દૃષ્ટિ અને સમજને વિકૃત બનાવી બેઠી છે.

જ્યારે પન્નાલાલ કે શરદબાબુ ગામડાંનું જીવન જેવું દેખાય છે તેવું રજુ કરવા પ્રયત્ન કરે છે. એ જીવનની સારી નરસી બંને બાજુઓનું લગભગ નગ્ન ચિત્ર તેઓ રજૂ કરે છે.

સત્ય અને વાસ્તવતાનો પરિચય આપણને અહીં મળે છે. ગામડાંમાં ઉદારતા, શુચિતા, અને સાદાઈ છે; ગામડામાં દંભ, દુષ્ટતા ને ગંદકી ય છે. ધૂમકેતુ માત્ર એક જ વાતને આગળ કરે છે, એ કારણે નહિ, પણ તેઓ જે રજૂ કરે છે તે જ વાસ્તવતા નથી; એમણે જે 'સત્ય' રજૂ કર્યું છે તે અધૂરૂં સત્ય નહિ, પણ પોકળ સત્ય–અસત્ય છે. જ્યારે પન્નાલાલ ને શરદબાબુ પોતપોતાની નોખી અને અનોખી શૈલીમાં ત્યાંના જીવનનું વાસ્તવ ચિત્ર આલેખે છે, આટલે અંશે આ લેખકો સત્યની વધુ સમીપ છે.

જો કે, **સામાજિક સત્ય** તો હજી વધુ ગહરૂં છે. ગામડાંનું જીવન જે દેખાય છે, એની પાછળનાં બળો, કારણો, તત્ત્વોની સમજ એ ગહરા સત્યની વધુ નજદીક લઇ જાય છે. ગામડાંમાં તો જમીનદારો ને મુખી તલાટીઓ છે, ખેડૂતો ને હાળી મજુરો છે, શિક્ષકો ને વેપારીઓ ય છે. ગામડાંના જીવનની વિશિષ્ટ આર્થિક સામાજિક ઇમારત છે, જેમાં આ તમામ વર્ગો ને સમૂહો તેમનો ચોક્કસ એવો ફાળો આપે છે. ગ્રામજીવનના વિકાસમાં કે એના વિનાશમાં આ તમામ બળો જાણ્યે અજાણ્યે ફાળો આપે જ છે. જે નજર આ જાણ્યા–અજાણ્યાં બળોને ઓળખી કાઢી સમજે છે ને જે કલમ એ બળોની લાક્ષણિકતા પકડી તેનું યથાર્થ આલેખન કરે છે તે દૃષ્ટિ ને તે કલમ સત્યપારખુ બને છે. **જે આંખો ગ્રામ જીવનનું આંતર્દર્શન કરવામાં જેટલે અંશે ભોંઠી પડે છે તેટલે અંશે તે માત્ર બાહ્ય આલેખન કરી, એટલે કે અધૂરું યા છીછરૂં આલેખન કરી બેસી જાય છે.**

તરંગી આંખોની તો વાત જ શી ? એ તો બાહ્ય સૃષ્ટિને પોતાના મનનો પર-પોટો સમજી તેનું સ્વૈર આલેખન કરે છે, જેને આપણે, અધૂરૂં કે અપૂર્ણ નહિ પણ, અસત્ય આલેખન જ કહેવું રહ્યું, જેમકે આપણા ધૂમકેતુની મોટા ભાગની વાર્તા-નવલકથાઓ.

અને, આપણા રમણલાલ દેસાઈ પણ 'ગ્રામલક્ષ્મી' દ્વારા ગ્રામ જીવનનો ઉકેલ ચીંધે છે, ત્યારે ય આવી લાગણી થાય છે. આની સામે બંગાળના તારાશંકર બેનરજીની 'પંચગ્રામ' અને 'ગણદેવતા' (નવલકથાઓ) તરી આવે છે. તેઓ કહે છે : ગામડું જેવું છે તેવું આ રહ્યું. એના તમામ અંગોના પાયા સમું એનું આર્થિક જીવન આ પ્રકારનું છે; અને આમાંથી એનો ઉધ્ધાર "શહેરો તોડી ગામડાં સર્જો" કે "back to nature"થી થનાર નથી, કેમકે ગામડું તૂટયું છે તે કાંઇ કોઈ આદમીઓની ઇચ્છા અનિચ્છાથી તૂટયું નથી, પરંતુ આધુનિક સમાજના વિકાસની એક અનિવાર્ય પ્રક્રિયામાં એ તૂટયું છે; એટલે "ફરી હતું તેવું સોનેરી ને સતયુગી ગ્રામજીવન બની જાવ" એવી ભાવના ને એવી પ્રાર્થના વ્યર્થ છે. હતું એવું એ કદી બને નહિ, બની શકે નહિ; ન બને ને એમ છતાં કદી બને તોય, એથી આપણો કશો ભલીવાર નથી. એનું તો હવે નવેસરથી નવા પાયા પર સર્જન કરી શકાય ને કરવું રહ્યું, જેમાં ગ્રામજીવનની અનેક તરંગી કલ્પનાઓનો અને કેટલીક આધુનિક 'બલિહારી'નો ભોગ આપવો પડશે, જેમાં આજે અણગમતી લાગતી શહેરી નવીનતાઓને બુધ્ધિપૂર્વક આવકારતાં શીખવું પડશે. ટૂંકમાં, આવી જીવન દૃષ્ટિનું પરિવર્તન કરવું પડશે.

આવું જીવન દૃષ્ટિનું પરિવર્તન અપનાવનાર તારાશંકરની ગ્રામજીવનની નવલકથાઓ રમણલાલની નવલકથાઓ કરતાં વધુ સત્યદર્શી ને વધુ વાસ્તવિક બને એ સહજ છે. ધૂમકેતુની લાગણીપ્રધાન અને તરંગી ગ્રામ્યજીવનની કથાઓ કરતાં પન્નાલાલ અને શરદબાબુની વાસ્તવતા રજુ કરતી કથાઓ વધુ તલસ્પર્શી અને ચિરંજીવી બને તો એમાં કશી નવાઈ નથી.

બીજી મિસાલ—

માનો કે તમે એક મિલ માલિકના સંસ્કારી જીવનની ભારોભાર બલિહારી ગાતી એક નવલકથા લખો છો. રસિક એવી શૈલીમાં અચ્છી વાર્તા ગૂંથો છો. પરંતુ આ આલેખવામાં જો તેના સામાજીક જીવનની સમજ નહિ હોય તો તેનું આલેખન ગમે તેટલી કલાનો ઓપ ચઢાવ્યા છતાં તે કૃત્રિમ અને વિકૃત જ બનશે, કેમકે એના જીવનની વાસ્તવતા તો જુદી છે. સામાજિક જીવનના એક અંગરૂપે તેનું જે સ્થાન છે એમાં જ એના વર્તમાન સુખી કે દુઃખી જીવનની અને ભાવિ જીવનની સાચી સ્થિતિનું દર્શન શકય છે. એ કાંઈ સમાજથી પર હવામાં લટકતો આદમી નથી. એને જે સમાજ સાથે ક્ષણેક્ષણનો સંબંધ છે એના વાતાવરણમાં જ એનું જે કાંઇ નાનું મોટું સ્થાન છે. એની આ જીવાદોરીને જ તમે દુર્લક્ષ કરી, 'હું તો કેવળ એના જીવનની વાતો લખવા બેઠો છું, મારે એના સામાજિક સંબંધો સાથે શું લાગે છે?' એમ કહી લખવા માંડશો તો તમે જે 'અંગત' જીવન આલેખવા માગો છો એય એનું છીછરું અંગત જીવન આલેખાશે. એના જમાનાના ઉદ્યોગની કટોકટી, એના વર્ગની અસ્થિરતા અને તૂટતી સત્તા, એના વર્ગના વિરોધી બળોની શકિત અને જાગૃતિ, એના જમાનાનું વિચાર પરિવર્તન વગેરે બધાં તત્વો એના આ સ્વભાવનું ને જીવનનું ઘડતર

કરે છે. એના પ્રણય અને અંગત જીવન ઉપર પણ આ બધાં ઘેરી છાયા મૂકી જાય છે. એક બાજુ ઉદારતા અને ધાર્મિકતા છતાં બીજી બાજુ ક્રૂર શોષણવૃત્તિ, અને સત્તાખોરી એના જીવનમાં સહજ બની જઇ એને દ્વિમુખી બનાવી મૂકે છે. જે લેખક મિલમાલેકને એના યથાર્થ સામાજિક સ્વરૂપે જુવે છે તે જ એનું આવું સત્ય ચિત્ર નિરૂપી શકે છે.

આનો અર્થ એમ નથી કે દરેક વાર્તાકારે આ બધા બળોનું વિવરણ કરવું જોઇએ અથવા દ્વિમુખી જીવનની બધી બાજુઓ કાર્યકારણના નિયમો રજૂ કરી નિરૂપવી જોઇએ. આવું કશું જ નથી; પણ કહેવાનું એટલું જ છે કે જો લેખકને સામાજિક બળોની સમજ હશે તો જ તે 'જે કાંઈ' લખે છે તેનું ઉંડી સમજભર્યું વાસ્તવિક સત્યચિત્ર રજૂ કરી શકશે.

જે લેખક વર્તમાન જીવનને સ્પર્શે છે એને એટલી તો ખબર હોવી જરૂરી છે કે આ સમાજમાં સડી ગયેલાં, આથમી રહેલાં, પીછેહઠ કરતાં તત્વો કયાં છે. નવાં પ્રફુલ્લતાં અને આગે બઢતાં બળો કયાં છે. જો આ મૂળભૂત સમજ ન હોય તો તે સામાજિક સત્ય જોઇ જ શકનાર નથી. મુડીવાદી પ્રથાએ સમાજ જીવનમાં જે રૂંધામણ ઉભી કરી છે, એ વર્ગ પોતે જે ઝડપે પોતાનાં પાપે પોતાના વિનાશને માર્ગે ઘસડાઇ રહ્યો છે ને સાથે આજ લગીના સમસ્ત સંસ્કારી જીવનને છિન્નભિન્ન, અરે નાબુદ કરવાની હદે માત્યો છે એમાં જે એની કમજોરી જુએ છે, એમાં જે એના વિનાશની નોબત સુણે છે, એમાંથી સમાજને મુક્ત કરનાર બળોને ઓળખી લઇ જે આ નવાં બળોની તરફ નિગાહ માંડે છે ને પોતાનો સાથીદારીનો હાથ લંબાવે છે તેનું જ ગીત સત્યાનાશ ભણી ઘસડાઇ રહેલી ને ઘોર હતાશામાંથી ડૂબતી વિશાળ માનવતાને સ્પર્શી શકે એવું કાતિલ, પ્રાણદાયી અને સમર્થ બને એ સ્વાભાવિક છે. પણ જેને વિલોપાતાં શાપિત બળોના પ્રતિનિધિઓની 'વ્યકિતગત વાતો' કહેતાં એના સામાજિક વાતાવરણની ને ઘડતરની કશી યાદ જ આવતી નથી એવો કવિ લેખક તો એની 'વ્યકિત-ગત વાતો'ને નામે એની ખોટી ખુશામદ જ કરી છુટશે. કેમ જાણે એ જીવનદંભી નથી, દ્વિમુખી નથી, કેમ જાણે શોષણ પર એની ઈમારત નથી, ને કેમ જાણે એ વર્ગ સમાજને માટે ગૌરવરૂપ છે, એમ માની, એ જીવન યાવચ્ચંદ્ર દિવાકરૌ રહેવાનું છે એવી ભ્રામક અને અહિતકર માન્યતાનો ફેલાવો કરી, એની ભણી સમાજના દુઃખિયાં ભૂખિયાંની ભીખતી નજર મંડાવવાનો મિથ્યા પ્રયત્ન જાણે અજાણ્યે કરી જશે.

ભાઈ પન્નાલાલ ! મજૂરોની જ વાતો લખો, હડતાલો ને ક્રાંતિની જ કથાઓ લખો એમ કોઇ કહેતું નથી. માલિકો ને માલેતુજારો, જમીનદારો ને મહારાજાઓ, શાહી-વાદીઓ ને ફાસિવાદીઓની વાતો જરૂર લખો. પણ જેની વાત લખો એનું **સામાજીક સત્ય** રજુ કરો, એટલું જ માગીએ છીએ. જેમ "દરિયાની રાણીના" શાહીવાદી વાવ-ટાની વાહ વાહ પુકારનાર કવિની શાહીવાદી કવિતાની તમે નફરત કરો છો, જેમ રાજા મહારાજા અને જમીનદારોની ગમે તેટલી અંગત ઉદારતા છતાં, તમે તેમનું સામાજિક પ્રત્યાઘાતી સ્વરૂપ વિસરી શકતા નથી, તેમ જાગ્રત કવિ લેખકે એકેએક વર્ગનું સામા-જિક સત્ય સમજી તેને યથાર્થરૂપે વ્યક્ત કરવું રહે છે. તમે કામદાર કિસાનોના વિરાટ આંદોલનોને ગુંડાગીરી અને જાલિમિયતરૂપે વર્ણવી એમને ધુત્કારી નાખતી વાર્તા લખો, ને તેમાં મૂડીદાર કે જમીનદાર કે શાહીવાદના ભાડુતી ગુંડાઓને હાથે કરવામાં આવતી સજાઓને તથા તેમના રોજીંદા અને સહજ ગણાઈ ચૂકેલા શોષણને, એ આખા અન્યાયી પાયાને સામાજિક શાંતિ અને સુખાકારીની સાચી અને સ્વાભાવિક ઘટના તરીકે

સ્વીકારી લો ત્યારે જરૂર તમારી સામાજિક શાંતિ અને ન્યાયની કલ્પના શોષક વર્ગની જ કલ્પના બની જઈ, એનું સૂચન કરતું સાહિત્ય એમના વર્ગની હિંસાને ટકાવનારૂં વિઘાતક અને બેરૂપ સાહિત્ય લેખાવું જોઇએ. વિરાટ માનવતાનો રોષ અવળે માર્ગે ચઢયો હોય તો તેનો બચાવ જ કરો એવો કોઈનો આગ્રહ નથી, પણ જો શોષિત બળોની ન્યાયી માંગના તમે તરફદાર હશો તો તેમની ભૂલ અને કસૂર પણ એ બળોને એમાંથી સુધારવાનું સૂચન મળે, ને એ જમાતના ન્યાયીપણા વિષે વાંચકના દિલમાં હમદર્દી જાગે એ સ્વરૂપે રજૂ કરશો. પરંતુ એવી જાગ્રતિનો અભાવ, અને 'જંગલી અણઘડ ટોળાં' તરફના મધ્યમવર્ગી અણગમામાંથી જન્મેલ લાગણી તમને ઉલટું અને અસત્ય ચિત્ર દોરવા તરફ જ લઇ જશે. જાગ્રત લેખકને માથે એ ફરજરૂપ છે કે, શોષક ગુનેગાર વર્ગની જોહાકીને તિરસ્કારી કાઢે અને દલિતોના ઉઠાવોની કમજોરીઓને સમજી સહાનુભૂતિભરી માવજત આપે. તમે કેવી માવજત આપો છો એમાં જ સામાજિક સત્યની તમારી પિછાન રહેલી છે.

કોઇ પણ સુધારાની ય ક્ષતિઓને પર્વત જેવડી બનાવી તમે તેની ઠેકડી કરી શકો છો. સત્યાગ્રહની લડત દરમિયાનની સ્ત્રી પુરૂષ સંબંધની ક્ષતિઓને હડધૂતો છો, અથવા બંગાળ માટે ફંડ ભેગું કરવાના આંદોલનમાં કોઈ વિદ્યાર્થીઓએ 'દબાણ' કરી ફંડ ભેગું કર્યું એમ વર્ણવી મેઘાણીની જેમ તમે તેને ઉતારી પાડો છો;...તમે કદાચ બનેલા બનાવ પરથી જ લખ્યું હશે, એ રીતે તમે "વાસ્તવિકતા" ને "સત્ય"નો દાવો કરી શકો છો; પણ તમારો એ દાવો સાવ પોકળ ગણાશે. કેમકે તમે જે જોયું છે એ 'સત્ય' નથી; એ તો 'વિકૃતિ' છે. જે વિરાટ **સામાજિક સત્ય** છે એ તો, સેંકડો વર્ષોની સામાજિક પકડમાં ભીંસાતાં સ્ત્રી પુરૂષો રાષ્ટ્રની મુક્તિના મહાન આંદોલનોમાં એમનાં બંધનોને ફગાવી દઈ નીકળી પડયા છે, તે છે; મહાન સત્ય તો, તમામ પ્રાંતનાં ઇન્સાનો અરે બાળકો સુદ્ધાં પોતાનાં બંગ ભાંડુઓને બચાવવા માટે રાત ને દિ માથે કરી ઘર ઘર ફરી પાઇ પૈસો ઉઘરાવી માનવતાના એક મહાન સેતુને સુદૃઢ બનાવી રહ્યા છે, તે છે આ વિરાટ સત્યોને અવગણી એમાંની ક્ષુલ્લક ક્ષતિઓની ઠેકડી ઉડાવનારા ગમે તેટલું કહે કે "અમે જાતે જોયેલું સત્ય છે" પણ એ સત્ય ઠરતું નથી. એ તો સામાજિક સત્યની ઠેકડી છે, વિકૃતિ છે; એ તો જીવનનો દ્રોહ છે.

જ્યારે બ્રાહ્મણવિધિઓનો ચોપડો સમાજને ગળે રૂંધામણ પેદા કરી રહ્યો છે ત્યારે એક નર્મદ કે એક રામમોહનરાયનો 'અતિરેક' દાંડી પીટવાની ચીજ નથી, પણ એમની સામાજિક ક્રાંતિની આગને ઘેર ઘેર પહોંચાડવાની હોય. એમ તો, કોઈ પણ નવી કેળવણી લીધેલ કુમાર કે કિશોરીનું વિકૃત જીવન ચીતરીને તમે નવી અંગ્રેજી કેળવણી, નવા વિચારો ને નવા સુધારાઓની ઠેકડી ઉડાવી શકો છો; પણ 'ભદ્રંભદ્ર' સરજી રમણભાઇએ સામાજિક જીવનના એક પ્રત્યાઘાતી અને સડેલા અંગ પર પ્રહાર કરી જે સર્જન કર્યું છે, તે તો જમાનો બદલાઇ ગયા પછી પણ અમર રહેશે. કેમકે તેમણે તેમના જમાનામાં પ્રગતિને પડખે ઉભી પ્રત્યાઘાતની સામેની જેહાદની આગેવાની લીધી હતી.

આનો અર્થ એ નથી કે તમે નવા વિચારો, અને 'નવમતવાદ'ને નામે ચાલતી છીછરી અને દંભી દુનિયાને ખુલ્લી ન પાડો. ઉલટી એ તો કરવી જ રહી; કેમકે એ માર્ગે જ તો પ્રગતિ શકય છે. પણ એ ત્યારે જ શકય છે કે જો તમે જાગ્રત સમજ પૂર્વક પ્રગતિશીલતાને પડખે તમારી જાતને ઊભી કરી દીધી હશે.

આનો અર્થ એમ પણ નથી કે, દરેક લેખકે કલમ હાથમાં પકડતાં પહેલાં પ્રગતિ

અને પ્રત્યાઘાતની ચર્ચા કરી, કાગળ પર મુદ્દા જેવી નોંધ લઈ દરેક પાત્રના મોંમાં મુકાયેલા શબ્દોનો સરવાળો બાદબાકી કરી પલ્લું પ્રગતિ કે પ્રત્યાઘાત તરફ ઢળ્યું એ શોધી કાઢી પછી જ લખવું કે છપાવવું. પ્રગતિની આવી ઠેકડી પ્રત્યાઘાતીઓ જ કરી શકે. કહેવાનું તો એ છે કે, લેખકે એના જીવન દરમિયાન પ્રગતિ પંથનો જાગ્રત ઉપાસક અને સાધક રહેવું જરૂરી છે; કેવળ પ્રગતિશીલ ધ્યેયના સર્જન અર્થે જ નહિ, પણ ઉચ્ચતમ કક્ષાના સર્જન અર્થે આવી જાગ્રતિ ઉપકારક છે. એના વિના એનું સર્જન ક્ષણિક, છીછરૂં અને એકતરફી, સમતુલા વિનાનું અને પરિણામે પકડ વિનાનું, કેવળ પરંપરાગત અને મૌલિકતા વિહોણું બનશે.

આને માટે પંડિતાઇની જરૂર નથી. જેણે જીવનનો સંગ્રામ જોયો છે, અનુભવ્યો છે અને જેણે પોતાના સંકૂચિત વર્ગ સ્વાર્થોને તિલાંજલિ આપી આવતીકાલનાં ઉદયશીલ બળો સાથે પોતાની જાતને જોડી દીધી છે તેવા બે અક્ષર પાડી જાણનારાઓનેય વાચા ફુટી છે, ને એમની કલમે સરસ્વતી ધરાર અવતરી છે, એ અનુભવ કાંઇ કેવળ અપવાદરૂપ નથી. આપણા જૂના મહાકવિઓથી માંડી સોવિયેતના સેંકડો વિદ્વાનો આ વાત સિધ્ધ કરી ચૂકેલ છે.

**જમાનો બદલાય છે, તેની સાથે એનું સામાજિક સત્ય પણ પલટાય છે. પલે પલે પલટાતા જીવનની સાથો સાથ સામાજિક સત્ય પણ ક્ષણેક્ષણ પલટાય છે.**

આજનું આપણું સમાજ જીવન પહેલાંની સરખામણીમાં વધુ જટિલ બન્યું છે. જેમ જેમ વર્ગો વધુ ને વધુ નક્કર સ્વરૂપ ધારણ કરતા રહ્યા છે તેમ તેમ સામાજિક સમસ્યાઓ વધુ ઉગ્ર બનતી ગઇ છે. જેમકે ૧૮મી ને ૧૯મી સદીના યુરોપમાં વર્ગોની અથડામણો આજે છે તેટલી સ્પષ્ટ ન હતી; સમાજવાદી ક્રાંતિનો કરનારો વર્ગ તે વખતે જન્મ્યો ન હતો; કિસાન વર્ગે નવી મૂડીવાદી નેતાગીરી નીચે ફ્યુડલ રાજાશાહી સામેના મોરચામાં સારો એવો ભાગ ભજવ્યો હતો. તે દિવસોમાં ક્રાંતિનો દોરનારો વર્ગ તો મૂડી-વાદી હતો. તે દિવસનું આ સામાજિક સત્ય હતું; તે દિવસના આ પ્રગતિશીલ બળો હતા.

આજે હવે એ જ મૂડીવાદી વર્ગે ભયંકરમાં ભયંકર ફાસિવાદી રાક્ષસને જન્માવ્યો છે; પણ સાથો સાથ તેને પડકારતો ક્રાંતિકારી વર્ગ પણ સોવિયેત રૂસના નેજા હેઠળ આગળ આવી રહ્યો છે. જગત બે છાવણીમાં વહેંચાઈ ગયું છે—ફાસિવાદી અને પ્રજાકીય (જો કે પ્રજાકીય છાવણીમાં મૂડીવાદી દેશોની પ્રજા તથા તેમના શાહીવાદી સત્તાધીશો છે ).

જગત સામે બેજ સવાલ છે : આખી ધરતી ફાસિવાદી ચૂડમાં પડી હજારો વર્ષની સાંસ્કારિક કમાણીને તિલાંજલિ આપી પાશવી નગ્ન બર્બરતાને ચરણે ઝૂકી પડી તેને અપનાવી લે. યા તો એના નાશના સંગ્રામમાં ખભેખભો લગાડી ઝઝૂમી આખા જગતની અને પોતાની મુક્તિનો પોલાદી પાયો કાયમ કરી લે.

**જગતમાં પહેલી જ વાર એક દુશ્મનને ખતમ કરવાની સાથે જ તમામ દુશ્મનોના માથાં છેદાઈ જાય તેવી તક પ્રજાને લાધી છે.** જર્મન ફાસિવાદનો વિનાશ કેવળ પ્રજાકીય બળો જ કરી શકે એમ છે. ફાસિવાદી પરાજય ત્યારે જ અને તોજ શકય છે કે જો દરેક મૂડીવાદી દેશની પ્રજા તેના જ દેશની અંદરની પ્રત્યાઘાતી ટોળકીઓ સામેના જંગમાં મોખરે આવે. **આનો અર્થ જ એ છે કે ફાસિવાદી સત્તાના વિનાશની સાથે જ જગતભરનાં મૂડીવાદની મૃત્યુ નોબત બજી ઉઠવાની.**

**૧૮ ને ૧૯ મી સદીના યુરોપના ઐતિહાસિક પરિવર્તન કરતાં હિંદનો**

**ઇતિહાસ જુદો છે. અને ૨૦ મી સદીના યુરોપીય મૂડીવાદીના સ્વરૂપ કરતાં હિંદી મૂડીવાદની રૂંધામણની કથા ન્યારી છે. યુરોપનો આ જુદો ઇતિહાસ છતાં આજે કોઈ તાત્વિક "જુદાપણું" નહિ, પણ પછાત પ્રદેશોની સાથેની ય એક અપૂર્વ એકતા જ મોખરે આવી રહી છે. જેમ યુરોપના મૂડીવાદી દેશોની જનતા જર્મન ફાસિવાદને ખતમ કરીને પોતાના ઘરમાંના મૂડીવાદ પર છેલ્લો ફટકો વીંઝી શકશે; તેવી જ રીતે હિંદી જનતાએ પણ ફાસિવાદ સામેના આ જંગમાં વિજયી બનીને વરસોથી ઘરઆંગણું દબાવી બેઠેલ પરદેશી શાહીવાદને ભૂંસી નાખવાનો છે. જગત આખાની પ્રજા માટે જે માર્ગ છે એ જ હિંદી જનતાનો માર્ગ છે. જગતની જનતાની મુક્તિ અને હિંદી ગુલામીનો અંત એક અને અવિભાજ્ય છે, જેમ સંગ્રામ એક અને અવિભાજ્ય છે.**

આવી આ આવતી કાલના સર્જનની જવાબદારી, જગતભરમાં જનતાને શિર આવી ગઈ છે. સોવિયેતની લાલ સેનાએ, સ્તાલિને જગતને આજે આવા ભવ્ય નવ્ય-સર્જનની પરિસ્થિતિ ઉભી કરી આપી છે; **જગતને સમાજવાદી સત્યની અત્યંત સમીપ લાવી મૂકયું છે.**

આ સમાજવાદી સત્ય ન જોવું, ન સમજવું એટલે જ કે સંકુચિત હિતો, વિદ્વેષ કે આંધળાપણામાં ઘસડાઈ જગતના પટ પર અત્યંત વેગપૂર્વક વિકસી રહેલ વાસ્તવતાની ઉપેક્ષા કરવી.

ભાઇ પન્નાલાલ ! આજનું સામાજિક સત્ય એટલે હડતાલો ને મજૂરની આર્થિક હિલચાલો નથી, આજનું સત્ય તો આજે આપણા જીવને એટલું તો ભીંસીને બેઠું છે કે જાગ્રત કલાકાર બંગાળના ભૂખરોગમાં કેવળ ૫૦ લાખ માનવીનાં મુડદાં જ નથી જોતો, પણ તે જુવે છે–પ્રેમથી નીતરતી માતાઓ બાળકોનું દુઃખ સહન ન થતાં એ દૂધ-મલિયાંઓને તરછોડી નાસી છૂટે છે; નાસી છૂટી એ પવિત્ર મા બહેનો દેહને ભ્રષ્ટાવવાની હાટ માંડી માનવતાને વિસારી રહી છે; માતૃત્વ, શિયળ, પ્યાર, સામાજિક ધર્મો અને ફરજો તમામનો લોપ થઇ રહ્યો છે; આખો સમાજ—ખેતી, વેપાર ઉદ્યોગ, વાહનવ્યવહાર તમામ ખોળંભે પડી રહ્યું છે; શિક્ષણ સંસ્કાર કશું જ સુરક્ષિત નથી! અને, યુધ્ધ? ઉપર વર્ણવી એનાથી તો અનેકગણાં વધુ ભીષણ નાટારંભો યુધ્ધે પાથરેલાં એને દેખાય છે.

પણ આટલું જ દેખાય તો તો ગમે તેવા વજ્રદિલ માનવીની ય છાતી બેસી જ પડે. કલાકાર જો આટલું જ જુવે ને આલેખે તો એ આ જડ વાસ્તવતા લાખો દિલોનો કેવળ ભાંગીને ભુક્કો કરનારી જ બને. જાગ્રત કલાકારને, એથી જ તો, એક બાજુ અપૂર્વ એવો વિનાશ દેખાય છે, બીજી બાજુ અપૂર્વ એવી 'સંધિ' દેખાય છે. આ ક્રૂર સત્યા-નાશનાં ઘડનારાં બળોને ક્ષણેક્ષણ શિકસ્ત આપતાં વિરાટ પ્રજાકીય બળો સોવિયેતમાં તાન્યારૂપે, નાઝીઓની પદદલિત યુરોપની ધરતી પર યુગોસ્લાવિયાના 'ટીટો' રૂપે તે પિછાને છે; એટલું જ નહિ પણ, આપણી આ ધરતી પર પણ બ્રિટિશ શાહીવાદી દમનની ભીંસ અને જપાની બોમ્બાજી વચ્ચે ય કોટિ કોટિ બાંધવોને સાચે માર્ગે હિંમત બાંધવા પોકારતા 'ઉમાભાઇ'ને 'સોમેન ચાંદ' નજરે ચઢયા વિના નહિ જ રહે. બંગાળનાં ખેતરોમાં ને સરિયામ માર્ગો પર ખડકાયેલ મુડદાંઓ પર મીજબાની ઉડાવતાં ગીધડાંઓની મહેફિલનાં દશ્યો, હુગ્લીના ઘાટ પર વણબાળ્યાં પડેલાં શબના ઢગલાઓ; અને બદનને વેચી બાર દિવસમાં ભયંકર રોગોની ભોગ બનનાર જુવતીઓનાં આખરી દશ્યો, રસ્તા પર ફેંકાઇ પડેલાં કુમળાં બાળકો—આ બધું દોરનારને દિલને હચમચાવી દેનાર **ચિત્તપ્રસાદ**

ને ખસ્તગીરની જ પીંછી લંગરખાનાંઓ (રાહત રસોડાં)માં રાતદિન કામ કરતાં પોતાનાં અંગત સુખ દુઃખને ભૂલી જનાર સેવકો અને સેવિકાઓ, ઘાયલ અને માંદાની માવજત કરતા શિક્ષકો ને દાકતરોની ટુકડીઓની કામગીરી તથા આ પાપના પેદા કરનાર સ્વાર્થી સંઘરાખોરો અને લાંચખાઉ અમલદારો સામેની જન-એકતાની જેહાદનાં દશ્યો પણ રજૂ કરે છે. કેમકે આ સૌએ જીવનની અપુર્વ અંધારી કરપિણુતા જુવે અનુભવે છે, સાથો સાથ હજી અત્યંત ઝાંખાં છતાં ધીમે ધીમે ગાઢા રંગ પકડવા નિર્માયેલ આશાનાં કિરણોની ય તેમને પાકી સમજ અને શ્રદ્ધા છે.

*

આવા આ નૂતન પરોઢના કાળમાં, એથી જ તો, હર કવિ સર્જકે પહેલાંની કોઈ પણ કામ કરતાં વધુ જાગ્રત રહી સામાજિક બળોનો પરિચય સાધવો જરૂરી છે. આથમતાં, સડતાં અને જીર્ણ થયેલાં બળો અને નવાં વિકસતાં, પ્રફુલ્લતાં તાકાતવાન તત્વોનો પરિચય પામવો જ રહ્યો. જે કવિ, આવા પરિચયને અંતે પોતાની જાતને સંકુચિત અને શોષિતવર્ગની પકડમાંથી છોડવી મુક્તિ માટે હર કદમ મથી રહેલ માનવતાના ગાયક તરીકે પોતાની જાતને આગળ ધરશે, તેની પ્રતિભા યુગોના યુગો સુધી અણબૂઝ જલ્યા કરશે.

# સાહિત્ય અને જનતા

લેખક
શ્રીપાદ ડાંગે
અનુવાદક
ધનવંત ઓઝા

**જગત આજે કાળભૈરવની પકડમાં સપડાયું છે એવા સમયે આપણે** મળ્યા છીએ. મોરચા ઉપર કે પૂરવઠામાં, ગમે ત્યાં તમે હો તો ય તમે એની અસરમાંથી મુક્ત નથી. આપણી જનતા ને માનવતાનાં વિચાર ને ઉર્મિનું ઘડતર કરનારા એવા આપણે એ પછી યુધ્ધ વિષે વિચાર કર્યા વિના શી રીતે રહી શકવાના હતા ? કોઈ કાળે, કોઈ રાષ્ટ્રમાં, લેખક ને વિચારક એવી અવગણના કરી શક્યા નથી.

આપણી જનતાનો મોટો ભાગ આ યુદ્ધમાં તટસ્થ નથી. આપણા રાષ્ટ્રીય આગેવાનોએ પંદર વર્ષથી ફાસિવાદ સામે જેહાદ ચલાવી છે. હિંદી પ્રજાએ આ મહા-વિગ્રહમાં પોતાનું સ્થાન મુકરર કરી લીધું છે. એ સ્થાન ફાસિવાદ સામેના મોરચામાં છે. એટલે જ તો આપણા માનવતાવાદી, જગ-વિખ્યાત મહાકવિ રવિન્દ્રનાથ ટાગોરે જાપાની લહિયા નોગુચીને એક સખ્ત લપડાક લગાવી દીધી હતી.

આ બધાં કાળ દરમિયાન ફાસિવાદ સામેના યુધ્ધમાં સૌથી આગળ કોણ રહ્યું છે ? મહાન સોવિયેત સંઘ, મહાન લાલ સેના, ચીની લડવૈયા ને ફાસિઝમ સામે અંત સુધી લડેલા સૌ કોઇ આ મોખરામાં સામેલ રહ્યા છે. એમાં લેખકો ને ઇતિહાસકારોનો

પણ સમાવેશ થયો છે, એટલે સૌથી પ્રથમ આપણે આ વીરલાઓને વંદન કરીએ.

આપણા દેશની બધી ભાષાઓનાં સાહિત્યે વિદેશી ભાષાઓનાં સાહિત્યમાંથી પ્રેરણા ને માર્ગદર્શન મેળવ્યાં છે. આપણા બુદ્ધિજીવીઓ તુર્ગેનેવ, તોલ્સ્તોય, ચેખોવ, ગોર્કી અને શોલોખોવનાં વાંચને ધન્ય બન્યા છે. તો પછી તોલ્સ્તોયના વતનનો ને તેના સ્મારકનો વિનાશ કરનારા નાઝી ગુંડાઓ ઉપર આપણે શાપ કેમ ન વરસાવીએ? ફ્રેડરિક માન, ટોલર, ફુશવાંગર કે ઝવીગ જેવા દેશપાર બનેલા જર્મની સાથે કે રોમાં-રોલાં, સ્ટાઈનબેક ને પર્લ બક જેવાંની હરોળમાં ફાસિવાદ વિરોધી મોરચામાં શામેલ થવામાં કોણ ગૌરવ નહિ લે? દેશ દેશના લેખકો જુદી જુદી ભાષાઓ ભલે બોલે, પણ એમનો વિચાર, એમની ઉર્મિ તો એક જ છે. 'ફાસિવાદ ખતમ હો! સ્વાતંત્ર્ય ને જનતા વિજયી હો!'

ફાસિવાદ સામે જંગ ખેલતી જગતભરની જનતા જોડે હાથ મિલાવતા આપણે આપણા દેશની પરિસ્થિતિની અવગણના ન કરી શકીએ. ફાસિવાદ સામે પૂરી તાકાતથી આપણા બળવાન ભૂજાને ઉગામવામાં અટકાયત કરી રહેલી નોકરશાહીની લોખંડી શૃંખલાને આપણે ભૂલી શકીએ નહિ. ફાસિવાદ સામે ઉંચી થયેલી એ ભૂજા પછી તો શાહીવાદને ખતમ કરશે એવા ભયે એ આગેવાનોને કારાવાસી બનાવે છે અને પછી દેશના મહાન આર્થિક-તંત્રને એ સાચવી શકતી નથી. પરિણામે અનાજ છે ને તોય ભૂખમરો વ્યાપક બને છે, વસ્ત્ર છે તો ય જનતા નગ્ન બને છે. સંઘરાખોરી, નફાખોરી ને નોકરશાહીની ત્રેવડે આપણા દેશમાં દુકાળ જન્માવ્યો છે ને એ રીતે ફાસિવાદ માટે શિકારની સરળતા ઉભી કરી છે.

આવી પરિસ્થિતિએ ગુંગળામણ ઉભી કરી છે—કંઇક કવિઓની કલ્પનાના ઝરાને એણે સુકવી નાખ્યા છે. ગ્લાનિ, નિરાશા ને નિસહાયતામાં તેઓ ગરકાવ થયા છે. દેશનાં રક્ષણ ને સ્વાતંત્ર્યના એ ચોકીદારોની આજે આવી દશા બની છે! અને આખરે એમાંના મોટા ભાગના "આપણે શું કરી શકીએ?" એમ મનોમન વિમાસી કેફની ગરજ સારનાર કલ્પના-વિહારમાં પડી જાય છે.

આ મિત્રોને આપણે એક જ સવાલ પૂછીએ છીએ: "જનતા આજે ભયંકર હતાશામાં છે. નોકરશાહી હો કે ન હો, જનતાની એ હતાશાને, તેના ભૂખમરાને દૂર કરવા માટે કળાકારે પોતાની કળાને યોજવાની જ રહે છે કે 'પ્રજાનું ગમે તે થાય આપણે શું' કહી બેસી રહેવાનું?"

મુંઝવણમાં પડેલા આપણા કળાકારોને કહીએ કે તટસ્થતાની નીતિનો અર્થ જનતાને વિસારી દેવાનો જ છે. સોવિયેત સંઘની આગેવાની નીચે ફાસિવાદ સામે લડતી જગતની જનતાની હરોળમાં ન ઉભીને ગુલામીમાં જકડી રાખનાર શાહીવાદમાંથી મુક્તિ તો નથી જ મેળવી શકવાના; પણ એ રીતે તો તમે બીજા ભયંકર બંધનને નોતરો છો જે માત્ર તમારી જ નહિ જગતભરની સ્વતંત્રતા ને સંસ્કારને પણ ભયમાં મુકે છે. તે સરકારની રક્ષા માટે નહિ, આપણી આત્મરક્ષા માટે, આપણી સ્વાતંત્ર્ય-પ્રાપ્તિ માટે આપણે એ વિરાટ જનતાની હરોળમાં શામેલ થવું જરૂરી છે.

મારા કળાકાર મિત્રોનાં મગજમાં કંઈક સવાલો ઉભા થતા મને દેખાય છે. આ કે તે રાજકીય કાર્યક્રમ માટે કે પક્ષ માટે શું અમને-કળાકારોને લશ્કરી શિસ્તમાં તમે જકડવા માગો છો? કળાનું ધ્યેય પ્રચાર છે કે આનંદ છે? સનાતન સત્ય ને નીતિના સિદ્ધાન્તો કળાનું વસ્તુ બને છે કે ટોળાંને સંતોષ આપનારી ક્ષુલ્લક વાતો? કળા એ

કળા છે, એ તો સ્વકેન્દ્રિત છે.

આ પ્રશ્નો ઉપર વાદ-વિવાદ થયા છે ને આજે ય થાય છે. તેનો ક્યાં ય અંત નથી. પણ એક તરફ આ ચર્ચા થયા કરે છે ત્યારે બીજી તરફ કળાકારોનાં નવાં સર્જનો વિષે જનતા પોતાનો નિર્ણય ક્રિયાત્મક રીતે રજુ કરે છે. કાં તો એ તેનો સ્વીકાર કરે છે, અથવા તો એ તેને ફેંકી દે છે. શરદબાબુનું 'બિંદુર છેલે' બંગાળનાં એક અજ્ઞાત સામયિકમાં પ્રકાશન પામ્યું, ને "કળાનો હેતુ" પર ચર્ચા થયા વિના જ બંગાળી સાહિત્યમાં તેને પરિણામે ઝંઝાવાત ઉભો થયો; રવિબાબુનાં કાવ્યોને બંગીય મધ્યમવર્ગે સત્યમ્-શિવમ્-સુંદરમ્‌ના સિધ્ધાન્તની કશી ચર્ચા વિના જ આવકાર્યાં હતાં. 'પણ લક્ષ્માંત કોન ઘેનો ?' નામની હરિભાઉની નવલકથાને લોકાદર મળ્યો એ પણ આવો જ હતો. **જે કળા-સર્જન કચડાએલી ને ચુસાતી જનતાના જીવન જોડે એક બને છે અને એ રીતે જનતાની ઉર્મિંની જબાન બને છે તેનો જનતા સ્વાભાવિક રીતે જ સ્વીકાર કરે છે.**

પછી સવાલ ઉઠે છે: "જુનાં ને નવાં મૂલ્યો વચ્ચે, પ્રગતિ ને પ્રત્યાઘાત વચ્ચે ભેદ બતાવનારી રેખા કઈ છે ?"

જીવન જ જો સનાતન કે સ્થિર નથી, તો જીવનનાં કોઈ મૂલ્યો પણ સનાતન અને સ્થિર નથી એ વાત સમજી લેવી જરૂરી છે. જીવનના વિકાસ માટે ને ટકાવ માટેની ભૌતિક જરૂરિયાતો મેળવવાના સંગ્રામ પાછળ માનવ જીવનનાં ઘણાં લાંબા વર્ષો વીત્યાં છે. આ જરૂરિયાતનું ઉત્પાદન ને તેની વહેંચણી માટે સ્ત્રીઓ ને પુરૂષોએ સામાજીક સંબંધો ઉભાં કર્યાં છે. આ સામાજીક સંબંધોએ સ્ત્રીએ ને પુરૂષે આ નૈતિક વિષયક ખ્યાલો સર્જ્યા છે. પ્રાથમિક કમ્યુનિસ્ટ સમાજ, ગુલામ સમાજ, રજવાડી સમાજ, મૂડીવાદી સમાજ અને સોવિયેત સમાજમાં સામાજીક સંબંધોના પાયા ઉપર જ નીતિના ને ઉર્મિંના ખ્યાલોની રચના થઈ છે.

પરંતુ, જ્યારે પ્રચલિત સામાજીક સંબંધો ઉત્પાદનના જ વિકાસનું રૂંધન કરે ત્યારે શોષિતો નવો માર્ગ શોધે છે, ત્યારે નવાં મૂલ્યો, નવી ઉર્મિંઓ, નૂતન સત્ય ને નવ-વાસ્તવતાનો ઉગમ થાય છે. જૂના સંબંધોના મૂલ્યો ત્યારે પ્રત્યાઘાતી બને છે પલટતી કે પલટાયેલી પરિસ્થિતિના કવિઓ ને પ્રચારકો ત્યારે પ્રગતિશીલ બને છે. સામાજીક ઇતિહાસનું આ વૈજ્ઞાનિક દ્રષ્ટિબિંદુ છે, જીવનનું એજ એક સાચું દર્શન છે અને તેથી વાસ્તવિક કળાને માપનારો એજ એક સાચો ગજ છે.

દબાએલા ને કચડાએલા લોકોના રાજકીય ને આર્થિક કાર્યક્રમોની ઘોષણા કરે એજ પ્રગતિશીલ સાહિત્ય છે એમ કોઈ ન કહે. કોઇ પણ કાળનાં 'સત્ય' જોડે, 'વાસ્તવ' જોડે જે કળા એકાકાર સાધે તેને તેની શૈલી ને પદ્ધતિ મળી જ રહે. જે કળા વાસ્તવથી વિમુખ રહે તે કરમાતી ને પોલી બનતી જાય —આ સોનેરી સત્ય છે.

એવી ફરિયાદ કરવામાં આવે છે કે જનતા કળાકારોને સહકાર આપતી નથી. ઇંગ્લાંડમાં કાવ્ય વિકાસ પામ્યું કારણ કે જનતાએ કળાકારને સાથ આપ્યો હતો એમ પણ કહેવાય છે. આવો આક્ષેપ કરનાર એ ભૂલી જાય છે કે ઇંગ્લાંડની જનતાએ કળાકારને સાથ આપ્યો કારણ કે એ કલાકાર જનતાના હિતનો પ્રતિનિધિ બનતો હતો. શેલી અંગ્રેજ જનતાનો લાડકો બન્યો કેમકે તેણે ફ્રેંચ ક્રાંતિના આદર્શોને દિલભર ગાયાં હતાં, ને દુષ્કાળના ભોગ બનેલા '૧૮૧૨'ની સંવત્સરિના ઇંગ્લાંડના મજૂરોના પક્ષે પોતાની કલમ ધમધમાવી હતી. અને લોક બાયરન? તેણે પોતાના જ પક્ષ સામે

નોરીંગહામના કામદારોનો પક્ષ લીધો હતો. ત્યારે આપણા કવિઓ તો "ત્યજાએલા નવાણનાં ફૂલ" બનવા માગે છે. જનતા તેમના નિરાસાના સૂરમાં સૂર ન મિલાવે તેથી વિસ્મિત થવાનું કોઈ કારણ નથી.

જનતાના આત્માના ને જનતાના ભાવિના કળાકારોની, જનતાને પક્ષે ખડા રહેનાર કવિની જનતાએ કદાપિ અવગણના કરી નથી.

*

આ દ્રષ્ટિએ મરાઠી સાહિત્યનો ઈતિહાસ તો ગૌરવ લઈ શકાય એવો છે. ભાવિના માર્ગ ઉપર પ્રકાશ પાથરનારાં વિધાનો તારવવા માટે મરાઠી સાહિત્યના, ભૂતકાળ તરફ હું દષ્ટિ માંડું છું.

## મરાઠી સાહિત્યના શ્રીગણેશ–શોષિતોનાં બંડમાંથી

**શોષિત** જનતાનાં બંડમાંથી મરાઠી ભાષા અને સાહિત્યનો જન્મ થયો છે, ફયુડલ (રજવાડી) ગુલામીમાંથી ને બ્રાહ્મણ સત્તામાંથી મુક્ત થતી જનતાએ એ સાહિત્યનાં આરંભનાં સર્જનો કર્યાં છે. ધાર્મિક લેબાસ પહેરાવીને રાજાઓ ને જમીનદારોએ વેરા ને લાગા એટલા બધા વધારી મૂકયા હતા કે જનતાને બંડ કર્યા વિના આરો જ ન રહે. પરિણામે બંડખોર સંપ્રદાયો ઉભા થયા. અથડામણો, કતલો ને લડતો થઈ. પણ જનતાએ મચક ન આપી. નાશ પામવાને યોગ્ય જૂન–વાણીની સામે તથા નવ સર્જનને યોગ્ય નૂતન પંથની તરફેણમાં તેમણે પોતાની જબાનને જગાવી. રાજનાં દમનના ભોગ બનેલા આ બળવાખોરો માનતા હતા કે, નવ–સંપ્રદાયની સ્થાપનાથી મુશ્કેલી દૂર થશે. તેનાથી કામચલાઉ શાંતિ મળતી પણ ખરી; પણ એથી સાચે સાચ કાંઈ ધરમૂળથી પરિસ્થિતિ પલટાતી ન હતી. **નાથ, મહાનુભાવ, લિંગાયત** વગેરે સંપ્રદાયોનો આ રીતે જન્મ થયો. હિંદુ રજવાડી દમન અને તેની સામેનાં બંડમાંથી આઠમી સદીમાં મરાઠી સાહિત્યનો જન્મ થયો છે. રજવાડી બ્રાહ્મણવાદના લોહી ચૂસનારાઓ ચાતુર્બઝ ચિંતામણી નામનો ગ્રંથ તૈયાર કરતા હતા. ગૃહસ્થ, ખેડુ ને જમીનદારે અનુસરવાની બે હજાર વિધિઓની એમાં રજુઆત હતી. વર્ષના ૩૬૫ દિવસ આ વિધિઓમાં આવી જતા ને બધી વિધિમાં ભોજન–દક્ષિણાનો પ્રબંધ તો હોય જ. શોષકના આનંદની, તેના ખાંધીઆઓનાં વતન ને શોષિત ઉપરના લાગાઓની તેમાં જોગવાઇ હતી. આ મહાગ્રંથ આજે ભૂલાઈ ગયો છે. આવી પરિસ્થિતિમાં જનતાના અધિકાર માટે જ્ઞાનેશ્વરે જેહાદ પોકારી હતી. વૈશ્ય, શૂદ્ર ને નારીને સ્વર્ગની પ્રાપ્તિ કરાવનારી ચાવી તેણે જનતાના હાથમાં મૂકી. જ્યારે શોષકો બે હજાર વ્રતની ઉજાણી ઉડાવતા હતા ત્યારે જ્ઞાનેશ્વરે દબાયેલાંની મુકિત માટેની મહેચ્છાને વાચા આપી. અને પરિણામે તેનું સર્જન ઐતિહાસિક ને જનતાની અમોલી પૂંજીરૂપ બન્યું. જ્ઞાનેશ્વરનાં આ બંડમાંથી તો મરાઠી સાહિત્યનો જન્મ થયો.

વર્ગ–વિગ્રહ ને નાતના વાડાઓનાં તડાંઓવાળા આ સમાજ ઉપર મુસ્લિમ આક્રમણ આવ્યું. આંતરિક વિગ્રહોમાંથી પુનર્રચના ઉભી થાય તે પહેલાં તો લોકશાસિત સુવ્યવસ્થિત ઇસ્લામી લશ્કરોએ આ કરમાતા હિંદુ–તંત્રને સાફ કરી નાખ્યું. જનતાના પ્રતિનિધિ એવા મરાઠી કવિઓ સામે આ આક્રમણનો સામનો કરવાનો સવાલ આવીને ઉભો. થોડાં વર્ષમાં, હિંદુ ઉમરાવ–વર્ગે તો મુસ્લિમ રાજસત્તા સાથે સમાધાન કરી

લીધું હતું. મુઠ્ઠીભર મુસ્લિમો કંઇ હિંદ જેવડા વિશાળકાય પ્રદેશ ઉપર શાસન ન ચલાવી શકે. હિંદ કરતાં પછાત એવા અર્થતંત્રમાંથી મુસ્લિમો આવતા હતા. હિંદી પરિસ્થિતિમાં, મુસ્લીમ રાજ્યસત્તાએ હિંદુ ઉમરાવો જોડે તરત જ સહકાર સાધ્યો. હિંદુ સમાજમાં લશ્કરી આગેવાની એક વર્ગના હાથમાં મુકાઈ હતી. હવે એ વર્ગ 'જાગીરો'ને 'માનસાબો'ની લાલસામાં મુસ્લિમ રાજ્યસત્તા સાથે ભળી ગયો હતો. સમય જતાં, એક ને બીજા શોષક વચ્ચે ભેદ પાડવાનું શોષિત જનતા માટે શકય ન રહ્યું. સૌને માથે બ્રાહ્મણ, ક્ષત્રીય ને મુસ્લિમ ઉમરાવો વેઠ ઉધરાવતા કાળ સમા બેઠા હતા. આરંભમાં જે કંઇ શુભકાર્ય ઈસ્લામે કર્યું તે ભુંસાઇ જતું હતું. વ્યાજખોર સામેની તેની જેહાદ, જમીનની ખાનગી માલિકી સામેનો તેનો વિરોધ, તેની સરળ ને હળવી કરવ્યવસ્થા, વિધવાઓ અને અનાથો માટેની તેની સખાવતો, યુધ્ધના લાભમાંથી પ્રથમ ખર્ચ કેળવણી માટે કરવાની તેમની પ્રથા, રાજ્યના અમલદારની કે મિલ્કતદારની વધતી સત્તા સામેનો તેમનો લોકશાસનવાદી વિરોધ, આરંભમાં સંપૂર્ણ વાસ્તવિક એવી સમાનતાની તેમની નીતિ આ બધાંની હિંદુ સમાજ પર ઉંડી છાપ પડી હતી. પણ જેમ જેમ તેનો (ઇસ્લામનો) જગતમાં વિસ્તાર થતો ગયો તેમ તેમાં રજવાડાશાહીનાં અશુભ તત્વો પ્રવેશવા લાગ્યાં અને તેનાં લોકશાસનવાદ ને સમાનતા માત્ર નામનાં જ બની ગયાં.

## 'સંત કવિતા'ની સિધ્ધિ

**આ** પરિસ્થિતિનો સામનો કરવા માટે બે શતક સુધી **સંત કવિઓએ** પોતાનો સર્જન પ્રવાહ વહાવ્યો છે. કુંભાર, સુતાર, વણઝાર, મોચી, દબાએલી સ્ત્રીઓ અને બીજા શોષિત વર્ગોમાંથી આ કવિઓ આવતા હતા. એમાં હિંદુઓ હતા ને મુસ્લિમો ય હતા. કબીર, મૃત્યુંજય, એકનાથ, તુકારામ, જાનબાઇ ને ચાંગદેવનાં નામ કોણે નથી સાંભળ્યાં? બંગાળના ખાનો ઉમરાવ–વર્ગને સંતોષવા માટે રામાયણ ને મહાભારતનાં જ્યારે ભાષાંતર કરાવતા હતા ત્યારે ચંડિદાસથી ચૈતન્ય સુધીના કવિઓ પોતાનાં અંતરની વરાળ કાવ્યો દ્વારા કાઢતા હતા. મુસ્લિમોએ આને માટે સુફીવાદનો આશરો લીધો હતો; હિંદુઓએ ભાગવત-સંપ્રદાયનો. મરાઠીના ભાગવત-કવિઓ પણ માત્ર ભગવદ્–ભજન ગાતા નહતા. તેઓ પણ આડકતરી રીતે સામાજીક સુધારણાની જ વાત કરતા હતા. ગામડાંનું અર્થતંત્ર તૂટતું હતું, કરવેરાનું ભારણ અસહ્ય હતું, રાજાઓ અંદર અંદર લડાઈ કરતા હતા, વ્યાજખોરી વધી હતી—એ બધાં સામેના પડકારરૂપે જ આ ભાગવત–કાવ્યનો જન્મ થયો હતો. ચાલુ ચાતુવર્ણની પ્રથા સામે આમાં બંડ નહતું. એને સ્થાને સ્થાપી શકાય એવી કોઈ સમાજ-રચનાનો તો એમને ખ્યાલ પણ ન હતો. એટલે તેઓ એ પ્રથામાં સુધારણા માગતા હતા. એનાં શુભ તત્વોની તેઓ પુર્નઃપ્રતિષ્ઠા માગતા હતા. સામાજીક ક્રાંતિનો નહિ પણ સુધારણાનો એ રાહ હતો. ચાતુવર્ણના શુભ તત્વોની પુર્નઃપ્રતિષ્ઠા એટલે કે "ભાગવત ચાતુવર્ણ"ની તથા "અવતાર"ની પ્રાર્થના એ આ કાવ્યનાં પ્રધાન લક્ષણ હતાં. ધાર્મિક પરિભાષાદ્વારા આવતી આ માગણીનો જો રાજકીય પરિભાષામાં અનુવાદ કરીએ તો એમ કહી શકાય કે રાજકીય ક્રિયાદ્વારા આર્થિક પુર્નરચનાની એમની માગણી હતી.

આ સંત કવિઓએ જનતાને શો સંદેશ આપ્યો છે? રાજ્યે અનાજનો સંઘરો કર્યો ને પરિણામે મહાન દુકાળ આવ્યો. દામાજીએ પોતાની જવાબદારી ઉપર એ અનાજ

ભંડાર ખોલી નાખ્યો. તેને દંડ થયો ત્યારે છેક નીચલા થરમાંથી આવતા એક મહારે એ દંડ ભરી દીધો. સંત કવિઓએ તો આ મહારને કૃષ્ણ ભગવાન બનાવી દીધો ! જાની જનાર્દન બીજાપૂરનો નોકર હતો તેણે પણ અનાજ લોકોમાં વ્હેંચી દીધું હતું, તેને મૃત્યુદંડ આપવાનો હતો. દશોપંત તો પોતે જ દુકાળનો ભોગ બન્યો હતો. એ વિઘોટી ન ભરી શકયો. તેને બળજબરીથી મુસલમાન બનાવવાનો હતો. જેમ તેમ એ છૂટયો ને કવિ બન્યો. કુડીબંધ આવા લેખકોએ લોકોની જોડે જ સહન કર્યું છે ને તેથી લોક-લાગણીને સ્પર્શતું સર્જન કર્યું છે. એમને મન ને લોકોને મન અવતાર એટલે અન્યાયનો નાશ. એમને મન ને લોકોને મન ચાતુર્વર્ણ્યની પ્રથા એટલે એવી પ્રથા કે જેમાં બ્રાહ્મણ વિદ્યા આપે, ક્ષત્રિય રક્ષણ કરે, વૈશ્ય વ્યવહાર ચલાવે અને એકંદરે ગામની ઉત્પન્નનો છઠ્ઠો રાજભાગ જતાં બાકીનું ધાન ગામમાં જ રહે, એવી વ્યવસ્થા.

સંત કવિતાએ રાજકીય આગેવાની પૂરી પાડી નથી. પણ એ કાળની એક પ્રથમ કક્ષાની જરૂર પૂરી પાડી હતી. એ કાળનાં મુખ્ય અનિષ્ટોને એણે ખુલ્લાં પાડયાં. એમનો ઉકેલ સીધો હતો—દમન કરનારાઓની રાજ્યસત્તાને તોડી પાડવાની માગણી તેઓ કરતા હતા, પણ "અવતાર" દ્વારા તેઓ લોકહિતકારી રાજ્યપ્રથાની ભાવના સેવતા હતા. રાજકારણથી દૂર રહ્યા એટલે એમને નિરાશાવાદી ગણાવવામાં આવ્યા છે.

## ગેરિલા કવિઓ

અંતે લોકનો અવાજ ઉઠયો. તેમનાં અનુભવો ને યાતનાઓએ તેમને રાજકીય આંદોલન તરફ દોર્યા. આ આંદોલનને રાજકીય હેતુઓ હતા અને તેને ચોક્કસ આર્થિક પાયો હતો. વિરોધનો અવાજ ઉઠાવ્યે કશું ન વળે એમ હવે સમજાયું હતું. પરિણામે અંબાભવાની ને ખંડોબા જેવા નવા દેવો ઉભા થયા. રામદાસ આગળ આવ્યો. રામનો એ ભકત હતો. ન્યાયની મૂર્તિ સમ રામ ગણાતા હતા. આદર્શ રાજ્ય એટલે રામરાજ્ય એવી માન્યતા હતી. એટલે જ રામદાસે રામને પોતાના દેવ બનાવ્યા હતા. અને પછી જનતાનો રાજા શિવાજી આવ્યો. તેણે જુની મહેસૂલી પદ્ધતિ રદ કરી, લાગાઓ રદ કર્યા, વેઠની પ્રથા બંધ કરી, અનાજ પેદા થયું હોય એનોજ અમુક ભાગ રાજ્યને, સૌને ખેડવા માટે જમીન, સ્થિર ભોગવટો, આવા આવા આર્થિક સુધારા તેણે દાખલ કર્યા.

જુના ધંધાદારી લશ્કરી આગેવાનો તો ઉમરાવો જોડે ભળી ગયા હતા; એટલે જનતાએ પોતાના નવા જ લશ્કરી આગેવાનો ઉભા કર્યા. જનતાની રાજકીય જાગૃતિને પરિણામે ઉભી થએલી આ નવી ગેરિલા સેનાને લીધે જ મોગલો ને દક્ષિણના મુસ્લિમ રાજ્યોનો પરાજ્ય શકય બન્યો હતો.

**આ કાળે મરાઠી લેખકોનું સ્થાન કયાં હતું ? સંત કવિઓ પરિસ્થિતિનું** પરિવર્તન ઓળખી શકયા ન હતા. બ્રાહ્મણોનું હિત આ ગેરિલાઓથી વિરોધી હતું. એમને તો મોટા પગાર મેળવતા કાઝીઓનું સ્થાન લેવું હતું. મુકુંદ, વામન વગેરે બ્રાહ્મણ કવિઓએ એટલે જ તો આ ગેરિલા આંદોલનનું એક પણ ગીત ન લખ્યું. પણ તેથી કંઇ જનતા તેમના ગાયક વિનાની ન રહી ગઈ. પોવાડો આગળ આવ્યો. જનતાનાં ગીતે પોવાડાનું સ્વરૂપ લીધું.

**પોવાડાનો રચનાર ગેરિલાઓ જોડે પગે ચાલીને કે ઘોડેસ્વાર થઈને ફરતો; લડાઈ ચાલે ત્યારે લડતો ને સાંજે દિવસની લડાઈનાં શૌર્યગીત બનાવતો ને ગાતો.** આ પોવાડા ખુણે ખુણે પહોંચી ગયા. આવા પોવાડાના શ્રેષ્ઠ લેખકે પોતાનું નામ પાડયું હતું—**અજ્ઞાનદાસ.** આ લેખકો જનતામાંના છે ને જનતા વચ્ચે જ છે. તેમનો શિવાજી ઉંચી અંબાડીમાં બેસતો ને લોકોના મુજરા ઝીલતો રાજવંશી નથી. એમનો શિવાજી સદાકાળ તલવાર ઉપર હાથ રાખીને ફરતો નથી. એ તો લોક વચ્ચે નીકળે છે ને સવારીએ ચડે છે ત્યારે લોકોને રામરામ કરતો જાય છે. એ કવિને ઇરાની શબ્દોની સૂઝ નથી. અજ્ઞાનદાસ તેના શિવાજી પાસે બોલાવે છે કેઃ "પહિલા સલામ મામા ભવાનીશંકરલા."

સિપાહીઓ પણ ભાડુતી નથી. એક જ દેશના લોક એમાં છે. પેશ્વાની સેનાનીની જેમ આ પચરંગી સેના નથી. અને એ સેના જનતાની છે. એટલે તો શસ્ત્રો વિષેની ચિંતા પણ પોતે જ કરી લે છે.

'પોવાડા' એ 'સંત કવિતા' પછીનું સહજ પગલું છે. ખેડુ ને કારીગર વર્ગ-વિગ્રહે આ રીતે સ્વરૂપ અને સત્વ એમ બંનેમાં કાવ્યનો નવ-પ્રકાર સર્જ્યો.

ફાસિવાદ સામેના, સ્વાતંત્ર્ય માટેના આ યુધ્ધમાં આપણને આવો ઉન્નત વારસો મળ્યો છે. દુષ્કાળમાંથી, સંઘરાખોરો અને નફાખોરોની ઇંદ્રજાળમાંથી જનતાને બચાવવામાં આ યુધ્ધમાં આપણને એ માર્ગદર્શન કરે છે. ત્યારે આપણા લેખકો કયાં ગયા છે.

સમકાલિન સાહિત્યની ચર્ચા ઉપર આપણે આવીએ તે પહેલાં વચ્ચેનો એક કાળ જોઈ જવાનો રહે છે.

મરાઠા સત્તાની સફળ સ્થાપના થયા પછીનાં પચ્ચાસ વર્ષમાં પરિસ્થિતિમાં પરિવર્તન થયું. નવા રાજ્યના આશ્રયે જુનાં ને નવાં સ્થાપિત હિતો ફરીને સપાટી ઉપર આવ્યાં. કર, વેરા ને લાગા આવ્યા. લડવાનો જ જેનો ધંધો હોય એવો ભાડુતી લડવૈયાનો એક વર્ગ ઉભો થયો. તોપખાનાંનાં નવા શસ્ત્રનું સંચાલન ભાડુતી પઠાણો હસ્તક મુકાયું. રાજકીય જાગૃતિ જેનામાં આવી હતી એવો મરાઠા વર્ગ ગૌણ સ્થાને મુકાઇ ગયો. દેશમાં અસંતોષ વધતો અટકાવવા માટે પરમુલકમાં ચડાઈઓ લઈ જવાનો આરંભ થયો. એ રીતે લશ્કરી તાલિમ પામેલ ઘણા માણસોને તો દેશ બહાર જ રાખવામાં આવતા હતા. જે રજવાડી પ્રથાના અંત માટે પ્રજા લડી હતી એ પ્રથા જ પાછી આવી ગઇ! માત્ર એક પ્રકારના સત્તાધિશોને સ્થાને બીજા સત્તાધિશો આવ્યા. પરિણામે જુના પોવાડાનો વિકાસ અટકી પડયો. નવા પોવાડા આવ્યા ખરા. પણ આ નવા પોવાડા રાજ-દરબારની પ્રશંસાના હતા. દરબારી રાગ સૂર અને તાલ જુના પોવાડાથી તે તદ્દન જુદા હતા—સ્વરૂપમાં ને સત્ત્વમાં.

## નવું કાવ્યસ્વરૂપ—લાવણી

આ નવા પોવાડા જોડે એક નવું કાવ્ય-સ્વરૂપ આવ્યું. એ કાવ્ય-સ્વરૂપ **લાવણીનું હતું. રાજાઓ હવે વીરપુરૂષો રહ્યા ન હતા અને કવિઓ હવે કવિઓ રહ્યા ન હતા.** નિરંતરનાં યુધ્ધે જીવનની સલામતી દૂર કરી હતી. શહેર ને ગામડાંમાં જાણે સૈનિકોના મધપુડા જામ્યા હતા. સ્ત્રીઓને તેમના પતિને મળવાનું ય દુર્લભ હતું.

વર્ષમાં માંડ એક વાર મળવાની તેને તક મળતી. જ્યારે બીજી બાજુ, જુવાન સૈનિકોના ફાંસલામાં ફસાઈ જવાનો ભય તેની સામે આવીને ઉભો હતો. રાજાઓ ને મોટા ઉમરાવોના દરબારમાં પ્રાંત પ્રાંતની લલનાઓ એકઠી મળતી હતી. આ વાતાવરણમાં કવિઓ ન શોભે. ત્યાં તો શોભે આવી નારીઓને રીઝવી જાણનારા ને ફસાવી લાવનારા **એવા લોકોની એ જમાનાની કવિતા એ લાવણી.**

લાવણીએ જુનાં ભાગવત-કાવ્યનું અનુકરણ કરવાની કોશિષ કરી. પણ તેને સફળતા ક્યાંથી મળે ? ભાગવતનો માનવતાવાદી કૃષ્ણ લાવણીમાં તો અનીતિમાન લુંટારો બની ગયો; અને ગોપીઓ સ્વચ્છંદ-વિહારીણીઓ બની ગઇ.

## પંડિત કવિતા

લાવણીની સાથો સાથ બીજું કાવ્ય-સ્વરૂપ ઉભું થયું **પંડિત કાવ્યનું.** પુરોગામી ને સમકાલિન બધાં સ્વરૂપોથી તેનું સ્વરૂપ જુદું હતું. તેનું વસ્તુ પણ જુદું હતું. ચાતુવર્ણના સંરક્ષક એવા આ પંડિતોએ સંત કાવ્યની પધ્ધતિને ન સ્વીકારી; વધુમાં, રજવાડી પ્રથાના પક્ષકાર હોઈ એટલે એમણે પોવાડાનો પણ ત્યાગ કર્યો. રજવાડી લુંટમાં તેઓ ભાગ પડાવતા, પણ રજવાડાશાહીનો ઔધ્ધિક સ્વીકાર જ એમણે કર્યો હતો, એ પ્રથાની અનીતિ જોડે તેઓ સંમત ન હતા; એટલે એમણે લાવણીનો પણ અસ્વીકાર કર્યો. અને સંસ્કૃત સાહિત્યના છંદો તરફ તેઓ ફર્યા. આ પંડિત કાવ્યનો મુખ્ય પ્રતિનિધિ મોરોપંત છે. જનતાથી વિમુખ એવા આ લોકોએ રજવાડી પ્રથાને જ સહાય કરી છે.

**શોષિત જનતા પાછી ભજન ને પોવાડા તરફ ફરી.** જે ગરીબ બ્રાહ્મણો અને બુધ્ધિમાનોનું ચિત્ત ભજનો, પોવાડા કે લાવણીમાં ગોઠતું ન હતું તે બધા પંડિત કાવ્ય તરફ ફર્યા. જનતાનું સાહિત્ય નાશ પામ્યું હતું. સંત કાવ્ય પડી ભાંગ્યું હતું. બે હજાર વ્રતવાળા જુના ચાતુર્વર્ણ સંપ્રદાય ઉપર 'જ્ઞાનેશ્વરી' અને મુસ્લિમ આક્રમણ દ્વારા ઇતિહાસે એક ફટકો માર્યો હતો. બીજો ફટકો બ્રિટિશ આગમને લાવણી ઉપર માર્યો. પણ આ ફટકો કવેળાનો હતો. જ્ઞાનેશ્વરના કાળમાં તો જનતા જાગી હતી અને તેથી જુની પ્રથા ઉપરનો ફટકો શુભ-પરિણામદાયી હતો. જ્યારે આ વેળાનો ઘા કરનારી સંસ્કૃતિ વધારે તાકાતવાળી હતી. એ ઘા નીચે જાણે મરાઠી સાહિત્યના ફાડચા ઉડી ગયા. જનતાના પરાજયનાં દામ સાહિત્યે આ રીતે ચૂકાવ્યાં.

## બ્રિટિશ વિજયનાં ફળ

સૈકાઓનાં વહાણાં વીતા ગયાં છે ને તો ય જનતા આ સાહિત્યને વીસરી નથી ગઈ. રાજકીય, આર્થિક કે ધાર્મિક પ્રચાર કરવાની ફરજ આ સાહિત્યકારોને કોઇએ પાડી ન હતી. પણ જનતા જોડેની આ સર્જકોની એકતાને પરિણામે જ આવાં સાહિત્યનું સર્જન શકય બન્યું હતું. **જનતાથી જે દૂર રહ્યા એમણે કાવ્ય નથી આપ્યું; એમની તો માત્ર બાટાઈ જ રહી છે.**

આ લેખકોમાંથી ઘણાખરા તો જનતામાંના જ હતા. જનતાનાં દુ:ખ એમનાં

દુઃખ હતાં. એમનો એ અનુભવ એમનાં સર્જનના પાયામાં રહ્યો છે.

એમનાં સાહિત્યનો મોટો ભાગ સ્પષ્ટ રીતે જ પ્રચારાત્મક રહ્યો છે. નવી પરિસ્થિતિ પેદા કરવાની જનતાની ઝંખનાનો આ કવિઓએ એમનાં કાવ્યોમાં સ્પષ્ટ અને બુલંદ પડઘો પાડયો છે. એમ તો, ધાર્મિક કે આધ્યાત્મિક રંગે રંગાએલું એ સાહિત્ય હતું; પણ તેમ છતાં, જનતાનાં ભૌતિક હિતોની હિમાયત એમાં સાફ સાફ દેખાતી હતી.

આવા આ ભૂતકાળની સાથે સમકાલિન મરાઠી સાહિત્યનું મૂલ્યાંકન કરો. જ્ઞાનેશ્વર પછીના દોઢ શતકનું સાહિત્ય જુઓ અને લાવણી પછીના દોઢ શતકનું સાહિત્ય જુઓ. કઇ નવી પ્રણાલી આપણે સર્જાવી છે? કઇ જુની પ્રણાલીને આપણે વિકસાવી છે? જ્ઞાનેશ્વર પછી કુંભારો, વણકરો, દરજીઓ, કારીગરો ને સ્ત્રી-પુરૂષોએ, હિંદુઓ ને મુસ્લિમોએ સાહિત્યક્ષેત્રે પ્રવેશ કર્યો હતો; ને સ્વાતંત્ર્યની માગણી નિરંતર આગળ ધર્યા કરી હતી. સમકાલિન મરાઠી સાહિત્ય, ખાસ કરીને ૧૯૨૦ પછીનું સાહિત્ય, આ દૃષ્ટિએ નિષ્ફળ નિવડે છે. શોષિત જનતાનો એ સાહિત્યે દ્રોહ કર્યો છે.

૧૮૫૭ સુધી પરાજીત રજવાડાં પોતાની સત્તા પાછી મેળવવાનાં સ્વપ્નાં સેવતાં હતાં. પણ તેને માટે તેમને જનતાનાં મુક્તિ આંદોલનનો ખપ ન હતો. રાજકર્તાઓનું કાવત્રું, બ્રિટિશ લશ્કરને સપડાવવાની ચાલ—આવાં આવાં તેમનાં શસ્ત્ર હતાં. જનતાને તો માંડ માંડ શાંતિ મળી હતી. અશાંતિ ને અંધાધૂધીમાંથી તેમને શાંતિ ને સ્થિરતા આપનાર નવું શાસનતંત્ર, તેમનું અપાર શોષણ કરતું હોવા છતાં, તેમને ઠીક લાગતું હતું. ખેતી ને કારીગીરીના વિકાસની હવે તક મળશે, એવી તેમની માન્યતા હતી. પંડિત લેખકો શાસક-વર્ગની સેવા કરતા થયા હતા. જનતાનું સાચું સાહિત્ય ફેંકાઈ ગયું હતું.

પણ, ખરો પરિવર્તનોનો કાળ પાકતો જતો હતો. નવી બ્રિટિશ સત્તા હિંદની જુની સામાજીક રચના ટકવા દે એમ ન હતી. જુના રજવાડી સંબંધો તૂટતા હતા. જુનું અર્થતંત્ર તૂટતું હતું. રેલ્વે, તાર, ટપાલ, કારખાંના સ્થળે સ્થળે ઉભાં થતાં હતાં. વ્યાજખોર ને જમીનદાર વર્ગ ખેડુને વધારે ને વધારે શોષતો હતો. ખેડુ જમીન ઉપરથી ઉખડીને મજુર બનતો હતો. પણ એ મજુર નૂતન સમાજ-રચનાનો ઝંડાધારી બને એવો હજી મોકો ન હતો. હજી તો એ અર્ધખેડુ-અર્ધમજુર હતો. તેનું દષ્ટિબિંદુ હજી જુનું હતું. માત્ર બુદ્ધિજીવી-વર્ગ જાગૃત થયો હતો ને સ્વાતંત્ર્યની માગણીને અવાજ આપતો હતો.

## રાજદ્વારી ગદ્ય અને નવલો

મધ્યમ-વર્ગને, ઉગતા મૂડીવાદી વર્ગને ને કિસાનને સ્વાતંત્ર્યની ભાવના કોણે આપી? યુરોપનાં ને ખાસ કરીને ઇગ્લાંડનાં લોકમતવાદી સાહિત્યમાંથી પ્રેરણા મેળવી મેળવીને એ ભાવનાનો પ્રચાર ચિપલુન્કરે, આગરકરે ને રાનડેએ કર્યો. વર્તમાનપત્રોનો તેમણે જનતાનાં હથિયાર તરીકે ઉપયોગ કર્યો. મધ્યમ-વર્ગ ને કિસાનોને એમણે આવાહન આપ્યું. ખેડૂઓના પ્રશ્નોની ચર્ચા ટિળકે ખૂબ કરી છે. તેનાં ધારદાર વાકયો હજી આજપર્યંત ગાજતાં રહ્યાં છે. પરંતુ તેઓ જે વર્ગને ઉદ્દેશી બોલતા લખતા હતા, તેમની મર્યાદાઓથી આગળ ટિળકની વિચારસરણી પણ ન જઈ શકી. સામાજીક ક્ષેત્રે કંઈક પ્રત્યાઘાતી વિચારોને ય ટેકો આપ્યો છે. રાજકીય વિવાદ જોડે સામાજીક પ્રત્યાઘાતનું જોડાણ

ટિળકમાં થયું હતું. એકંદરે તેમની સેવા અવગણી શકાય એવી તો નથી જ. મધ્યમ વર્ગમાં જાગૃતિ લાવનાર અને રાષ્ટ્રવાદના પહેલા પ્રતિનિધિ તરીકેનું તેમનું સ્થાન નિશ્ચિત જ છે. **સાહિત્યદ્વારા જનતાનું સંગઠન રચનાર પહેલો ને છેલ્લો નિબંધકાર ટિળક છે.** ત્યાર પછી પચ્ચાસ વર્ષે કમ્યુનિસ્ટ આવ્યા ત્યાં સુધી આ ક્ષેત્રમાં શૂન્યતા જ છે.

જુની સામાજીક રચના તૂટી પડી હતી અને ત્યાં મુલ્યાંકનો ઉભાં થતાં હતાં. નવાં જીવન જોડે નાતજાતની પ્રથા બંધ બેસતી ન હતી. ધર્મપરિવર્તનમાં કેટલાકને બૌધ્ધિક સંતોષ મળતો, બીજાઓને એમાં આર્થિક રાહત દેખાતી. આ પરિસ્થિતિમાં અગરકર, ફૂલે વગેરેએ નિબંધોદ્વારા સમાજ સુધારણાની ઘોષણા કરી હતી.

પણ આ કાળનાં ધ્યાન ખેંચનારા બે સર્જનો, બીજા બે લેખકોની કલમમાંથી આવ્યાં. એ નિબંધકારો ન હતા, એ તો નવલકથાકારો હતા. **'કાલ તર કઠીન આલાં'** અને **'આનંદ મઠ'** એ બે નવલકથાઓ હરિ નારાયણ આપ્ટે ને બંકિમચંદ્ર તેના લેખકો. કિસાનોની કઠીન બનતી જતી સ્થિતિ, જુની સમાજરચાનાનો વિનાશ, મધ્યમ–વર્ગની પાયમાલી વગેરેનો આમાં ચિતાર છે. બંકિમના આનંદમઠે તો આપણને 'વંદેમાતરમ' પણ આપ્યું છે. આમ ફરી પાછું સાહિત્ય જનતાની સમીપ આવી રહ્યું હતું; કળા જનતાની સેવિકા બનતી જતી હતી. આપ્ટેએ મધ્યમવર્ગની ઉર્મિઓને જબાન આપી હતી. કામદાર–વર્ગનો પ્રતિનિધિ લેખક હજી આવવાનો હતો. કામદાર–વર્ગ હજી સ્વતંત્ર વર્ગ તરીકે સ્થાપિત થયો જ ન હતો.

## બંડખોરીનો કમજોર અવાજ

હીંદી સ્વાતંત્ર્યનું આંદોલન, આંતરરાષ્ટ્રીય મુડીવાદનો વિકાસ, હિંદી મૂડીવાદ ઉપરનું આક્રમણ અને તેની સામે બહિષ્કાર ને હડતાલના શસ્ત્રનો પ્રયોગ, શાહીવાદી દમન તથા પહેલા વિશ્વયુદ્ધને પરિણામે જન્મેલી પરિસ્થિતિ—આ બધાંથી સાહિત્ય અણસ્પર્શ્યું કેમ રહે? દમને લેખકના કર્તવ્યને મુશ્કેલીમાં મુકયું હતું. શંકર મામાજીના જુલમની વાત કરનાર લેખક ઉપર જો લોક પથરા ફેંકતા તો શાહીવાદના જુલમ વિષે કલમ ઉઠાવનારને કાળાપાણીની સજા મળતી. એટલે પોતાની રોજ બ રોજની મુસીબતોને લેખકો રૂપક–કથાઓ દ્વારા રજુ કરવા લાગ્યા. ઈતિહાસનાં જુના પાત્રો અને જુના પ્રસંગોને ખોળી ખોળીને તેમની દ્વારા પોતાની વર્તમાન હૈયાં વરાળ કાઢવા લાગ્યા. **ખાડિલકરના "કિચકવળમાં"** કર્ઝનશાહી ઉપરજ આડકતરો પ્રહાર હતો. એ નાટકને ગેરકાનુન ઠરાવવામાં આવ્યું હતું. ઐતિહાસિક નવલકથામાં મરાઠા–મુસ્લિમ વિરોધ આવી ગયો, પરિણામે એ કોમીવાદ બની ગયું અને જનતાના હિતની રજુઆત કરવાનો હેતુ ન સર્યો. રાજકીય આંદોલનમાં હજી જનતા ખેંચાઈ ન હતી અને તેથી આ અવાજમાં જોઇએ તેટલી તાકાત ન હતી. ટિળકની ધરપકડ થઇ ત્યારે મુંબઈના કામદારોએ ત્રણ દિવસની હડતાલ પાડી હતી. હિંદી કામદાર–વર્ગમાં આમ આંદોલન દ્વારા રાજકીય માગણી રજુ કરવાની તાકાત સર્જાઇ રહ્યાના શુભ ચિહ્ન તરીકે લેનિને આ હડતાલને ગણાવી હતી. આવા આ મહાન પ્રસંગનો પડઘો આપણા સાહિત્યમાં ન પડયો. મધ્યમવર્ગીય સાહિત્યકો કામદારવર્ગના ઉર્મિ તંત્રને લેશમાત્ર પણ સમજી શકયા નહતા.

આ સદીના પ્રાતઃકાળે આપણા સાહિત્યકારો પલટાયેલી પરિસ્થિતિને પુરા

વફાદાર ન રહી શકયા; એ પછી આજ સુધી પણ એમ જ ચાલ્યું છે. પહેલા વિશ્વયુધ્ધમાં હિંદમાં બે કટોકટીના કાળ આવી ગયા. ૧૯૨૦-૨૧ અને ૧૯૩૦-૩૨ ના આ બે કાળ. મધ્યમ-વર્ગ, કામદાર વર્ગ અને કિસાન વર્ગ રાજકીય આંદોલનમાં ને સંગઠનમાં ખેંચાયા. પણ આ બધાનો પડઘો આપણા સાહિત્યમાં કયાં છે? આપણા સાહિત્યમાં ઉપર ઉપરનો લેબાસ કર્યો છે પણ ઉર્મિનિરૂપણ એનું એ જ રહ્યું છે. ગડકરીએ આપણને શેતલ માનસ ધરાવતી નાયિકાઓ જ આપી છે. ખાડિલકરનો આતસ બુઝાઇ ગયો હતો; જો કે તેની શૈલી સુધરી હતી. નવા મૂડીદાર વર્ગના દૃષ્ટિબિંદુનું વિવેચન કોલ્હાટકર આપતા હતા. વિદ્યાર્થિઓના અસહકારે એક નવલકથા આપી. સામાજીક પરિસ્થિતિમાં પરિવર્તન આવ્યું હતું. આપ્ટેના કાળમાં નારીની જે દશા હતી એ હવે રહી ન હતી. હવે તો સ્ત્રીઓ દિવસમાં પણ પતિ જોડે વાતચીત કરી શકતી. અને નિર્દોષ તથા ફેશને-બલ, મધુરી ને વાકપટુ એવી એ કોલેજ કન્યાને નવલકથા ક્ષેત્રમાં ફડકેએ જ પ્રવેશ કરાવ્યો. એવી જ રીતે કોલેજ-કુમાર પણ. આ નવીનતા હતી ને સાચી દિશામાં એ નવીનતા હતી. પણ ફડકે આ યુવતિઓ વચ્ચે, જ્યાં હતા ત્યાં જ રહ્યા. નવી કોલેજ-કન્યા જાગૃત બની છે. પણ ફડકે તો શહેર અને ગામનાં નામ, કોલેજનાં નામ ને યુવતીનાં નામ ફેરવી ફેરવીને એકની એક વાત આપણને કહ્યા કરે છે. પરિવર્તનના કાળમાં આ મધ્યમવર્ગીય યુવતીને ઓળખવામાં તેઓ નિષ્ફળ ગયા છે. તેમનું 'સત્ત્વ' હવે વાસી થઇ ગયું છે, તેની ચમકતી શૈલીને પરિણામે જ આજે તેમના માટેનાં લોકાદર ટકી રહ્યો છે. અને દુઃખની વાત છે કે તેમની ચમકદાર શૈલીનો દુરૂપયોગ તેઓ સાવ વાસી વિચારણા ને ઘટના માટે કરી રહ્યા છે.

પરંતુ, આ દરમિયાન નવાં બળો ઉભાં થયાં છે. કિસાન રંગભૂમિ ઉપર આવ્યો છે. તેનાં વેગીલાં આંદોલન ને સંગઠન સાથે કામદાર પોતાની હડતાળો લઇને બહાર આવ્યો છે, ને તેણે પોતાના રાજકીય વર્ગની સ્થાપના કરી છે. છતાં, આ દબાયેલા ને શોષાયેલા વર્ગોને સાહિત્યમાં કયાંય સ્થાન નથી મળ્યું. આપણા લેખકોએ સોળમી સદીના પોતાના ઉન્નત વારસાને વિસારે પાડયો છે.

એટલું જ નહિ, આપણા લેખકોમાંથી કેટલાય કોમીવાદના ભોગ બની ગયા છે.

બ્રિટનના સામ્રાજય-વિસ્તારને પરિણામે, દુનિયાનાં બજારની સ્થાપનાને પરિણામે હિંદ આખી દુનિયા જોડે સંકળાઈ ગયું છે. બીજા દેશોમાં આપણાં સ્વાતંત્ર્ય માટે જે અવાજ ઉઠે છે તેનો પડઘો આપણે સાંભળવા પામીએ છીએ. એ દેશોના કામ-દારો જોડે એકતા અને સહિયારા શોષકો સામે સહિયારી નફરત આપણે અનુભવીએ છીએ. પણ આપણા લેખકો હજી આ ભ્રાતૃભાવ નથી પિછાની શકયા. પર્લ બક અમ-રિકી પ્રજા આગળ ચીનનું પ્રતિબિંબ રજૂ કરે છે. ચીન જોડે આટઆટલું સંસ્કાર-સામ્ય ધરાવતા આપણે તેનો અનુવાદ પણ નથી આપી શકયા! કાચળીમાં સંકોચાઇ જવાની આટલી બધી તીવ્ર કૂર્મવૃત્તિ આપણામાં ઘર કરી બેઠી છે. બીજું ગયા વિશ્વયુદ્ધનો સૌથી મહાન ને અસરકારક બનાવ રૂસની ક્રાંતિ છે. આપણા લેખકો તેનાથી પણ અણ-સ્પર્શ્યા રહ્યા છે. પરિણામે સમાજવાદ ને જગત-મુક્તિના એ દુર્ગ તરફની આપણી સમજણમાં આપણે નાઝી પ્રચારના ભોગ બન્યા છીએ.

આમ, આપણું અદ્યતન મરાઠી-સાહિત્ય જીવન ને વાસ્તવથી સાવ વિખુટું પડયું છે. રાજકારણમાં એ મવાળ મનોદશા દાખવતું રહ્યું છે, અને ઝડપથી પલટાતા ઇતિહાસની કટોકટી પ્રત્યે તે અંધ અને બંધિયાર બની ગયું છે.

# નવમતવાદ

આડકતરી રીતે, એટલે કે ઇતિહાસ અને પુરાણ કથાઓની આડમાં નવા વિષયો છણવાની પધ્ધતિ હવે ચાલે તેમ ન હતી. જનતાનાં આંદોલનો ને જનતા ખૂબ આગળ વધી રહ્યાં હતાં. સીધી ને સાફ વાત કહેવાની જરૂર હતી. અને એ પધ્ધતિએ સાહિત્યમાં નવું નામ ધારણ કર્યું, તેનું જ નામ **નવમતવાદ.** જનતા, તેમનાં આંદોલનો, કામદાર વર્ગ અને સમાજવાદની ફિલસૂફી તરફ નજર હોવાનો તેનો દાવો હતો. પરંતુ હકીકતમાં તો આ લોકો નવાં 'લેબલ' નીચે 'અંધેર'નેજ ઉત્તેજન આપનારા હતા. જુના લેખકો જ્ઞાન માટે ગૌરવ લેતા હતા; જ્યારે આ નવમતવાદીઓ પોતાના અજ્ઞાન માટે ગૌરવ લેતા હતા. કામદાર-વર્ગ તરફની તેમની દૃષ્ટિનું પરિણામ તો થોડા વખતમાં જ જોવા મળ્યું. હલકી જાતીય વાતો, ટોળાં સાથે લાંબાં ભાષણ, દારિદ્રય ને શોષણ વિષેની થોડી ચર્ચા, પોલિસનું આગમન ને તેમના ઉપર પત્થરોનો વરસાદ, પ્રેમની થોડી છાંટ—આવી વસ્તુ ઉપર આ કથાઓ રચાતી હતી. ફડકે, **ખાંડેકર, માડખોલકર, વરેરકર, હડપ** વગેરેએ આ ક્ષેત્રમાં હાથ અજમાવ્યો. પણ પરિણામ એનું એ. પેલાં એનાં એ મધ્યમ-વર્ગી પાત્રો કામદારોનાં નામો ધારણ કરી આવવા લાગ્યાં! આ નવમતવાદી લેખકોએ કામદારોના વર્ગની સમીપ પોતાની કલાને લઇ જવાને બદલે, કામદારોનાં જીવનને પોતાની કલમના કક્ષા અનુસાર ચિતરી નાખ્યાં. પરિણામે ન કલા રહી, ન નવમતવાદ રહ્યો.

આ વાત સમજાય એવી છે. આ લેખકો લખતા થયા ત્યારે તેમના ઘડતર ઉપર ઉંડી અસર પાડનારો વર્ગ મધ્યમ વર્ગ જ હતો. એ પછી આર્થિક અને રાજકીય કટોકટી આવી, નવા વર્ગો આગળ આવ્યા, તેમને નવા અનુભવો થયા ને પરિણામે નવા બળો, નવા પક્ષો ને નવા વિચારો આગળ આવ્યા. આપણા આ લેખકો નવી પસંદગી ન કરી શકયા; એમના સંબંધો, અનુભવો અને સામાજીક બંધનો તો જૂનાં રહ્યાં-એમની બુદ્ધિએ નવમતવાદ તરફ પગલાં માંડયા છતાં ય ઈતિહાસનો વિકાસ તેઓ જોતા હતા ને નવાં બળો જોડે જવાની મહેચ્છા પણ સેવતા હતા. પણ એને પચાવી જવા માટે તો તેમને લગભગ પુનર્જન્મ લેવાની જરૂર હતી. પાછલી અનુભૂતિઓને નવો જન્મ આપવાની જરૂર હતી એ તેઓ ન કરી શકયા. પરિણામે નવમતવાદને નિષ્ફળતા મળી. જનતાના વીરતાભર્યા જંગોને તેમણે પોતાનાં નાના યુગલોમાં, પ્રેમ-મિલનનાં પ્યાલાં બનાવ્યાં. જુના વખતમાં પ્રેમીઓનું મિલન-સ્થાન બંડગાર્ડન કે મલબાર હિલ હતું. હવે એ મુલસી કે પરેલની ચાલીમાં મુકાયું. જાણે દલિત માનવતા તેમની કથા કે તેમના કામમાં રંગ પૂરવા માટે જ રિબાતી હશે! જનતાનાં તાકાત, ઐકય, ભવ્યતા, વીરતા, કાર્યવેગ, આશા, શ્રધ્ધા, વિજયની અડગ ઇચ્છા—આ બધું આપણા આ બિચારા કલા-કારોને દેખાયું નહિ. પ્રેમનું તત્વ કથામાં રહેવું જોઇએ ને રહેશે જ, પણ એ ચડી બેસે એમ ન થવું જોઇએ. ખરૂં વકતવ્ય સમજવા માટે શોલોખોવ કે ગોર્કીનો અભ્યાસ કરવાની હું ભલામણ કરૂં છું.

આ નવા લેખકોમાંથી ઘણાખરા પોતાની મર્યાદા સ્વીકારે છે, એ એક શુભ ચિહ્ન છે. પણ તેમાંના કેટલાક એવો સ્વીકાર કરવાને બદલે કહે છે કે સમાજવાદને કળાનું વસ્તુ બનાવી શકાય નહિ. આવાઓને અમે એટલુંજ કહીએ છીએ કે, ગભરાવ છો શું કામ? સમાજવાદનો ઉપદેશ ઠાલવી નાખવાનું અમે તમને કહેતા નથી. જે કાંઇ કહીએ

છીએ તે એ જ કે જનતાના જીવન જોડે ઓતપ્રોત થાવ, તેના દુઃખ ને તેમની મુશીબતો જુઓ, તેમની ઉર્મિઓ તમારી પોતાની કરી લો. એ પછી એને સાહિત્યનું વસ્તુ બનાવો. કોઈ પાત્રના મુખે કમ્યુનિસ્ટ જાહેરનામાંનો ઉપદેશ તમે નહિ કરાવો તો અમે વાંધો નથી લેવાના. તમારા પાત્રોને જનતાના પરિવર્તન જોડે નવેસરથી ઘડો; કૃપા કરીને તમારા મનના તરંગો અનુસાર જનતાનું નિરૂપણ ન કરો. આટલું કરશો તો બંધિયાર પાણી વહેતાં થશે. તમારાથી એમ ન થાય તો જનતાના નવા કલાકારોને જ એ વર્ગો ને વિષયો વિષે લખવા દો. હવે એ નવા કલાકારો ય આગળ આવતા જ જાય છે.

# મરાઠી સાહિત્યમાં કટોકટી

નાઝીવાદના વિજય પછી ને ખાસ કરીને બીજા વિશ્વયુધ્ધના આરંભ પછી મરાઠી સાહિત્યની કટોકટી ગંભીર બની ગઇ છે. નાઝીવાદ બ્રિટિશ વિરોધી છે એવા ખોટા ખ્યાલે પ્રેરાયેલા આપણા કેટલાક લેખકો તેના પ્રસંશકો બની ગયા હતા. ટિળકના રાજકીય ઉદ્દામવાદને ભૂલી જઇને તેમની સામાજીક પ્રત્યાઘાતી વૃત્તિઓને જ અનુસરીને "કેસરી મંડળ" જેવા કેટલાક સાહિત્યકારો કોમીવાદને પંથે પડયા છે. જગતવ્યાપી મહાઆંદોલનનું સાચું મૂલ્યાંકન આપણા લેખકો નથી કરી શકયા. અલબત્ત, તેમનામાંનો એક સમૂહ રાષ્ટ્રવાદને માર્ગે આગળ વધે છે ને એટલા પૂરતું આવી દિશામાં તેમણે એક પગલું આગળ માંડ્યું છે.

**એ વિષે ય સંશય નથી કે રાજકારણ ને જનતાના જીવનની કલાક્ષેત્રમાં રજુઆત કલાના નિયમો અનુસાર જ થવાની.** પછી કોઈ પણ કારણે રાજકારણને વિકૃત બનાવવાનું તો મુનાસિબ નથી જ. એ કળા નથી, કળાની અવનતિ છે.

આજે તો, પ્રગતિશીલો પણ કટોકટીમાં આવી પડયા છે. હિંદના ને દુનિયાના લોકોની ઉર્મિઓ જેઓ પોતાની કરીને અનુભવે છે એવા નવા સર્જકો પાસે કળા ચાલી ગઈ છે. કામદાર વર્ગના લેખકોમાંથી શ્રેષ્ઠ કથાઓ ને કાવ્યો આવવા લાગ્યાં છે. અઢારમા શતકમાં જે પોવાડા અટકી ગયા હતા તેને એક કામદાર-કવિને હાથે પુનઃજીવન મળ્યું છે. **અણ્ણા સાઠેએ સ્તાલિનગ્રાદનો પોવાડો રચ્યો છે.** સ્તાલિનગ્રાદ આપણા કામદારોનું પ્રેરણાધામ બની ગયું છે એટલે જ, એ વર્ગના એક બેટાને સ્તાલિન-ગ્રાદમાંથી પ્રેરણા મળે છે. **લોક-કળા નવા દેહે ને નવા સ્વરૂપે પુનઃજીવન પામે છે—** અને એ કમ્યુનિસ્ટ વિચારસરણીના કારીગરોને હાથે. પ્રવાહ હજી નાનો છે પણ જન-તાને તેણે આકર્ષી છે. જનતાનાં કળા ને સાહિત્ય માટે કયાં નજર માંડવી એ સવાલનો જવાબ આ હકીકત આપી રહે છે.

સાહિત્યનાં બધાં અંગોની સમીક્ષા હું નહિ કરું. હું તો માત્ર આજની જરૂર તરફ અંગુલિનિર્દેશ કરીશ. ફાસિવાદ સામે, સંઘરાખોર ને નફાખોર સામે, દુષ્કાળ સામે દેશની રક્ષા—આ આજની પ્રધાન આવશ્યકતા છે. પ્રજાએ પ્રજાનાં સંપૂર્ણ સ્વાતંત્ર્યના પાયા ઉપર દેશનું ઐકય સાધીને રાષ્ટ્રીય સ્વાતંત્ર્ય તરફ આગળ વધવાની આજની જરૂર છે. આ ઉર્મિઓને કળા-સ્વરૂપે રજુ કરવાની કળાકારો પાસે પ્રજા અપેક્ષા રાખે છે.

થોડાં દૃષ્ટાંતો આપીને મારાં વકતવ્યને હું સમજાવું છું. જનતા ને નાયકો જેમાં એક થઇને દમન સામે ઝઝૂમ્યાં હોય એવી ઐતિહાસિક નવલકથા આપણને જોઇએ છે.

માત્ર નાયકોનાં ગુણગાન આપણને ખપતાં નથી. અમેરિકાનાં સ્વાતંત્ર યુદ્ધનું સચોટ નિરૂપણ કરતી 'રેબલ ઈન આર્મ્સ' નામની નવલકથા જેવી નવલકથા આપણને જોઇએ. રાહુલ સાંકૃત્યાયને 'વોલ્ગાસે ગંગા'માં જે રીતે સામાજીક પરિવર્તનોના તબક્કા રજુ કર્યા છે એ રીતની રજુઆત આપણને જોઇએ છે. વર્તમાન સાહિત્યનું એ અનુભવ સર્જન છે. ભારતીય ભાષાઓમાં તેની હરોળમાં બેસી શકે એવું બીજું સર્જન નથી. કાળ–કાળાંતરના દલિત ને શોષિત લોકની ઉર્મિઓને મૂર્ત કરનાર કળાકાર તરીકે મહાપંડિત, મહાવિદ્વાન, યુદ્ધ-ફિલસુફીનાં નિષ્ણાંત કમ્યુનિસ્ટ રાહુલજી આપણી સમક્ષ મહાન સાહિત્યકારરૂપે ઉભા છે. રાજકીય નવલકથાના દ્રષ્ટાંત તરીકે સ્ટાઈનબેકનું 'મૂન ઈઝ ડાઉન' પૂરતું છે. મધ્યમવર્ગીય ત્રાસવાદીઓનાં નિરૂપણમાં પણ મરાઠી સાહિત્ય શરદબાબુની 'પથેર દાબી'ની કક્ષાએ નથી આવ્યું.

દુનિયાનાં સાહિત્યમાં તો એવાં કંઇક કળા–સર્જનો છે કે જેની કક્ષાએ પહોંચવા માટે આપણે ઘણો શ્રમ લેવો પડશે. એ સાધના માટે તો લેખકોની શિસ્તબદ્ધ સંસ્થાની જરૂર પડશે. કળા સ્વયંભૂ છે એવા ખોટા ખ્યાલો ફગાવી દઇને આપણે જ્યાંથી મળે ત્યાંથી શીખવાની નમ્રતા દાખવવી પડશે. કળાકાર જાણે એકલવાયું અણું છે ને તેને કોઈની જોડે સંબંધ નથી એવી અવળી માન્યતાનો ત્યાગ કરવો રહેશે. સ્પષ્ટ આદર્શો અને તેને વ્યવહારમાં મૂકનારી સંસ્થા આપણને જોઇએ. તો જ આપણે દમન ને દુઃખનાં 'અચળાયતન'નો નાશ કરવા ને સ્તાલિનગ્રાદની વીરતાનાં ગાન ગાવાને સમર્થ બનશું. લેખકો ને કળાકારો માનવતાના આત્માના સ્થાપત્ય-નિયોજકો છે એવી વ્યાખ્યાને યથાર્થ ઠરાવવા માટે આપણે આ બધું કર્યે જ છૂટકો છે.

# સોવિયેતમાં કલાકાર

બકુલેશ

ઈતિહાસની અને કાળની કૂચના વહેણની સાથોસાથ, પશ્ચિમના મુલ્કોમાં તેમજ બીજા શાહી-મૂડીવાદી દેશોમાં કલાકારો અને કલા-વિવેચકો અને તેમની મુંઝાઈ ગએલી જનતા 'કલા' વિષે અને કલાનાં વિવિધ 'અંગઉપાંગો' વિષે તેમજ કર્તવ્યક્ષેત્ર વિષે અનેક પ્રકારના આભાસી ખ્યાલોમાં અટવાતી રહી છે. એટલું જ નહિ પણ સોવિયેતની કલાને કઇ દ્રષ્ટિએ નિહાળવી, સોવિયેતના ચિત્રશિલ્પને અને ચિત્રરંગોને તેમજ ચિત્ર-ચોરસાના વિષય—વસ્તુ કથાને કયા દ્રષ્ટિકોણથી અવલોકવા એની મુંઝવણમાં તેઓ અનેક આભાસી ખ્યાલોના ભોગ પણ બનતા રહ્યા છે.

જો કે આ બધાના આભાસી ખ્યાલો લેનિનથી માંડીને આજના નેતાઓ અને વિચારકોએ ખૂબીથી, રચનાત્મક રીતે અને તન્દુરસ્ત વલણ તેમજ ઐતિહાસિક દ્રષ્ટિ વડે દૂર કરી, 'સાચી કલા'નાં મંડાણ અને ઉત્થાન માટેની ભૂમિકા રજૂ કરવાનો પ્રયત્ન કર્યા જ કર્યો છે.

દેશના અને સમાજ જીવનનાં ધોરણને અને રસને તેમજ માનસને ઘડવામાં 'કલા' કેટલી ઉપયોગી ભૂમિકા ભજવી જાય છે, એ તો સોવિયેત કલા પરથી જ સમજી શકાય! મહાન ક્રાંતિકારી, પ્રખર વિચારક અને માનવતાના ઉદ્ધારક લેનિને કલાનું હાર્દ સમજાવતાં સ્પષ્ટ જબાનમાં જણાવ્યું હતું કે :—

"કલા જનતાની જ વસ્તુ છે; અને કલાનાં મૂળ, એનાં નાનાં નાનાં મૂળ-તન્તુઓ જનતાના—સમુદાયનાં અંતરતલમાં જ વણાઈ ગૂંથાઈ ગએલાં હોવાં જોઈએ. જનતા એને ઝીલી શકે, જનતા એને ઉજવી શકે, જનતાને એ જીવનમાર્ગ દાખવી શકે એ જ કલા જનતાની કલા, જનતાભોગ્ય કલા બની રહે છે.

"આવી જનતાની કલાએ ઉર્મિઓને સામાજીક રૂપે એકત્રિત અને સંગઠિત બનાવવી ઘટે; સમુદાયની ઇચ્છાશક્તિ, એમની પ્રેરણા, એમનાં જીવનક્રમ અને એમની બહિર્શંત અંતર ઉર્મિઓને તેમજ વિચારોને એક તન્તુએ બાંધી શકે એજ કલા. આમ કલા ઉર્મિઓનું, લાગણીઓનું સામાજીક ધોરણે એકીકરણ કરી આપે છે."

આવું ત્યારે જ શક્ય બની શકે કે જ્યારે જુની ઘરેડના, જૂની વિચાર સરણીના અને પૂરાણી પ્રણાલિકાની આંટીઘૂંટીમાં અટવાઈને પીંછી-રંગો ચલાવતા કલાકારને નવીન દૃષ્ટિ આપી, એનામાં નવી કલાનાં હાર્દની ભાવનાને રેડીને કલા-કૃતિઓ તૈયાર કરવાની સૂચના આપવામાં આવે; આમ ત્યારે જ થઇ શકે કે સમુદાય તેની કલાકૃતિઓને સામાજિક દૃષ્ટિએ, સામુહિક વલણથી જ અવલોકે અને તેનું ગ્રહણ કરે.

—સમુહની જાગ્રતિ જ એનાં વિચારોને પલ્ટાવી, નવી પ્રેરણા પાવામાં સહાયભૂત બની શકે છે. અને તે પછી તો જુનો કલાકાર પોતાની જુની પ્રણાલિકાને દફનાવી દઇ, નવા વિષયો અને નવી ઉર્મિઓને હાથ ધરીને, કોઇ કલાનિયોજન શૈલિ–"Technique" દ્વારા 'કેન્વાસ' અગર ફલક પર પેશ કરે!

કલાકારો ચિત્રમય ફિલ્સુફો છે. એવા કલાકારોની કલા કલામય તત્વજ્ઞાન છે–અને કલાકારની પીંછીની અને વસ્તુ નિરૂપણની શૈલિનાં વેગ અને પ્રાબલ્ય ઉપર જ એ કલા-મય ફિલ્સુફીને જનતામાં પ્રચલિત કરવાનો આધાર રહેલો છે, એમ કહી શકાય. એમની કલાકૃતિઓમાં રહેલા જોરદાર સંદેશાથી તેઓ જનતામાં ઘર કરી શકે છે, અને જનતા અને તેમની કલા અમુક પળે, વિકાસ સાધતાં સાધતાં ઉર્મિઓનું ઉર્ધ્વગમન અને એકીકરણ, સમાનત્વ જરૂર અનુભવશે.

પલટાયેલી સમાજ રચના, વર્ગવિહિન, શોષણરહિત સમાજ વ્યવસ્થા હેઠળ કલાકારને જે વિશાળ 'ફલક' મળે છે તેનો લાભ જનતામાં નવી દુનિયા અને નવીન સમાજરચનાને વધુ ઉન્નત બનાવવામાં ગજબનાક ઉપયોગ માટે મળી રહે છે.

બુદ્ધિની દૃષ્ટિએ કે કલાની સમજ પરત્વે કલાકાર પોતે ગમે તેવો ચતુર હોય છતાંય જ્યાંસુધી તેમની કલા જનતાના, સમુહના જીવનના ધબકારા સાથે, એમની પાંગરતી જાગૃતિ સાથે તાલ ન મીલાવે ત્યાંસુધી તેની કલા 'પ્રાણવાન' તેમજ 'પ્રેરક' બની શકતી નથી.

આ વિષયમાં જાગેલી એક ચર્ચા દરમ્યિાન સોવિયેતના નેતા સ્તાલિને જણાવ્યું હતુ કે :—

"આપણા સોવિયેતનો બુદ્ધિશાળી, કલમબાજ વર્ગ તદ્દન નવતર કલમબાજ છે—જે એનાં મૂળમાંથી જ શ્રમજીવી જનતા અને કિસાન સમુદાયના આંતર જીવન

સાથે એક રસ બનેલો છે. આમ આપણા બુદ્ધિશાળીઓ અને કલમબાજોની પ્રવૃત્તિઓના મીજાજમાંય પરિવર્તન અને પલ્ટા આવ્યા છે. આ અગાઉ તો તેઓ ઉજળા અને માલેતુજાર વર્ગની મિન્નત ઉઠાવતા હતા—તેમને તેમ કરવું પડતું હતું; તે વિના તેમનો છૂટકો જ નહતો. પણ આજે તો તેમને જનતાની તહેનાતમાંજ, જનતાની સાથે ખભો મિલાવીને કામ કરવાનું હોઇ, તેઓ બેવડા ઉત્સાહથી આગળ વધે છે. કારણ કે આજે શોષણ કરનારો વર્ગ જ નથી. એટલા માટે જ તેઓ શ્રમજીવીઓ, કામદારો અને કિસાનોની સાથે ખભો મિલાવી, તેમની સાથેજ પોતાનો કલા વિકાસ સાધતાં સાધતાં, નવીન-નવતર, વર્ગવિહોણી, સમાજવાદી સમાજરચનાનાં ઘડતરમાં ફાળો આપી રહ્યા છે."

**ચિત્રકલા, સ્થાપત્ય, શિલ્પ, ઈત્યાદિ કલાના અંગો અને રૂપોને સામાજીક** એકતામય બનાવવા માટે સોવિયેતે એમના પ્રારંભકાળમાં જે પ્રયોગો અને જે શૈલિઓ રજૂ કર્યાં હતાં, તેનો આજે, આજની પરિસ્થિતિમાં ત્યાગ કરી દેવાનાં કારણે પશ્ચિમના તેમજ બીજા દેશના કેટલાક કલાકારો અને કલા-આલોચકોએ આ વિષયમાં ઘણીવાર નિરાશાના સૂરો સંભળાવ્યા હતા. એ જમાનામાં કલાનું માનીતું થઈ ગએલું રૂપક "Constructivism"—'રચનાત્મકવાદ'નું નિરૂપણ કલાકારોમાં પ્રચલિત બન્યું હતું; પણ એની ભૂમિકા ખતમ થતાં તેનો ત્યાગ કરી દેવામાં આવ્યો હતો—આમ પ્રયોગાત્મક રૂપકો સર્જાતાં જતાં હતાં અને સોવિયેતની કલા વધુ પ્રેરક અને વધુ 'લોકમય' બનતી જતી હોવાથી વધુ બળવાન રૂપ ધારણ કરતી ગઈ.

જે લોકો માટે એ 'કલા' અને એ 'કલારૂપક' સર્જાયાં હતાં, જે જનતા માટે, જે સમુદાય માટે "રચનાત્મકવાદ"નાં સ્વરૂપો લોકપ્રિય બન્યાં હતાં તેજ જનતા અને તેજ સમુહોની તે વેળાની ભૂમિકા ખતમ થઈ ચૂકી હોઇ, તેઓ નવી નવી વસ્તુઓ અને નવતર પ્રવૃત્તિઓમાં મશ્ગૂલ બન્યા હતા. તેમની પાસે ગૂઢ અને એકાન્તોપદિષ્ઠ કલા-વ્યાખ્યાઓ હવે નકામી બની હતી; એમાં તેમને રસ પણ કેવી રીતે હોઈ શકે ? અલબત્ત, તેઓ કલાના સૂક્ષ્મ રૂપકો અને કલાનાં નવા નોખાં આયોજનોમાં રસ લેવાનું તો જરૂર શીખ્યા હતા. જ્યારે ઈતર મૂડીવાદી મુલ્કોમાં તો આ એકાન્તોપદિષ્ઠ અને ધ્વનિમય કલા-રૂપકોને માત્ર અમુક જ જણ સમજવાનો દાવો કરતા, કારણ કે એ મુલ્કમાં હજીયે શોષણ નીતિનાં સંચાઓ ચાલુ હતા. પરસેવો પાડતો મજદૂર વર્ગ પોતાની રોટી માટે તલબગાર હોય કે પછી 'કલા'ના સૂક્ષ્મ અંગોની તારીફમાં રસ લે ?

ત્યારથી સોવિયેતમાં 'સમાજવાદી વાસ્તવિકતાવાદ'-(Socialist Realism)નો અર્થ જેમ જેમ કલા-પ્રદર્શનો, એની સમજ વિષેના પ્રચાર આગળ વધ્રતાં ગયાં તેમ તેમ વધુ મજબૂત બનતો ગયો. સમાજવાદી જીવનની નીતિ રીતિનાં સિદ્ધાંતો કલાનાં રૂપકોમાં ઝળકવા લાગ્યાં અને એથી જનતામાં તેમજ સમૂહમાં ઓર ઉત્સાહ ફેલાતો ગયો. જે કલાકારો 'મોડર્ન'-Modern કહેવાતા આધુનિક કલારૂપકોની પ્રયોગાત્મક પ્રવૃત્તિઓમાં અટવાયા હતા તે કલાકારો પણ પ્રવર્તી રહેલી લોકપ્રવૃત્તિ અને લોક લાગણીના ક્રાન્તિકારી તેમજ પ્રગતિશીલ માનસને સમજતા થયાં હોવાથી 'મોડર્ન' કલાના તાંતણા જેવા નબળા રૂપકોને ત્યાગીને, નવતર સમાજવાદી વાસ્તવવાદે રંગાયેલા કલા-રૂપકોને વેગ આપવામાં પ્રવૃત્ત થયાં.

"સમાજવાદી વાસ્તવવાદ"નો કલા પ્રયોગ, એની કલા શૈલિ કેવાં પ્રકારનાં હોઇ શકે, એના રૂપ, રંગ અને નિયોજન તેમજ ચિત્ર-ચોરસાનું વસ્તુ દર્શન કેવા ધ્વનિવાળુ

હોવું જોઇએ તે સમજવા માટે, તેનું યોગ્ય જ્ઞાન પહેલાં પ્રાપ્ત થવું ઘટે. અને તે જ્ઞાન સમુદાય અને જનતાનાં સહકારની સાથે જ સમ્મિલિત હોઈ તેમની સમાજવાદી આગેકૂચને ઐતિહાસિક દૃષ્ટિએ અવલોકવી ઘટે. આમ થાય ત્યારે જ સોવિયેતની આજની કલા ભૂમિનાં રંગો અને રૂપકોની સાચી ઝાંખી અને તેનો સર્વાંગી પરિચય મેળવી શકાય.

ગયા વર્ષે આવાજ વિષયમાં "એંગ્લો સોવિયેત જનરલ" નામક એક સામાયિકમાં સોવિયેત સાહિત્ય વિષે વિવેચન કરતાં ડૉ. જ્હોન લુઈસે (Dr. John Lewis) "સમાજવાદી વાસ્તવવાદ"નો સિદ્ધાંત સમજાવતાં જણાવ્યું હતું કે–

"સમાજવાદી વાસ્તવવાદ"ની ભાવનાને સાહિત્યમાં એકીકરણ સાધવા માટેની સૂચના કોઇ બહારની સત્તા તરફથી સોવિયેત લેખકોને આપવામાં આવી નથી. આમ માનવું એ ભૂલ ભરેલું છે; કારણ કે આ જાતની જાગૃતિ અને સમજ તો કલાકારો અને કલમબાજોના છેલ્લા ત્રેવીશ વર્ષના ક્રાન્તિકારી કુચકદમની સાથેનાં સંપર્કનાં જ પરિણામ છે. આટલા કાળના ક્રાન્તિકારી બળોએ અને અનુભવોએ જ તેમને આ જાતની નવતર વિચારદૃષ્ટિ આપી છે. પ્રારંભકાળમાં મૂડીવાદ અને ઉજળિયાત સાહિત્ય તેમજ કલાના અંગો તથા Classicsને નામે ઓળખાતી કલા-કૃતિઓની સામે જેહાદ પૂકારનારા ઉદ્દામ અને બંડખોર મૂલ્યાંકનો-માંથી જ તેમને નવીન દૃષ્ટિ સાંપડી. એ તબક્કે નવતર અને નવમતવાદી વિચારબળોને વેગ આપવા એમ થવું અતિ જરૂરી હતું, એમ કહી શકાય. આમાંથી જાગેલા નવા સિદ્ધાન્તને જ આજે સોવિયેત કલાકારોએ અપનાવ્યા છે. આવા પ્રયોગ-શીલ કાળમાં, સોવિયેત કલમબાજ–કલાકાર સંઘ કે જેના પહેલા અધિનાયક તે સમયે મશહુર ક્રાન્તિકારી કલમબાજ મેક્સિમ ગોર્કી હતા, એ સંઘે જનતામાં એ વિષે તેમની સાચી વલણ પ્રચલિત બને તે માટે ખૂબ ખૂબ વિવેચનો, ચર્ચાઓ અને સમાલોચનામય મૂલ્યાંકનો કર્યાં છે. ચર્ચા અંતે, તેમણે નક્કી કરેલ 'સમાજવાદી વાસ્તવવાદ'નો સિધ્ધાન્ત સોવિયેત કલા અને સાહિત્ય તેમજ તેનાં વિવેચન–આલોચના માટેનો મુખ્ય રાહ છે; કલાકારે તેમાં સ્પષ્ટ, આણીશુદ્ધ, ઐતિહાસિક તેમ જ ક્રાન્તિકારી વિકાસની દષ્ટિથી વાસ્તવવાદનું નિરૂપણ કરવાની કલા–શૈલિ પર સ્વામિત્વ મેળવવું જોઇએ. તે દ્વારા કલાકારે સમાજવાદના પ્રાણ અને પ્રેરણાના પોષણાર્થે શ્રમજીવી જનતાના મનને, મિજાજને ઐતિહાસિક તેમજ ક્રાન્તિકારી વિચાર સરણીથી નવો આકાર આપવો ઘટે—આ દ્વારા તેમને નવીન સંસ્કાર આપવા ઘટે; આનું નામ જ 'સમાજવાદી વાસ્તવવાદ'—Socialist realism.

આ જાતના વિચાર અને જાગૃતિનાં પ્રતિબિમ્બ સોવિયેતની આજની સાહિત્ય કૃતિઓમાં દેખાય છે તેના જેટલા જ, બલ્કે તેનાથી વધુ પ્રબળરૂપે સોવિયેતના કલા–ચિત્રોમાંના રંગ–રૂપમાં, ચિત્ર–ચોરસાના વસ્તુ વિધાનમાં અને એની નિરૂપણ શૈલિમાં એની અસર દેખાઇ જ આવે છે.

એ માટે સોવિયેતનાં કલા ચિત્રો નિહાળવાં જરૂરી છે. પ્રત્યેક ચિત્ર ભલે પછી તે સોવિયેતના કોઈ શૂરા સેનાનીનું કે સૈનિકનું હોય, અગર તો જનતાના લાડીલા નેતાનું હોય, અગર તો કોઇ નામ વિહોણું અ. બ. ક. ડ. શ્રમજીવી–મજદૂર કે કિસાનનું હોય તેમાં એનાં મીજાજ અને રેખાદર્શનમાંથી જન્મતી લાગણી સમગ્ર લોક સમુદાય અને સમગ્ર સોવિયેતના હૃદયની ઉર્મિઓનું પ્રતિબિમ્બ હશે. પ્રત્યેક જોનારને, એ ચિત્ર નિહાળ્યા પછી એમ જ થવું ઘટે, એનાં દિલમાં એવી જ લાગણી જન્મવી ઘટે કે એ

ચિત્રમાં વિરાજતો આદમી, એમાં વિરાજતી વ્યક્તિ—સ્ત્રી કે પુરૂષ મારો દોસ્ત છે, બિરાદર છે, બન્ધુ છે.—અગર તો આ મારા દેશનો જુસ્સો છે; આ મારું કારખાનું છે; આ મારી સિદ્ધિનું પ્રતિક છે; આ મ્હારૂં સર્જન છે, આ મારું વતન છે-અને એજ મારી સિધ્ધિ છે; અને એમાંજ અમારી મુકિતનું-ઉન્નતિનું સંગીત છે.

કલાના આયોજનિક આવિષ્કારની ત્યારેજ સફળતા માની શકાય કે જ્યારે ચિત્ર જોનારના દિલમાં સમાનતાત્મક વાસ્તવવાદની જ્યોતિ ઝળહળે—અને એમાં પોતાના દિલના ઉત્સાહ અને ઉર્મિના પડઘા પડતા હોય. આમ કલાકારની એ કલાકૃતિ લોક કલા, જનતાની કલા, સમૂહની કલા બની સમાજવાદી રૂપક ધારણ કરી, સમગ્ર સમાજની ઉર્મિઓનું એકીકરણ સાધવામાં સફળ થાય છે.

આવા કલાનિરૂપણના પ્રયોગોમાં વધુ ઈચ્છનીય અને વધુ બળવત્તર તો કલાકૃતિ ત્યારેજ બની શકે છે કે જ્યારે એની કલાનિરૂપણની શૈલિ, ચિત્ર-ચોરસાનું વસ્તુ દર્શન તદ્દન સરલ અને જનતાની આંખમાં અને અંતરમાં સમાઇ જઇ, જોનારને વધુ ઉષ્મા આપી શકે. તેવુંજ સાહિત્યના કલા-રૂપકના વિષયમાં કહી શકાય. સાહિત્યની કોઇપણ કલાકૃતિ, જે કોઇ પણ પ્રકારની અટપટી આયોજન શૈલિ વિના, સીધી સરળ રીતે, વેધક રીતે પ્રેક્ષક અગર વાંચકનાં અંતરનાં ઊંડાણમાં ઉતરી જાય તેને સફળ કૃતિ કહી શકાય. સાદી-સરળ, છતાંય નિરાડંબરી અને જોમદાર ભાષા શૈલિનો ત્યારે જ વિજય થએલો માની શકાય.

મૂડીવાદી મુલ્કોમાં, જ્યાં શોષણ અને નફેબાજીની અનિષ્ઠ નીતિ ચાલુ હોય છે, ત્યાંની જનતાના મનોવૈજ્ઞાનિક વ્યાપારની છબીઓ તેમજ તસ્વીરો તૈયાર કરી, નવતર વિચારોદ્વારા, એ મુલ્કની અનિષ્ઠ શાસન પ્રણાલિ સામે જેહાદ પૂકારવાનો અને તેનો નાશ કરી, નવીન—નવતર, વર્ગવિહિન સમાજ રચના પ્રસ્થાપિત કરવાના આગ્રહની ઉર્મિઓ જગાવતી કૃતિઓને અવશ્ય ક્રાન્તિકારી અને ક્રાન્તિપ્રેરક કલાકૃતિઓ તરિકે ઓળખાવી શકાય.

આમ કરવામાં કલાકારને 'પ્રચારક' બનવું પડે છે, એમ પણ ઘણા વિચારકો કહે છે; પણ કલાનાં તમામ રૂપકો—કલાનાં તમામ નિરૂપણો સીધી કે આડકતરી રીતે એક પ્રકારનો પ્રચારજ મૂકી જાય છે—આખરી પરિણામ જ એનો જવાબ છે; સમાજવાદી વાસ્તવવાદનો ધ્વનિ એ કલામાંથી બહાર પડવો જોઇએ.

સોવિયેતની મહાન કલાકૃતિઓને કોઇ 'પ્રચારક' કહીને તુચ્છકારી કહાડે, અગર તો એને 'દુર્બળ' કહી હસી નાખે એવી શકયતાજ નથી. આખું કલામય વિશ્વ આજે એની ભણી સન્માનપૂર્વક નિહાળી રહ્યું છે. આવા મહાન કલાસર્જનમાં 'પ્રચા-ર'નું તત્વ પ્રબળ હોય તો તે કલાવિરોધી નથી, પણ જલદ છે. એજ તો એનું કર્તવ્ય છે—એમાંજ એનો સંદેશ અને સફળતા સમાય છે.

**અને સોવિયેતની કલાદષ્ટિ બીજા મૂડીવાદી મુલ્કોથી જુદી પડી જાય છે.** મૂડીવાદી દેશનો ચિત્ર-પારખુ અને કલારસિક વર્ગ, એમની સામે પરિક્ષણ માટે, પ્રસંશા માટે કે પરખ માટે ખડી થએલી ચિત્રકૃતિને અમુક વ્યક્તિગત 'લાડ' અને 'માલિકી'ની ભાવનાએ નિહાળે છે; ત્યારે સોવિયેતમાં કોઇ પણ કલાકૃતિના મૂલ્ય, એની કસોટી અને એની તારીફ એને ઐતિહાસિક અને સમાજવાદી દૃષ્ટિબિન્દુએ નિહાળવામાં સમાયેલી છે.

આમ ઐતિહાસિક કલાના સર્જકોના કલા-રૂપકોમાંજ સમગ્ર માનવતા, શ્રમ-જીવી સમુદાય, કિસાનો અને કામદારો અને ઈતર પ્રજાજનો પોતાના જીવનની ઐતિહા-

સિક આગેકૂચની સહિયારી ઉષ્મા મેળવી, કલા-રૂપકનો સાચો ઉપયોગ અને આનંદ માણી જાણે છે; એમાં કોઇ ખાનગી વ્યક્તિના મિજાજની વાત નથી; પણ સમગ્ર માનવ સમુદાયના એકતામય જીવનની સારે ગ મ નાં સૂરો હોય છે.

કલાકારની કલાશકિતઓ કદાપિ ય 'ફ્યુજીટીવ'..........અને જનતાથી પર હોઇ શકે જ નહિ. એ તો એનાં યુગના બળો અને આંદોલનોના નીચોડનાં પ્રતિબિમ્બ જ હોઈ શકે. ગ્રીક નાટયો, શેકસપીઅરનાં નાટયો વિગેરે 'કલાસિકલ' માની શકાય. એવી કૃતિઓમાં સામાજિક અને ઐતિહાસિક બળોનાં દર્શન હોવાથી જ, એ આજે પણ જનતાને માનીતા લાગે છે. પણ એ કૃતિઓમાં ય બધા તત્વો અજાગૃત રીતે, પ્રચારના 'હેતુ' વિના, છતાંય પ્રગલ્ભતાપૂર્વક આલેખાઈ ગયાં હોવાથી, એ કૃતિઓ જીવે છે. આને આપણે તે જમાનાનો વાસ્તવવાદ કહીશું જ્યારે આજના વાસ્તવવાદને આપણે સમાજવાદી વાસ્તવવાદ કહીશું.

આમાં કેટલી હદ સુધી નવતર તત્વો છે, નવતર દૃષ્ટિ છે એ વાત, મોસ્કોનાં કલાકેન્દ્ર વિભાગના કામદારો, કલાકારો સમક્ષ ભાષણ આપતાં કાલિનિને જે શબ્દો કહ્યા હતા, એમાં સચોટ રીતે કહેવાઇ છે:—

"હવે આજે એવો સમય આવ્યો છે કે આપણા સમાજવાદી વતનને ચહાવા માટે માત્ર ચાહનાના અને એની પરસ્તીના શબ્દો પૂરતા નથી. વતનની પરસ્તી માટે, એના સાચા ક્રિયાત્મકરૂપમાં જ આપણી સમાજવાદી આલમના પ્રત્યેક અંગને—એની વિશાળ પ્રકૃતિને, કુદરતને, ખેતરોને, વનો-ઉપવનો, જંગલોને, કારખાનાઓને, સામુદાયિક અને મુલ્કી ખેતરોને, તેમાંના પ્રત્યેક અબાલ વૃદ્ધને, ઔરતને તેમજ મર્દને, કોલસો-મોલ્સના પ્રત્યેક જણને સાચા જીગરથી, બિરાદરીથી ચહાતાં શીખવું જોઈએ. એમના દિલમાં ઉઠતા ઉમંગો તમારા દિલનાં ઉમંગો બનવા જોઇએ. આપણા આ મુલ્કનાં પ્રત્યેક મિજાજને તમારા જીવનનો મિજાજ બનાવી તેને કલાકૃતિઓ—કલારૂપકોમાંના ચિત્ર ચોરસાના વસ્તુવિધાનમાં ઉદ્દામ અને ઐતિહાસિક શૈલિએ ઘટાવીને ચમકાવવા જોઇએ. કલાકારો તો દેશને ઉન્નત અને ઊર્ધ્વગમનની પ્રેરણા આપનારા મશાલચીઓ છે, જેમની મશાલો-કલાકૃતિઓથી તમામ ક્ષેત્રના જીવનમાર્ગને પ્રકાશ સાંપડે છે.

"આપણા વતનની જુવાની, આપણી જનતાની મુકિતમય, નિર્બન્ધ ગતિશીલતા અને બિરાદરીમય મિજાજની ભાવના ઇત્યાદિને તમારી પિંછી, કલમ અને રંગોદ્વારા વધુ વેગ, વધુ ચેતન, વધુ ઉષ્મા મળવાં ઘટે.

"સોવિયેતનાં કલા, રસ અને સાહિત્ય પ્રજાના જીવનના કલા, રસ, અને સાહિત્ય બની જઈને બન્નેમાં ઓતપ્રોત બનવાં ઘટે."

આ રીતે સમાજવાદી વાસ્તવવાદી કલાનો ત્યારે જ વિકાસ સાધી શકાય કે જ્યારે જે રીતે આજે સોવિયેતમાં છે તે રીતે લોક સમગ્રના ઉત્સાહ અને આનંદનાં તાલે તાલે કલા એકતાન થઈ તાલ લેતી હોય.

જે મુલ્કમાં કલાના તત્વોને ક્રાન્તિકારી વળાંક અપાયા હોય અને જો તે મુલ્ક મૂડીવાદી હોય તો તે કલા જનતાને ઢંઢોળવામાં અને તેને જાગૃતિ તરફ ખેંચવામાં અગત્યનો ફાળો આપે છે. આ માટે કલાકારે બહારની—બહિર્ગત દુનિયાનો સંપર્ક સાધી રચાતા ઇતિહાસમાંથી તંદુરસ્ત વલણ અખત્યાર કરીને પોતાની કલા વિષેની સમજને અને જાગૃતિને વધુ તેજદાર અને તીક્ષણ બનાવવા પ્રયાસ કરવા ઘટે. આ માટે આપણે મશહૂર ફ્રેન્ચ કલાકાર પાબ્લો પિકેસોની કૃતિઓ પર નજર ફેંકીએ. શરૂઆતમાં

પિકેસોએ "ક્યુબીઝમ", "ફ્યુચરીઝમ"ના પ્રયોગો કરી કલાની વિવિધ કૃતિઓ સર્જાવી, અમુક બુધ્ધિશાળી વર્ગ પાસેથી પ્રશંસા મેળવી હતી. ખાસ કરીને તેમની આ 'ટેકનીક'—આયોજન શૈલિમાં જેમ ચેતન અને એક પ્રકારનો જબ્બર આવેગ સમાયો હતો, જેના પ્રભાવે જુવાન કલાકારો અને પ્રગતિશીલ વલણ ધરાવતા બુધ્ધિશાળી વર્ગ તેની પ્રત્યે આકર્ષાયા અને જે પ્રભાવે આ બુધ્ધિશાળી વર્ગને નવા સાહિત્ય માટે પ્રગતિશીલતા દાખવતા નવા નોખા કલાપ્રયોગો માટે પ્રેરણા સાંપડી.

પણ જ્યારે એણે 'ગેરનિકા' નામક ચિત્ર તૈયાર કર્યું ત્યારે એણે રચાતા ઇતિહાસ અને સર્જાતી સંસ્કૃતિના અવાજની સાથે પ્રત્યાઘાતી અને માનવતા દ્રોહક આક્રમણના અત્યાચારને ઉઘાડા કરી મુકિતનું સંવેદનામય ગીત એ ચિત્રમાં—'ગેરનિકા'માં પેશ કરી દીધું હતું.

['ગેરનિકા' એ સ્પેઇનમાં કલા અને સંસ્કારનું પ્રાચીન ધામ સમું નાનકડું છતાં ય ઐતિહાસિક નગર હતું. અને જ્યારે ફ્રાન્કોના ગોઝારા ફાસિવાદી બોમ્બમારોએ એની ઉપર જ બોમ્બવર્ષા કરી ત્યારે એ શહેરના રંગોને—એ શહેરની ધરતી પરના બાલક-બાલિકાઓ, સ્ત્રી પુરૂષો, કલાકૃતિઓ અને શિલ્પ-સ્થાપત્યો, પશુ, પંખી અને પ્રાણીઓ તેમજ બીજા ક્રાંતિના સેનાની-ઓનો નાશ થતો હતો તેની અપૂર્વ તસ્વીર પાબ્લો પીકેસોએ 'ગેરનિકા'માં ઝડપી લીધી છે.]

જો પિકેસો જેવા કલાકારો પોતાની જબ્બર વેધક 'ટેકનીક'થી, આયોજના શૈલિથી બહારની દુનિયાનાં રંગોને, ઐતિહાસિક પ્રભાવથી પ્રેરાઇને પોતાની કલાકૃતિઓ તૈયાર કરે તો તેઓ જરૂર બીજા રાષ્ટ્રોમાં નવતર વિચારોની, નવતર દુનિયાની, મુકિતની અને માનવતાના વિરાટ સુખના આદર્શ માટેની દિશા સૂચના કરી જાય.

આની સાથે તમે સોવિયેતની કલાકૃતિઓ સરખાવી જોશો એટલે તમે જાણી શકશો કે એ કલાની ઉર્મિઓ સમષ્ટિની ઉર્મિઓ છે—અને તેમાં જ કલાનો ઉત્કર્ષ અને વિજય સમાયો છે.

સમાજવાદી વાસ્તવવાદનાં રંગે રંગેલી કલાને વિષે ચર્ચા કરતાં કાલિનિને જણાવ્યું હતું કે, "આ નવતર કલા માટે તમારે તમારી કલ્પનાને ગૂઢ, રહસ્યમય અને ગુલાંટબાજ બનાવવાની જરૂર નથી. (એ માટે કોઇ જાતનો ભય રાખવાની ય જરૂર નથી; ભય વળી શાનો?) તમારી આંખ સામે જ કેટલું બધું જબ્બર, વિશાળ ક્ષેત્ર ખુલ્લુ છે! તમારો જ મિત્ર, તમારો જ સાથી-બિરાદર, પોતાના યંત્ર પર, પોતાની બેઠક પર, સમગ્ર સમાજના એક અતિ આવશ્યક અંગ બનીને, તમારી માફક કેવી ઉત્સાહવંત રીતે કાર્ય કર્યા કરે છે!... એનો ઉત્સાહ, વિશાળ કારખાનાંઓ, વિશાળ ખેતરો, ટ્રેકટરો, સામુદાયિક શાળાઓ, પુલો, નદીઓ, ખેતરો—વિગેરેમાં કેટલી બધી પ્રાણવાન ગતિશીલતા અને એકતા-મય આનંદ અને ઉત્સાહ પસર્યાં છે! કેવી તાઝગી ત્યાં વસી રહી છે!...આ જ વસ્તુ શું તમને પ્રેરણા માટે બસ નથી?

"કલાકાર હો કે સાહિત્યકાર, લેખક હો કે કવિ કે નાટયકાર, સંગીતબાજ હો કે ગવૈયો, નૃત્યકાર હો કે નર્તકી, શિલ્પકાર હો કે પીંછીના ઈલ્મબાજ હો-બધાને આ નવી દુનિયા, આઝાદ, મુક્ત, આવેગભરી, એકતામય ઉર્મિભરી દુનિયાના શ્વાસોશ્વાસ તેને નવી જ પ્રેરણા પાય છે, પણ એ ઈલ્મબાજ અગર કલાકાર એને 'સમાજવાદી વાસ્તવવાદ'ના નિરૂપણથી વધુ જોમવંત, વધુ તેજસ્વી અને વધુ પ્રેરણામય બનાવી, કલા-રૂપકમાં નિરૂપી શકે."

અને આમ, આજના સોવિયેતની કલા કેટલી મુક્ત, પ્રેરક તેમજ ઉન્નત શીખરે

પહોંચી છે, તે તો તમને સોવિયેતની મુલાકાતે આવેલા અમેરિકન એલચી જોસફ ઇ. ડેવિસે તેની 'મિશન ટુ મોસ્કો' નામક કિતાબમાં ટાંકેલા શબ્દોથી જ જણાશે :

"હું સોવિયેતના કલાસંગ્રહોમાં ખૂબ ફર્યો છું. ત્યાં મેં પ્રાચીન તેમ જ આજની ચિત્રકૃતિઓ, શિલ્પકૃતિઓ–કલાકૃતિઓ તથા કલાનાં રૂપકોનાં વિવિધ નિરૂપણો નિહાળ્યાં; હું તો એ નિહાળી તાજ્જુબ થયો, કેમકે પ્રત્યેક કલા–રૂપકમાં જબ્બર આવેગ, સમાજવાદી ભાવનાના વિજયની ઉષ્માભરી ઝલક મને દેખાઈ રહી હતી.

"તે ઉપરાંત કલાકારોનાં જુદા જુદા કલાકેન્દ્રો પર મેં બરાબર અવલોકનભરી નજર કરી હતી; તેમાંથી મને આજના રચાતા ઇતિહાસ અને સોવિયેતની રચાતી નવી દુનિયાના વિરાટ આનંદ અને ઉત્સાહનાં પ્રભાવ અંતર સુધી અડકી ગયાં. મેં જોયું, ઘણા ખરા કલાકારો તો ક્રાન્તિની વીસમી સંવત્સરીના ઉત્સવને મોટા મોટા દિવાલચિત્રોમાં ઉતારીને વિશાળ માનવતાના અમાપ આવેગ અને એકતામય ઉર્મિઓને પ્રાણ બક્ષી રહ્યા હતા. મોટા લિથોગ્રાફીક દિવાલચિત્રો–'મ્યુરલો' પણ ધ્યાન ખેંચતા હતા. ક્રાંતિના જ્વલંત ઇતિહાસનું દરેક દ્રશ્ય દિવાલ પરના 'મ્યુરલ' ચિત્રોમાં આજના પ્રત્યેક બિરાદરને નવો ઉત્સાહ રેડી રહ્યું હતું. મોટા મોટા લોકનેતાઓના ચિત્રોથી જનતા આનંદ પામી, એમાંથી પ્રેરણા મેળવતી હતી."

તે ઉપરાંત ડેવિસે કલાકેન્દ્રોની પોતાની વિવિધ મુલાકાતો વિષે સવિસ્તર વર્ણન આપી સોવિયેતની કલાનો ઐતિહાસિક મહિમા સમજાવવા પ્રયાસ કર્યો છે.

સોવિયેતના કલાકારોમાં જેરાસિલોવની કૃતિઓ, સુરિકોવનું "ઓર્ડર ઓફ લેનિન" તેમજ આલ્પસના હિમાચ્છાદિત પર્વતોમાં શૂરા સૈનિકોનાં ચિત્રો નવીજ તાઝગી પેશ કરે છે. તે ઉપરાંત ગ્રાબોવ, યુનાન, શિશકિનનાં 'હિમ–ચિત્રો' પણ ધ્યાન ખેંચનારા કહી શકાય. આજના સોવિયેત કલાકારોની ચિત્રકૃતિઓ અદભુત રીતે સંદેશ-વાહક હોવા ઉપરાંત પ્રેરક છે.

સોવિયેતના બીજા કલાકારોમાં કોપોનેન્કોએ આલેખેલું "ભોજન માટે, માતા તરફ..." નામક ચિત્ર સામુદાયિક શિશુમંદિરોમાંથી બાળકોને સામુદાયિક ખેતરમાં લણ-ણીના કાર્યમાં ખભો મિલાવી કામ કરતી માતાની પાસે મોકલાતાં બાળકોનું સુંદર, પ્રફુલ્લ અને અદ્‌ભૂત સૌમ્ય ચિત્ર દરેકનું ધ્યાન ખેંચે છે; એમાં સમષ્ટિની કલ્પનાનો કેટલો સચોટ પ્રભાવ માનવ–અંતર પર પડે છે ! – ચિત્રચોરસાની રચના, સરસ પીંછીલેખન, શ્રધ્ધાભર્યાં તેજછાયા વચ્ચે ગોઠવાયેલા બાળકો અને કુદરત તેમજ એમની આસપાસની દુનિયા એ બધામાં એકતાનતા અને ઉર્મિઓના સમાન એકતાલમય સંગીત સર્જાય છે.

બીજું એક સોવિયેત કલાકારનું કલાચિત્ર પણ સાદામાં સાદી, સીધી છતાંય ઉષ્માભરી, શ્રધ્ધાભરી, ઉર્મિઓ અને વિચારોનાં એકીકરણના તાલને લઈને આવતી રમણીય ઉત્કૃષ્ટતાભરી વિવિધ ચિત્રમય નિરૂપણ શૈલીએ તૈયાર થયેલું ચિત્ર પણ તેટલું જ આહ્‌લાદક અને ચેતનમય છે. ઉજળા રંગો, આવશ્યક બારીક વસ્તુઓનું સ્વચ્છ આલેખન, "પહા-ડોમાં ઉદ્યોગ" નામક ચિત્રમાં કલાકાર સારિયાન ખૂબીથી વેધક રીતે રજૂ કરી શકયો છે. જો કે આ કલાકાર ૧૮૮૦માં જન્મ્યો હોઈ, આજે ય નવી કલાકૃતિઓ સર્જાવે છે, તો પણ એની અંદરની શ્રધ્ધાજન્ય હુંફ તો જોનારને પોતાની કરી લઈ સોવિયેતની ઐતિહાસિક આગેકૂચ માટે વધુ અભિમાન જગાવે છે.

કારખાનાઓ, પોલાદી ઈમારતોની વિરાટ યોજનાઓ, વીજળીક પ્રચાર માટે બંધાતી ગંજાવર ફેકટરીઓ, ઉદ્યોગોની નવી નોખી મિલો–વગેરેમાં કલાકાર પોતાના

મિજાજના રંગોને સમષ્ટિના રંગો સાથે મેળવીને ચિત્રોમાં ઉતારી જઈ, જોનારને પ્રફુલ્લિત બનાવી દે છે.

એસ. વી. રયાન્જીના નામક સોવિયેત કલાકારનું ચિત્ર 'કોમરેડશિપ ઈન ધી ઈન્ડસ્ટ્રી' ખરેખર સુંદર છે. કોકેસસ પહાડોમાં ઉભા થએલા વિજળી માટેના મોટા પોલાદી માચડાઓ ઉપર હથિયાર લઈ કામ કરતા એક જુવાન અને એક યુવતીના ઉત્સાહના રંગોને, દૂરદૂરના પહાડો અને તેની વચ્ચેના મેદાનોમાંથી પસાર થતા વિજળીક દોરડાનાં સ્થંભ–માચડાઓને પશ્ચાદભૂમિનાં મીઠા રંગોમાં સજીવ કરીને 'ફોરગ્રાઉન્ડ' માં તમારી આંખ સામેના વિરાજતા માંચડાપર પગ ટેકવી, સસ્મિત કામ કરતા મજદૂર યુગલનું આ ચિત્ર અતિશય રોચક અને સંદેશપ્રચૂર હોઈ, સોવિયેતની શ્રમજીવી સ્મષ્ટિના અંતરનાં ઊર્મિફૂલોને એકી સાથે ખીલાવી દે છે. એનું રંગવિધાન પણ પ્રફુલ્લ છે; અને એથી એની ખૂબી ઓર વધી જાય છે.

નરવીર લેનિનની ઊક્તિને—"કલા તેજ હોઈ શકે જેને જનતા ચાહતી હોય, જે જનતા ને ચાહતી હોય; જેનામાં જનતાના જીવનની ઊર્મિઓ ધ્વનિપ્રધાન બની બહારની દુનિયાને તેનું પ્રાબલ્ય દાખવતી હોય!" ને આ કલાકારો ખરેજ સાર્થક કરી બતાવે છે.

અહીં "ટેકનીક"—આયોજન શૈલી વિષે એકાદ શબ્દ કહી દેવાનું હું યોગ્ય માનું છું. સોવિયેતની કલાકૃતિઓ અને કલાનિયમો તેમજ તેના હાર્દને સમજવાના મારા પ્રયાસે મને શીખવ્યું છે કે સોવિયેતના કલાકારો માનતા લાગે છે કે (જે યોગ્ય જ છે) "ઈન્ટ્રીકેઇટ", "કઠિન", "કોમ્પેકસ" મનોવૈજ્ઞાનિક ગુંચો અને તેમાં ગુંથાએલી ઊર્મિઓવાળા સાધનોને—તેવી વસ્તુઓને ચિત્રરૂપે નીરૂપવામાં તેને જ અનુકૂળ આયોજન શૈલિ—'ટેકનીક' કલાકાર અપનાવે, તો જરાય ખોટું નથી; ઉલ્ટું, એથી એના કાર્યમાં વધુ તાલબધ્ધતા આવે છે. આ માટે સોવિયેતના ભિન્ન ભિન્ન કલાકારો ભિન્ન ભિન્ન પ્રકારના પ્રયોગો કરી જ રહ્યા છે.

"પાર્ટીઝન્સ", "પાવલોવ" ઈત્યાદિ ચિત્રોમાં ક્રાન્તિકારી ઇતિહાસનાં દ્રશ્યો આવે છે અને તેને નિરૂપવા માટે ચિત્રકલાકારોએ તેવી જ 'ટેકનીક'નો—આયોજન શૈલીનો આશ્રય લીધો છે અને પ્રત્યેક જોનાર એ ચિત્રના સંદેશને એની ઐતિહાસિક ભૂમિકામાં સમજી શકે, એટલું વેગવાન એને બનાવવામાં સરસરીતે પોતાની પીંછીનો ઉપયોગ કર્યો છે.

યોહાનસનના "ઇન્ટરોગેશન ઓફ ટુ પાર્ટિઝન્સ" નામક ચિત્રમાં 'કેરીકેચર'—એટલે કટાક્ષમય કલા વળાંકની શૈલિનો આશ્રય લેવાયો છે. અહીં એમ કરવું ઇષ્ટ તેમ જ આવશ્યક જ છે. યોહાનસન સોવિયેતનો મશહુર કલાકાર છે કે જેણે મશહુર નવલકથાકાર શોલોકોવ અને સ્વ. ગોર્કીની કિતાબોનાં ચિત્રો તૈયાર કરી કીર્તિ પ્રાપ્ત કરી છે, તે લેનિનગ્રાદની "ઓલ રશિયન એકેડેમી ઓફ આર્ટસ"નો અને "ફાઇન આર્ટસની મોસ્કો ઈન્સ્ટીટયુટ"માં કલાના અધ્યાપક તરીકે કામ કરે છે.

જેરાસિમોવ નામક કલાકાર ૧૮૮૪માં જન્મ્યો હોઇ, સંધ્યા ઘેરાં—ઉજવળ આશા ભર્યાં મનોહર કાર્યસ્વપ્નોને સુરમ્ય તેમ જ સંદેશવાહક ચિત્ર વિધાન દ્વારા સરસ રંગોની ખિલાવટમાંથી ખડા કરી, એક પ્રકારની સચેતન મર્દાનગીના જુસ્સાને નીરૂપવામાં તે મશહુર છે. બનાવો, પ્રસંગો, ઐતિહાસિક દ્રશ્યોને રંગોથી અને ચિત્ર-વિધાનથી નાટયમય વળાંક આપનાર આ કલાકાર જોમવંત કલાનો પ્રતિનિધિ છે.

મિખાઈલ નેસ્ટેરોવ નામક ચિત્રકારનું "પાવલોવ"—મશહુર વિજ્ઞાનવીર પાવલોવની છબીનું આલેખન સોવિયેતની શૈલીની સરલતા અને જોમને ખૂલ્લાં મૂકી દે છે. આજે ૮૦ વર્ષની ઉમ્મરે આ કલાકારનાં ચિત્રોમાં જે ગજબની તાઝગી દેખાય છે એ અપૂર્વ છે.

આ બધાંની તારીફની સાથે, એ ચિત્રોની 'બ્લેક એન્ડ વ્હાઇટ'માં પ્રતિકૃતિ હોય તો એનાં ચિત્ર–ચોરસા અને વસ્તુવિધાનને ઓર અચ્છી રીતે સમજી–સમજાવી શકાય.

બીજા કલાકારોમાં વાસીલી યોકોવલેવ, વ્લાડીમિર જીરોવ, સેર્ગી જીરાલિમોવ, ટી. સેમ્પીલોવ, એ. એ. મર્ક્યુલોવ, ટી. જી. ગેપોનેન્કો (જેનાં 'ટુ ધેર મધર્સ ફોર ડીનર'—નામક ચિત્ર વિષેનું વિવરણ હું ઉપર આપી ગયો છું.), માર્ટીરોઝ સાર્યાન, એસ. વી. રયાન્જીના, (આ રયાન્જીનાની કલમ "કોમરેડશિપ ઈન ઇન્ડસ્ટ્રી" નામક ચિત્રમાં અદ્‌ભુત રીતે ખીલી છે; તેનું વિવરણ હું ઉપર આપી ગયો છું), નેસ્ટેરોવ, મશહુર કલાકાર બ્રોડસ્કી, એન. આઇ. સ્ટ્રૂન્નિકોવ (જેનું પાર્ટિઝન એ. લુનેવ નામક રંગીન ચિત્ર અતિશય પ્રાણવાન અને દેશની હિફાઝત તેમજ પ્રગતિ ચાહતાં એક જવાંમર્દની તસ્વીરને સજીવ કરે છે.) વગેરે કલાકારો સોવિયેત–કલાના સાચા પ્રતિનિધિઓ છે.

તેમની કલા જનતાની કલા બની ગઈ છે; જનતાની કલા એમની કલમમાં ઉતરી ગઈ છે; આ બધા સોવિયેત કલાકારોની સફળતા, તેમનામાંની ઊર્મિઓના જનતાની ઊર્મિઓ સાથેના એકીકરણના તાલબધ્ધ સંગીતનું સુંદર અને પ્રેરક પરિણામ છે.

આજે જગતભરનો જાગૃત, બુધ્ધિશાળી, ઈલ્મબાજ વર્ગ સોવિયેત તરફ મીટ માંડી રહ્યો છે. બ્રિટન અમેરિકાના ઉદ્દામ કલાકારોએ સોવિયેત કલાના રૂપકોમાં પ્રેરણા લેવા ઊચિત ધાર્યું છે. સોવિયેતની 'સમાજવાદી વાસ્તવવાદ'ની કલાશૈલિ, કલા–સિધ્ધાન્ત પર અમેરિકાના ઉદ્દામ, ક્રાન્તિકારી, નવતર વિચારસરણીના આશક–ઇલ્મબાજોએ પોતાના મનને અને મગજને ટેકવીને, નવી, પ્રેરક, ઐતિહાસિક બળો વચ્ચે ઘડાતી દુનિયાના સંઘર્ષમાંથી દેખાતા સાચા રાહને ચિત્ર–રૂપકમાં ઉતારી, એને સમાજવાદી વાસ્તવિકતાવાદના રંગે રંગવા પ્રયાસો આદર્યા છે. જો કે 'સમાજવાદી વાસ્તવવાદ'નો પ્રફુલ્લ રંગ અને તેજીલો મીજાજ તો સમાજવાદી મુલ્કમાંજ સંભવે; પણ જો અન્ય દેશોના ઇલ્મબાજ પોતાના દેશના રચાતા ઇતિહાસને લક્ષ્યમાં લઇ જનતાની કલાના સર્જન પાછળ પોતાની પીંછી અને રંગોનો ઉપયોગ કરે તો એ સાચેજ સાંસ્કારિક પ્રસ્થાન માટે નવતર યોદ્ધાની જ ગરજ સારશે.

એમેરિકામાં તો આ કલા–આયોજન શૈલિના સાચા પૂજારીઓની સંખ્યા કૈં ઓછી નથી. ૧૯૩૦ સુધીના કાળમાં મેકિસકોના જવાંમર્દ કલાકાર (મેકિસકન કલાકાર) ડીએગો રિવેરાની કલમ ન્યુયોર્કના મશહુર રોકફેલર સેન્ટરની વિશાળ દિવાલો પર શ્રમજીવી જનતાના અવાજને વેગ આપવા, નવાનોખા ચિત્ર–ચોરસા ઉભા કરી ઐતિહાસિક આગેકૂચને સાચી, રંગીન ઝબાન આપવા પ્રયાસ કર્યો હતો. અને જે દીવાલ ચિત્રો "murals" ને પાછળથી રોકફેલર કેન્દ્રના મૂડીવાદી સંચાલકોએ ભૂંસી નાખવા માટેની સૂચના કરતાં, સમગ્ર અમેરિકાની કલા–દુનિયામાં હાહાકાર વ્યાપી રહ્યો હતો.

ભારતવર્ષમાં ય સોવિયેતના સમાજવાદી વાસ્તવવાદના 'કલા' વિષયક સિદ્ધાન્તને સમજવા માટેના પ્રયાસો ચાલુ જ છે. પ્રાંતે પ્રાંતે સ્થપાયેલી 'પ્રોગ્રેસીવ રાઈટર્સ એસોસીએશન' નામક સંસ્થા કલાના ક્ષેત્રને પણ સ્પર્શીને કલાનાં સાચા કર્તવ્યને, રૂપને અને તેની ભૂમિકાને સમજાવવા અનેક વેળાએ અભ્યાસ વર્તુલો ગોઠવી, કલાકારો

અને ઇસ્લમબાજોમાં જાગૃતિ આપી રહી છે. અહીં કોઈ પણ ચોક્કસ વ્યક્તિઓનાં નામ આપી, તેમની કલાકૃતિઓની તુલના કરવાનું કાર્ય હું ખાસ ઉચિત માનતો નથી. પણ આજની દેશની પરિસ્થિતિના બળો હેઠળ કલાની જે કૂચ છે, એ કૈં એટલી બધી નિરાશાજનક નથી જ. કારણ કે આજના વિશ્વયુધ્ધને લીધે ઉજળા, મૂડીવાદી, ઉદ્યોગપતિઓના વર્ગને જે ગજબનાક નફાબાજીનો લાભ મળી રહ્યો છે તેમાંથી કલાનો એક વર્ગ તૈયાર થઈ રહ્યો છે—પોષાઈ રહ્યો છે.

આ વર્ગમાં જો જાગૃતિ આવે, એમની કલમ, પીંછી અને રંગોની વિકૃતિનો અંત આવી, એમની શક્તિઓ અને કલા જનતા તરફ વળે, તેઓમાં 'સમાજવાદી વાસ્તવવાદ'નો ઊમળકો આવે તો ભારતવર્ષની કલા માટે આવતીકાલ જરૂર ઉજ્જવળ છે જ!

—આજના વિશ્વવ્યાપી યુદ્ધ વચ્ચે પણ સોવિયેતની કલા ઝઝૂમી રહી છે. એના બળ અને એની બેસુમાર તાકાત જોવાં હોય તો લાલ લશ્કરમાંના એકે એક યોધ્ધાની ધગશ જેટલી જ ધગશ, યુધ્ધ સમયમાં વતનની હિફાઝત કરતા કલાકાર વર્ગની પીંછીમાં, રંગોમાં, આલેખનમાં, તેમનાં કલારૂપકોમાં નજરે પડે છે.

એમાંજ છે સોવિયેતની કલાનો વિજય!—કારણ કે એ કલા જનતાની છે. જનતાની ઉર્મિઓનું એકીકરણ કરવામાં સમષ્ટિની જીવન વાટિકામાં ઉર્મિઓનાં અનેક રંગી છતાંયે માનવતા અને બિરાદરીની ફોરમે મહેંકતા ફુલો ખીલાવવામાં અચૂક ભૂમિકા ભજવી રહી છે સોવિયેતની કલા!

# પ્રગતિશીલ સાહિત્ય શું છે?

ખ્વાજા એહમદ
અબ્બાસ

"સત્ય શું છે?" મશ્કરા પાઈલોટે પૂછયું કહેવાય છે;......પણ જવાબ સાંભળવા થોભવા માટે એ તૈયાર નહોતો.

"પ્રગતિશીલ સાહિત્ય શું છે?" જીવન પ્રતિ ઉદાસી એવા માનવીઓ મજાકમાં પૂછે છે. લગભગ બારેક વર્ષ પહેલાં હિંદમાં પ્રગતિશીલ લેખક મંડળની સ્થાપના થઇ ત્યારથી આ પ્રશ્ન પૂછાઇ રહ્યો છે. માત્ર જો આ ઉદાસીઓ અમારો જવાબ સાંભળવા થંભે તો તો અમે તેમને યોગ્ય ઉત્તર આપી શકીએ તેમ છીએ.

સૌથી પ્રથમ સમજવાની વાત તો એ છે કે કોઇ પણ—અને તેમાં પ્રગતિશીલ લેખકો તો નહિ, નહિ ને નહિ જ—એમ માનતું નથી કે અમુક જુવાન લેખકોએ પ્રગતિશીલ લેખક મંડળ સ્થાપ્યું ત્યારથી જ પ્રગતિશીલ લેખન શરૂ થયું છે. પ્રગતિશીલ સાહિત્ય તો છેક સાહિત્ય જેટલું જૂનું છે. એ સાહિત્યના સૌ પૂરાણા નમુના તરીકે હું અશોકના શિલાલેખો કે ઇશુ ખ્રિસ્તના બાઇબલમાંથી એની ક્રાંતિકારી વાણી ટાંકી શકું તેમ છું. પેલી ચીની કલાસિકલ નવલકથા—જેનું અંગ્રેજી ભાષાંતર All Men Are

Brothers—'સૌ માનવીઓ ભાઈભાઇ'ના નામે થયું છે—સૈકાઓ પહેલાં લખાઈ હતી, પણ કોણ કહી શકશે કે એ પ્રગતિશીલ સાહિત્ય નથી ?

સામાજીક ન્યાયનું વિધાન તો માનવ જાતમાં, 'સમાજવાદ' શબ્દ સંભળાયો તે પહેલાં હજારો વર્ષથી રહ્યું છે, છતાં પણ સૌથી પ્રથમવાર આ ભાવનાને માત્ર લાગણીમય કે દાનની ભૂમિકા પરથી ઉતારી લઈ, સામાજીક વ્યવસ્થાનું બુધ્ધિપૂર્વક પૃથક્કરણ કરી, નક્કર આર્થિક સંબંધોની ભૂમિકા પર આણનાર તો ' સમાજવાદી આંદોલન જ છે. એ વાત સાચી છે કે પ્રગતિશીલ સાહિત્ય છેક પ્લેટો અને એરિસ્ટોટલના દિનોથી માંડી ટાગોર અને ઈકબાલના સમય સુધી સર્જાયું છે; પણ સામાજીક ન્યાય માટેના સંગ્રામમાં સાહિત્યને એક તીક્ષ્ણ હથિયાર તરીકે વાપરવાની જરૂરત, એની શકયતાઓ વિષે સભાન જાગૃતિ તથા એ દિશામાં યોજના તો સમાજવાદી આંદોલનના દિનોમાં જ આવ્યાં છે. જ્યારે મૂડીવાદ, શાહીવાદ અને ફાસિવાદના પરિણામરૂપ વધુ કટર અને ઉંડા સંગ્રામો આવ્યા, જુના સામંતશાહી યુગની તથા સમાજ વિરોધી ધાર્મિક નીતિ રીતિ તથા આધ્યાત્મકવાદના વારસા રૂપે વધુ કરૂણ અથડામણો આવી ત્યારે લેખકો માટે નવી પરિસ્થિતિ આવી ઉભી. લેખકોને માથે વધુ જાગ્રત બનવાની ફરજ આવી કે તેમણે આઝાદી અને સમાજવાદને પક્ષે સીતમ અને પ્રત્યાઘાતનાં બળો સામે પોતાનો મોરચો ખડો કરવો.

અને ત્યારે પ્રગતિશીલ લેખક આંદોલનનો જન્મ થયો. હિંદમાં તેનુ મૂર્ત સ્વરૂપ અખિલ હિંદ લેખક મંડળમાં સર્જાયું. પ્રગતિશીલ લેખક આંદોલન અને પ્રગતિશીલ લેખક મંડળ એક બીજાના બિલ્કુલ પર્યાયરૂપ નથી; કારણ હજુ ય એવા જાણીતા પ્રગતિશીલ લેખકો છે, જેઓ મંડળમાં સભ્ય નથી, પણ તેઓ તેમનાં લેખનમાં મંડળના ધ્યેયને સ્વીકારે છે.

હવે આપણે એ ધ્યેયના પ્રશ્ન પર આવીએ. પ્રગતિશીલ લેખનનું ધ્યેય શું છે ?

**પ્રથમ** તો અમે બધા એ મુખ્ય સિધ્ધાન્ત સ્વીકારીએ છીએ કે સાહિત્યની કે કલાની પ્રવૃત્તિને બીજી સામાજીક પ્રવૃતિના અનુસંધાનમાં ચલાવવી જોઇએ, એ જ રીતે એની સમીક્ષા કરવી જોઇએ. બીજા શબ્દોમાં કહીએ તો સાહિત્યની કે કલાની પ્રવૃત્તિ કોઇ વેગળી વિખૂટી પ્રવૃત્તિ નથી, સમાજ–જીવન સાથે એ અતૂટ રીતે સંકળાએલી છે. એટલે "કલાને ખાતર કલા"ની ભાવનાને અમે સ્વીકારતા નથી, નથી અમે સ્વીકારતા કે સાહિત્યનું ધ્યેય માત્ર આનંદ આપવાનું જ હોય છે. એ જ રીતે સાહિત્યના સ્વરૂપના સૌંદર્યમાં લુપ્ત રહેવું–તેવી નર્યા રસદર્શનની ભાવનાનો પણ અમે અસ્વીકાર કરીએ છીએ. કારણ અમે માનીએ છીએ કે સાહિત્યમાં વિષયનું મહત્વ વધુ નહિ તો સ્વરૂપ જેટલું તો જરૂર છે જ છે. અમે કોઈ લેખકના સર્જનની, એ સર્જન કેવી રીતે થયું તે દૃષ્ટિએ સમીક્ષા કરવા માંગતા નથી, **પણ એ શાનું સર્જન છે,** એમાં શો સૂર છે, તેના પરથી કરીએ છીએ. જે કોઈ લેખનથી સામાજીક બદીનો જન્મ થાય કે તેને ઉત્તેજના મળે, પ્રત્યાઘાતી પ્રવૃતિઓને જે કોઈ લેખન ટેકો આપે ને પ્રગતિની કૂચમાં અવરોધક બને, તે લેખનનો અમે અસ્વીકાર કરી તેના પર ફિટકાર વરસાવીએ છીએ. એ જ પ્રમાણે જે લેખનમાં પ્રગતિશીલ પ્રવાહનું દર્શન થાય, જે જનતાને મદદરૂપ થાય, જે લેખન આપણી પ્રજાને એના ઉચ્ચ ધ્યેયમાં લડવા જાગૃત કરી પ્રેરે, તેને અમે સન્માનીએ છીએ, તેના યશોગાન ગાઇએ છીએ. પછી એ લખાણ પર માર્કસવાદની છાપ હોય કે નહિ, તેની અમને પરવા નથી.

અને હવે એક બહુ પ્રચલિત "માન્યતા"ને હું સાફ કરવા માગું છું. કેટલાક પ્રગતિશીલ લેખકો સમેતના ઘણા માને છે કે માર્કસવાદી સાહિત્ય તથા પ્રગતિશીલ સાહિત્ય પર્યાયરૂપ છે. આ માન્યતા સાવ ખોટી છે. માર્કસવાદી સાહિત્ય પ્રગતિશીલ હોય છે, પણ બધું પ્રગતિશીલ સાહિત્ય માર્કસવાદી હોતું નથી. નહિતર તો આપણે **નર્મદ, ટાગોર, ઇકબાલ, પ્રેમચંદ,** અને **નઝરૂલ ઈસ્લામ** જેવા લેખકોને આપણે પ્રગતિશીલ તરીકે કેવી રીતે ગણી શકીએ ? પણ સાથે સાથે અમે એમ જરૂર માનીએ છીએ કે ઇતિહાસનું ભૌતિકવાદી દૃષ્ટિએ કરેલી રજૂઆત દ્વારા માર્કસે માનવ સમાજને પોતાનો કિંમતી ફાળો આપ્યો છે; જેવી રીતે અમે ડાર્વિન તથા ફ્રોઇડ વિષે પણ માનીએ છીએ.

"પ્રગતિ"ની ભાવના સાપેક્ષ છે અને તેથી "પ્રગતિશીલ લેખક"નું મૂલ્ય તે સમયની સમગ્ર પરિસ્થિતિને ભુમિકા તરીકે ગણીને ઘટાડવાનું હોય. શેકસપિયર કોઇ પણ રીતે સમાજવાદી ક્રાંતિનો ઉપદેશ ન જ આપી શકત, પણ એ બીજું કરી શકયો હોત. એ વખતે ઇગ્લાંડની આમ જનતાના પ્રગતિશીલ બળનો જન્મ થયો હતો. તેની સાથે શેકસપિયરના સમકાલીન ક્રાંતિકારી પાદરી **જહોન બોલ**ની પેઠે એ પણ આ નવા બળની સાથે પોતાની જાતને એક કરી શકયો હોત. કાલીદાસે એના નાટકોમાં "ચમત્કાર"ની યુક્તિ વાપરી તેને માટે આપણે તેને માફ કરી શકીએ; પણ આજે વીસમી સદીમાં જો કોઈ પણ હિંદી લેખક વહેમો કે લોકશાહી વિરૂદ્ધ ભાવના ફેલાવા યત્ન કરે તો આપણે કદી માંફ કરી શકીએ નહિ. ખરેખર તો અંતમાં લેખકની જે સામાજિક માન્યતા છે તેનાથી જ એના લેખનની વસ્તુ ઘડાય છે. દાખલા તરીકે શિવાજીની જીંદગીને વણી લઈ પ્રગતિશીલ નાટક લખી શકાય, તેમાં શિવાજીને યોદ્ધા અને દેશભક્ત તરીકે ચીતરી શકાય. એ જ પ્રમાણે શિવાજીના જીવનને પ્રત્યાઘાતી નાટકમાં પણ વણી શકાય. શિવાજીના રાજ્યને લોકશાહી વિરૂદ્ધ એક માનવીના તંત્રના પ્રચાર માટે કે શિવાજીની મુગલો સામેની લડાઇને મુસ્લિમો વિરૂધ્ધ હિંદુઓની સત્તા તરીકે ઘટાવી, કોમવાદી પ્રચાર કરી શકાય.

પ્રગતિશીલ સાહિત્યના બે મુળભૂત અનિવાર્ય ગુણો છે. તેમાં એક તો **ઉદ્દેશપૂર્ણતા,** બીજો ગુણ છે **વાસ્તવતા.** આ વાસ્તવતા એટલે યુગજુની "રોમાન્ટીક ભાવના"નાં વિરોધી. સ્વરૂપ કલ્પિત અને વેવલી કથાનો બિલકુલ વિરોધ. સાહિત્યના દુર્ગોમાં હજુ હમણાં જ પ્રગતિશીલ લેખકોએ છાપો માર્યો ત્યાં સુધી ગુલ અને બુલબુલની આ ભાવના યુગોથી રાજ્ય કરતી હતી.

એટલા એ ગુણોને લક્ષમાં લેતાં એ હકીકત અનિવાર્ય બને છે કે, પ્રથમ તબક્કામાં પ્રગતિશીલ સાહિત્યના આંદોલનનું કાર્ય **ભાંગફોડનું, નકારાત્મક** કાર્ય બને જ. માત્ર આળસુ ધનિક વર્ગના શોખ માટે રમકડાસમ બની ગયેલ સાહિત્યની જુની અને ખખડધજ્જ ઈમારતને તોડવાની જરૂર હતી. આ તબક્કા દરમિયાન સર્જનાત્મક પ્રયાસોને સ્થાને આઘાત–નીતિ અખત્યાર કરવાની જરૂર હતી. અને તેથી બધા પ્રગતિશીલ લેખકોએ યોદ્ધાઓની પેઠે લખ્યા કર્યું. યોધ્ધાઓના ક્રોધથી એમણે હુમલો કર્યો, જુના સાહિત્યની ઇમારતને ગબડાવવા આઘાતો પર આઘાતો કર્યા. જૂના સાહિત્યના દેવોને તથા જુના જાુઠ્ઠા માખણિયાઓની મજાક ઉડાવી, સમાજનાં કુડાં અંગોને અને સામંતવાદ અને મૂડીવાદનાં કીડા ખદબદતાં ધારાં ખુલ્લાં પાડયાં. આ તબક્કામાં પ્રગતિશીલોએ બહુ મહાન સાહિત્ય સર્જયું છે, એમ હું માનતો નથી. પણ સાહિત્યના કેટલાય દુર્ગોને આ દિવસોમાં જમીનદોસ્ત કરવામાં આવ્યા હતા ને નૂતન–લેખનની ઇમારતને

સર્જવાની ભૂમિકા તૈયાર કરવામાં આવી હતી.

આ સમયનાં લખાણુનો મુખ્ય સૂર વાસ્તવતાના દર્શનનો હતો. સમાજમાં જે કાંઈ કૂડું અને કદરૂપું હતું, તે બધાંનું હિંમતભર્યું અને નિર્દય દર્શન કરાવનાર એ વાસ્તવતા હતી. આ વાસ્તવદર્શનથી કેટલીયવાર પ્રણાલિકાગત ચારિત્ર્યને આઘાતો લાગ્યા કારણ જાતીય સંબંધોની એણે સાફ દિલથી અને ખચકાયા વિના માવજત કરી. સમાજનું આ સૌથી વધુ કોમળ અંગ હતું. બીજા કશા વિષે તમે કહો તે ચલાવી લઈશું, પણ તંદુરસ્ત માનવ વૃત્તિને ગંદી અને અશિષ્ટ એવી બનાવનાર જુના પૂર્વગ્રહો તથા ખોટી રીતનાં જાતીય મૂલ્યોને ખુલ્લાં પાડશો તે નહિ ચાલી શકે! જે સમાજે, પડદો, સ્ત્રી શોષણ, દાયજાની પ્રથા, કજોડાં અને બળજબરીનાં લગ્ન, અને વેશ્યાઓને ચલાવી લીધી છે,—ના તેમને ઉત્તેજન અને પોષણ આપ્યું છે, તેનાથી પોતાનાં આ કરતૂકો પર પ્રગતિશીલ લેખનનો વેધક પ્રકાશ પડે તે સહાતું નહોતું!

એ વાત સાચી છે કે કેટલાક લેખકો આ વાસ્તવદર્શનમાં શિષ્ટતાની સીમાઓ ઓળંગી ગયા હતા ને બીજા કેટલાક તક સાધુઓએ ગંદા જાતીય સાહિત્યને પ્રગતિશીલ સાહિત્ય તરીકે ધટાવ્યું હતું. છતાં પણ કોઇ એ વાતનો ઈન્કાર કરી શકે તેમ નથી કે આ "નકારાત્મક" કાળમાં પણ પ્રગતિશીલોએ સાહિત્યની સીમાઓ વિશાળ કરી છે, માનસશાસ્ત્રના અનેક પ્રશ્નોને, અનેક આશાઓને, માનસિક અથડામણોને, જાતીય જીવનનાં અનેકાનેક વિકૃત સ્વરૂપોને છણી, તેમણે નવા વિષયો અને નવાં દષ્ટિબિંદુની સાહિત્યને ભેટ કરી છે.

પણ આજે હવે એ પ્રાથમિક અપરિપકવતાનો કાળ પૂરો થયો છે. આજે હવે પ્રગતિશીલ લેખકો પકવ થયા છે. હવે માત્ર "આઘાત" કરવાની તેમની વૃત્તિ નથી પણ તેઓ નવા અને વધુ સારા સાહિત્યનું સર્જન કરવાની કોશીષ કરી રહ્યા છે. આપણી જનતાને મહત્વના એવા પ્રશ્નો અંગે, જ્યાં પ્રજા પ્રજાનું શોષણ ન હોય તેવા નવા જગતના સર્જનના સવાલો વિષે, તેઓ પોતાની કલમ ચલાવી રહ્યા છે. આજે તેઓ ઘણું લખી રહ્યા છે—વાર્તાઓ અને કાવ્યો, નાટકો અને લેખો, આઝાદી અને રોટી, લાલ ગેરિલાઓની જવાંમર્દી, મૂડીવાદી સંઘરાખોરોની નિર્દયતા, તથા શાહીવાદી રાજ્યના સીતમ વિષે તેમની કલમ ચાલી રહી છે.

અમે પ્રગતિશીલ લેખકો એક બીબાંમાંથી બહાર પડેલા સિક્કાઓ નથી. અમે તો કમ્યુનિસ્ટો અને સમાજવાદીઓ અને કોંગ્રેસજનો છીએ; અમે હિંદુ, મુસ્લિમ, પારસી, ખ્રિસ્તી છીએ; અમે અંગ્રેજીમાં અને હિંદુસ્તાનીમાં, દેશની જુદી જુદી જબાનોમાં લખીએ છીએ. અમે લેખનનાં જુદાં સ્વરૂપમાં લખીએ છીએ. અને અમારા સર્જનની કથા પણ ભાત ભાતની છે. **એ બધાંયમાં જે સળંગ અતૂટ ધાગો છે, તે છે અમારી જીવન પ્રત્યેની દષ્ટિનો—પ્રગતિશીલ ઉદ્દેશશીલ, વાસ્તવદર્શી દૃષ્ટિનો.** અને એટલે જ અમે જે વાસ્તવતા છે, હકીકત છે, જે જીવંત છે અને જેનું જીવન મહત્વનું અને જરૂરી છે તેના વિષે લખીએ છીએ. એટલે જ અમારા લેખનમાં "ગૂલો અને બુલબુલો" અને "પ્રેમના પ્રથમ આવિષ્કરણનો બેરૂપ ઉન્માદ" નથી. કારણ અમે જાણીએ છીએ કે જ્યાં સુધી શાહીવાદ અને ફાસિવાદનો નાશ નથી થયો ત્યાં સુધી ખીલેલાં ગૂલની ફોરમ વેડફાય છે, અને બુલબુલનું ગીત તો ભૂખ્યા, કંગાલ અને ગુલામો માટે માત્ર મરશિયા સમાન જ છે.

અને આમ અમારી કૂચ ચાલુ જ છે. ટીકાઓ, હુમલાઓ અને મજાક મશ્કરીની પરવા વિના, ગેરસમજૂતો અને જાણીબુઝીને કરાએલી ખોટી રજુવાતોની ખેવના વિના એ કૂચ ચાલુ જ છે. એ સ્વાભાવિક છે કે સમાજના અમુક શકિતશાળી વિભાગો અમારા પર હુમલો કરે જ, કારણ અમે અને તેઓ બે જુદાં જગમાં જીવીએ છીએ. તેઓ મરેલા ભૂતકાળમાં જીવી રહ્યા છે, અમે હજુ જેનો જન્મ થવાનો છે તેવા ભાવિમાં જીવીએ છીએ.

અમે પ્રગતિશીલ લેખકો, એ બધા વિરોધોમાંથી વિજયવંત નીવડવાના છીએ–જેમ પ્રજા શોષણ અને સીતમમાંથી વિજયવંત નીવડે છે તેમ જ. અને જ્યારે જનતા પોતાની પૂરી તાકાતથી પૃથ્વીની માલિક બનશે ત્યારે અમારો પણ પૂર્ણ વિકાસ થશે જ. કારણ અમે તો અમારૂં ભાવિ જનતા સાથે જોડયું છે, જનતાની કથાઓના કહેનારા તરીકે, જનતાનાં ગીતોના ગવૈયા તરીકે અમારી સાંકળ જનતા સાથે જોડાઈ છે.

# "વાચનમાળાઓમાં ઈશ્વર"

રમણલાલ સોની

'બાળક એટલે નાનો માણસ'—એવી એક ગેરસમજ શિક્ષણકારોમાં પણ પ્રવર્તે છે. પરિણામે મોટાઓને જે જોઇએ, જે ગમે, જે ન ગમે તે બાળકોને પણ જોઇએ જ, ગમે જ, કે ન જ ગમે એવો ખ્યાલ ઉત્પન્ન થયો છે. આ ખ્યાલને લીધે બાળકની વતી મોટાઓ વિચાર કરી નાખે છે, બાળકની વતી નિર્ણયો પણ તેઓ જ કરી નાખે છે. આમ શુધ્ધ માનસશાસ્ત્રીય કે વૈજ્ઞાનિક દૃષ્ટિ ખીલતી નથી, પરંતુ મોટાઓના આચાર-વિચારનું બાલમાનસ પર આક્રમણ થાય છે.

આનો સૌથી વધુ ધ્યાન ખેંચનારો દાખલો આપણી પ્રાથમિક શાળાઓ માટેની વાચનમાળાઓમાંનો 'ઇશ્વર' છે. ઇશ્વર વિષેની ચાર મોટાઓની સમજ પણ એક જાતની નથી, ઘણાઓને તો તે વિષે કશી જ કલ્પના પણ નથી, બીજા કેટલાક તે વિષે કશી કલ્પના કરવાની તકલીફ લેવાની ય જરૂર જોતા નથી, ત્યાં વૈજ્ઞાનિક વિચારણાની તો વાત જ શી ? અને જ્યાં વસ્તુસ્થિતિ આવી વિકટ છે, ત્યાં વાચનમાળાઓમાં બાળકની પાસે પ્રાર્થનાઓ રજૂ કરવામાં આવે છે : "ઓ ઇશ્વર તું એક છે, સરજ્યો તેં સંસાર !"

અથવા "કોઇ કહો એ પરમેશ્વર કેવા હશે". વગેરે. તમે પોતે ભલે ઇશ્વરમાં શ્રદ્ધા ધરાવનારા હો, પણ તમારી એ શ્રધ્ધા તમારી પોતાની છે. એ ગમે તેટલી દૃઢ હોય ને તમારે મન એ ગમે તેટલી પવિત્ર હોય કે અનિવાર્ય હોય, પણ મને લાગે છે કે બાળક મન ઉપર તમારી એ માન્યતાનો ભાર લાદવામાં અન્યાય છે એટલું જ નહિ, પણ શુદ્ધ માનસશાસ્ત્રની દષ્ટિએ, જે વસ્તુની બાળક મનને કશી જ કલ્પના નથી, કશું જ્ઞાન નથી, જેની આવશ્યકતા કે અનાવશ્યકતા વિષે બાળક મનને કશી સમજ નથી, તે વસ્તુનું પછી તે ઇશ્વર હોય તો પણ—તેને આમ જ્ઞાન કેવી રીતે આપી શકાય ? અને આવી રીતે

તેના મન ઉપર 'ઇશ્વર છે જ, તે સર્વ શકિતમાન છે, વગેરે વગેરે' કહીને ભાર લાદવાથી ખરેખર કશો હેતુ સરે છે કે કેમ, ખરેખર બાળક તેવી રીતના ઉપદેશથી ઇશ્વર પ્રીતિ-વાળો થાય છે કે કેમ તે મને પ્રશ્ન લાગે છે—અને ખૂબ ગુંચવણભર્યો પ્રશ્ન લાગે છે.

પ્રત્યક્ષ જ્ઞાન કે પ્રત્યક્ષ પરિચયના પાયા ઉપર નવું જ્ઞાન આપી શકાય એ વિદિત સિધ્ધાંત છે. મકાનને ચણનારો જેમ કોઈક સુતાર કડિયો છે જ, તેમ દુનિયાની ઈમારત ચણનારો કોઈક ઇશ્વર અગર, અગોચર પણ છે જ, તેવી રીતે બાળકના મનમાં ઈશ્વર વિષેની વાત મૂકી શકાય; પરંતુ ઉગાડી નહિ શકાય. તેનાં મૂળ ઊંડાં નહિ ઉતારી શકાય. એટલે મને તો લાગે છે કે જેમ સીધો ઉપદેશ કાર્યસાધક નથી એમ માનસશાસ્ત્રે કહ્યું છે ને સ્વીકારાયું છે, તેમ ઇશ્વર છે જ, ને તેને આપણે ભજવો જોઇએ એવો સીધો ઉપદેશ પણ કાર્યસાધક નથી. 'ઇશ્વર' ને વચમાં લાવ્યા વગર, સૃષ્ટિની અનેક અદ્‌ભુતતાઓ બાળકને સમજાવી શકાય, અને તેના ચિત્રપર સૃષ્ટિની અદ્‌ભુતતાનાં દર્શનથી અહોકારની છાપ પાડી શકાય તો તે વધુ કાર્યસાધક થવાનો સંભવ છે. ઇશ્વરે મનુષ્યને ઘડયો, ને મનુષ્યમાં જ્ઞાનબુદ્ધિ મૂકયાં એવું કોઈ ન સમજાય કે ન સમજાવી શકાય તેવુ અસ્પષ્ટ વિધાન કરવા કરતાં, મનુષ્યની બુદ્ધિ શકિતનો મહિમા જ ગાવામાં, માનવ-જીવનનું તારતમ્ય વધારે સમજાવી શકાય. આવું શિક્ષણ પામેલો માણસ માનવતાનું મહત્વ પિછાની શકશે, અને એ કંઈ ઓછું નથી. ઇશ્વર છે કે નથી તેના ગુંચવણભય પ્રશ્નમાં બાળક મનને મુંઝવવાનું કરવાને બદલે તે પ્રશ્ન જ ઊભો ન કરવો, ને અનુભવે એની મેળે જ પ્રશ્ન જાગવાનો હોય તો જાગવા દેવા જેટલું ધૈર્ય રાખવું એ શિક્ષણકારને માટે વધુ ઉચિત છે. એમ મને લાગે છે. આજે આપણી પ્રચલિત તમામ વાચનમાળા-ઓમાં ઈશ્વરપ્રાર્થનાઓ છે, એક વાચનમાળાની બીજી ચોપડીમાં તો ઈશ્વરને આકાશમાં રેંટિયા પર સૂતર કાંતતો કલ્પ્યો છે. આ બધાં લખાણો અંતે તો લેખકની પોતાની જ અતિપ્રિય માન્યતાની સામે બાળક મનને ઉશ્કેરનારાં નીવડે છે, કારણ કે આજે બળપૂર્વક એક વાત તેના મન પર ઠસાવવાથી તે કદાચ માની લેશે–અથવા માની લેતો દેખાશે, પણ કાળક્રમે જ્યારે એની સ્વયંબુદ્ધિ પ્રવૃત્ત થશે ત્યારે એ આવી માન્યતાઓ સામે પ્રતિકારનુ રૂપ ધરશે. આજે આપણાં જીવનમાં આટઆટલી નીતિ ધર્મની ગુલબાંગો છતાં સાચી ધાર્મિકતા કેમ નીચોવાઈ જઈ રહી છે? માનવતાની ભાવના કેમ આટલી અપ્રિય રહી છે? આ ઉપરથી એમ નથી લાગતું કે ઈશ્વર કે કાર્ય કે નીતિ નિયમોને રજૂ કરવાની આપણી રીત દોષભરી છે! નીતિવિષયોની બાબતમાં શિક્ષણકારો સ્વીકારે છે કે તેનો સીધો ઉપદેશ ન કરવો તે ઇષ્ટ છે, તેવું જ ઇશ્વર અને ધર્મની બાબતમાં પણ શા માટે નહિ? શા માટે ઇશ્વરને અણગમતા પ્યાદાની જેમ વાપરવો ને બાળકમનને અનિષ્ટ ત્રાસ આપવો?

# ભારતીય કલા વિષે--

હિરાલાલ ગોદીવાળા

**આજે ભારતીય કલા સમક્ષ અનેક પ્રશ્નો આવી ખડા છે. પ્રાચીન અને** અર્વાચીનનો મેળ આજે કલામાં સાધી શકાય કે નહિ ? કલાનો પ્રવાહ અસ્ખલિત વહેતો રહેશે કે જાણે અનિવાર્ય રીતે એ પ્રવાહ અટકવાનોજ ? કલામાં પૂર્વ અને પશ્ચિમ વચ્ચેનો સંબંધ પણ આ પ્રાચીન-અર્વાચીનના પ્રશ્ન સાથે સંકળાયેલો છે. ભૂતકાળની કલા આજે નષ્ટ કે નષ્ટપ્રાય હાલતમાં હોય કે પરંપરાદ્વારા જેમ તેમ કરી એણે પોતાનું સ્વરૂપ આછા પાતળા રૂપમાં જાળવી રાખ્યું હોય તો તેને આજે કેટલા પ્રમાણમાં ટકાવી શકીએ કે અપનાવી શકીએ અને આજના જીવન પ્રવાહ સાથે એનો મેળ સાધી શકીએ?

વર્તમાનને ભવિષ્ય સાથે સંબંધ ખરો કે નહિ ? આજની કલા ભવિષ્ય સાથે શો સંબંધ રાખી શકે અને એ કેવી રીતે ? ભવિષ્યના ઘડતરમાં આજની કલાનો ફાળો કેટલો ?

'કલાસિકલ' (Classical) અને લોકસર્જીત કે લોકભોગ્ય કલા વચ્ચેનો સંબંધ પણ આજે એક રીતે પ્રાચીન-અર્વાચીનના પ્રશ્ન સાથે સંકળાયલો છે. ભારતીય સંગીત અને નૃત્ત કે નૃત્યના ક્ષેત્રમાં તો આ પ્રશ્ન ખૂબજ ચિંતન અને ચર્ચા માગી લે છે.

કલા અને સમાજ, કલા અને રાજકારણ, કલાકાર અને સમાજ વચ્ચેના સંબંધનો પ્રશ્ન પણ આજે ખડો છે. એ ઉપરાંત પણ અનેક પ્રશ્નો છે, જેવાં કે ભિન્નભિન્ન કલાઓ—સંગીત, નૃત્ત, નૃત્ય, અભિનય, ચિત્રકલા, કાવ્ય, શિલ્પ—વચ્ચેના સંબંધ અને સંપર્કનો પ્રશ્ન કે 'ટેકનીક'ને લગતા પ્રશ્નો ( દા. ત. ભારતીય સંગીતમાં આજના જીવનના પ્રવાહ અને આજની જરૂરિયાતોને ધ્યાનમાં લેતાં, કેટલે અંશે પ્રાચીન વાદ્યો પોતાનું વર્ચસ્વ જાળવી શકે ? નવાં વાદ્યોનું સર્જન થઇ શકે કે નહિ ? 'માઇક'નો ઉપયોગ ઉચ્ચકલા સર્જનમાં થઈ શકે ? 'સિનેમા ટેકનીક' અન્ય કલાઓના—સંગીતના કે સાહિત્યના—ક્ષેત્રમાં પગપેસારો કરે એનાથી લાભ કે હાનિ થવાનો સંભવ છે ? વિ૦).

આવા અનેક પ્રશ્નોમાંનો એક તે ઉચ્ચ કલાસર્જન પાછળ રહેલ પ્રેરક બળનો અને શ્રદ્ધાનો. કલાકારને પોતાની કલાના મહત્વમાં કે કલાદ્વારા ઉભી થતી સૃષ્ટિમાં કે કલામાં વ્યકત થતા ભાવોમાં શ્રદ્ધા ન હોય તો, ગમે એટલો કુશળ કારીગર હોવા છતાંય, એ ઉચ્ચકલાસર્જન કરી શકે ખરો ? પ્રાચીન કલાના સર્જન પાછળ ધર્મ એક મહાન પ્રેરકબળ હતું. એવા કોઇ મહાન પ્રેરકબળ વિના ઉચ્ચ કલાનું સર્જન શકય છે ખરૂં ? ઉંડી શ્રદ્ધા કે મહાન પ્રેરકબળ વિના પણ ઉચ્ચ કલાનું સર્જન શકય છે એવી માન્યતામાં બહુ તથ્ય નથી લાગતું. ગમે એટલા કુશળ કારીગરોની મદદ લઇ ગમે એટલો પૈસો ખર્ચી, ગમે એટલાં વર્ષો સુધી મહેનત કરી પણ સ્ત્રીપ્રેમ જેવા કોઇ મહાન પ્રેરકબળ વિના આગ્રાના તાજમહેલનું સર્જન શકય ન બન્યું હોત એમ માનવાનેજ જીવ લલચાય છે. પછી ભલેને કોઈ કુશળ, બુદ્ધિચતુર 'અભ્યાસી' ગમે એટલું મનાવવાને પ્રયત્ન કરે કે

શાહજહાંનો મુમતાઝ માટેનો પ્રેમ એ ફક્ત લોકવાયકાજ છે કે કપોળકલ્પિત કહાણી છે. આપણી પાછળ લોકો આપણી વાહવાહ પુકારશે કે આપણું નામ આ કલાદષ્ટિ દ્વારા અમર થઇ જશે એવું કોઈ પ્રેરકબળ પણ કલાના સર્જન પાછળ હોઈ શકે; પણ એથી ઉચ્ચ કલાસર્જન થઈ શકે ખરું ? અજન્તાનાં અદ્ભુત ભીંતચિત્રો કે વેરૂળની ગુફામાંની જીવન્ત મૂર્તિઓ કોઈ આવી ભાવનાથી નહોતી સર્જાઇ. પ્રાચીન હિંદી શિલ્પકારોએ પત્થરમાંથી કોરી કાઢેલાં કે તાંબાપિત્તળમાંથી ઘડી કાઢેલાં દેવદેવીઓ—શિવ પાર્વતી, નટરાજ, વિષ્ણુ, લક્ષ્મી, સૂર્ય, સરસ્વતી, ગંગા–યમુના—ના સર્જન પાછળ ઊંડી ઊંડી શ્રદ્ધા, ભાવના અને સાધના હશે એ વિષે શંકા હોઈ શકે ? અમુક નિયમો પાળ્યો કે અમુક મહેનત કરી કે અમુક કલાકૌશલ્ય દાખવ્યું કે કલાનું સર્જન થઇ ગયું એમ માનનાર કલાકારને આર્ષદષ્ટિવાળો કલાકાર—Artist as seer—કહી શકીશું કે એ ચિરંજીવી અને હૃદયને ઉંડે ઉંડેથી હલમલાવે એવી કલાકૃતિ સર્જી શકશે ખરો ? પછી ભલેને એની ભાવના ગમે એટલી તીવ્ર હોય કે એનું નામ અમર થઇ જાય.

લોકોની અને કલાકારની ધર્મભાવના શિથિલ થાય કે આછીપાતળી વહેતી હોય કે નરી ઉર્મિલતાનું સ્વરૂપ પકડે— કારણ ગમે એ હોય; સમયનો પ્રવાહ કે Time spivit કારણરૂપ હોય કે મનુષ્યની ઉંડી લાગણીઓએ બીજું વહેણ પકડયું હોય—તો એ, ઉંડી ધર્મભાવના કે શ્રદ્ધાને અભાવે, જીવન્ત, શકિતવાન, ઓજસ્વી કે ચિરંજીવી સૌંદર્યાન્વિત અને દૈવી છતાંય જાણે મનુષ્યરૂપ હોય એવાં દેવદેવીઓ સર્જી શકે ખરા ? કે એવાં જીવન્ત દેવદેવીઓને બદલે એ ફક્ત પ્રાચીન આભૂષણોથી સજ્જિત, મૃદુ રેખાઓથી અંકિત પુતળીઓ કે ઢિંગલીઓજ દેવદેવીરૂપે સર્જવામાં શકિતમાન નીવડશે ? કે આજના મધ્યમવર્ગનાં સ્ત્રીપુરૂષોને જાણે દેવદેવીઓનો શણગાર સજી ઉભાં કરશે ?

આવાં દેવદેવીઓને જોઈ લોકો ઘડીભર વાહવાહ પુકારી એને વિસરી જઇ પાછા પોતપોતાને ધંધે વળગી જશે એવું બનવાનો સંભવ ખરો કે નહિ ?

જીવનનું બાહ્યરૂપ બદલાતું રહે છે અને બદલાતું રહેવાનું. અને જીવનથી—જીવનના બાહ્યસ્વરૂપથી પણ—કલાને અળગી કરવાનું જવલ્લેજ શકય બને છે. અલબત્ત, ઉચ્ચ—કલાના પોતાના અંતર્ગત નિયમો હોય છે; અને સમાજના બાહ્યસ્વરૂપથી પર એવાં જાણે ચિરંજીવ ન હોય એવાં—તત્ત્વો ઉચ્ચ કલાકૃતિમાં રહેલાં હોય છે. પણ એ સાથે એ વસ્તુ પણ લગભગ અનિવાર્ય જેવી જ છે કે કલાનું સર્જન સમાજના બાહ્યરૂપને–બહારના ચોકઠાને–અનુલક્ષીને થવાનું. એટલે જીવન અને કલાનો સંબંધ જાળવી રાખવા કે સાધવા ઈચ્છતા કલાકારો સમક્ષ આ પ્રશ્ન આવી ઉભો રહેવાનોજ. આજનો શિલ્પકાર (આજનું વાતાવરણ અને આજની ભારતીય કલાની સ્થિતિ જોતાં) ઘણું ખરૂં 'મોડર્ન ફ્લેટ' કે નકશીદાર દરવાજાવાળું મકાન કે બિરલા મંદિર કે નવા દિલ્હીનો 'એસેમ્બિલ હોલ' કે એવું કાંઈ ઉભું કરવાનો. મદુરાનું મીનાક્ષી મંદિર કે આગ્રાનો તાજમહેલ કે દિલ્હીની જુમા મસ્જીદ કે એવું કાંઇ એ સહેજે—ગમે એટલો પૈસો ખરચતાં કે ગમે એટલી મહેનત કરતાં ઉભું નહિ થાય એમ માનવાને અનેક કારણ છે. સવાલ છે મુખ્યત્વે નવાં પ્રેરકબળોનો અને એને ઝીલવાની અને કલાનું સ્વરૂપ આપવાની લોકોની અને કલાકારની તાકાતનો સવાલ થાય છે કે આજે બંગાળમાં ખેલાઇ રહેલા મૃત્યુના ભયાનક તાંડવમાંથી કોઈ મહાન કલાકૃતિ ઉદ્ભવે ખરી કે નહિ ?

**આ વિભાગમાં અખિલ હિંદ પ્રગતિશીલ લેખન આંદોલનના પરિચય ઉપરાંત, ઉર્દૂ સાહિત્યના જ એક અગ્રણીએ લખેલ ઉર્દૂ સાહિત્યનાં નૂતન વહેણોનો પરિચય પણ રજુ કર્યો છે. ઉપરાંત, સોવિયેત રુસ અને યુરોપભરમાં જે સાહિત્યે જનતાના મનોબળને સહસ્રધારે વીર્યથી પ્રેરણા પાઈ એક અમોઘ શસ્ત્રરૂપે પોતાના અસ્તિત્વને સિધ્ધ કર્યું છે તેવી થોડિક કિતાબોની પિછાન પણ કરાવી દીધી છે. એ પછી ગુજરાતી કિતાબોનાં જે 'રેડિયો અવલોકન' આપ્યાં છે, એ કાંઇ આ કિતાબોને આગળ કહી તે બધી 'યુધ્ધ કિતાબો'ની સાથે સરખાવવાની ધૃષ્ટતાથી નહિ, (કેમકે આ કિતાબોની કમજોરીઓ કાંઇ સંપાદકોથી અજાણ નથી.) પરંતુ આપણા 'નવ-લેખન'ની દિશામાં મંડાયેલ આછાં પગરણ રૂપે.**



# પ્રગતિ–આંદોલન

**લે : અરુણ ચંદારાણા**

**૧૯૩૦ પછીના દિવસોમાં હિંદમાં પહેલી જ વાર સંપૂર્ણ સ્વાતંત્ર્યની** સ્પષ્ટ રણભેરી બાજી હતી. એ સમયે આપણા દેશના પ્રત્યેક જીવનમાં પ્રગતિશીલ અને પ્રત્યાઘાતી બળો આવનારા અંતીમ જંગની તૈયારીઓ કરી રહ્યાં હતાં. વર્ષોથી દબાયેલો રાષ્ટ્રનો વિરાટ પ્રાણ એ દિવસોમાં જાણે કે મુક્ત બનવા તલસી રહ્યો હતો.

બરાબર આ જ સમયે હિંદ બહારની દુનિયામાં યે નવા સંઘર્ષણનાં મંડાણ થઈ ચૂક્યાં હતાં. સાહિત્ય કલા અને સંસ્કૃતિ જેવા માનવજીવનના ઉચ્ચતમ અને ગૌરવશીલ વારસાને મિટાવી દેનારી પાશવી અને પ્રત્યાઘાતી શકિતઓ આંતરરાષ્ટ્રીય મોરચે સંગઠિત બની રહી હતી. ૧૯૩૧માં મંચુરિયા પર હલ્લો કરી જપાને, અને ત્યારબાદ ૧૯૩૩થી જર્મનીએ એની આગેવાની લીધી.

૧૯૩૬માં રાષ્ટ્રીય કોંગ્રેસના લખનૌ અધિવેશને આ પલટાયેલી પરિસ્થિતિનો પડઘો ઝીલ્યો. સાથોસાથ હિંદના કલમ-નવેશોને પણ ઇતિહાસના એ ઇશારાની ગંભીરતા સમજાઇ.

અને ૧૯૩૬ના એપ્રિલની ૧૦ મી તારીખે હિંદના પ્રગતિશીલ લેખકોની પહેલી પરિષદ હિંદી સાહિત્ય સમ્રાટ પ્રેમચંદજીને પ્રમુખપદે લખનૌમાં મળી. પરંતુ આ દિવસોમાં હિંદી કલાકારની સામે છેલ્લા દાયકાની વાસ્તવ ઘટનાઓએ જે સવાલો

ભીષણ સ્વરૂપે ઉભા કર્યા હતા, તેમાંથી જ હજી તે બહાર ન આવ્યો. એક બાજુથી આર્થિક જીવનની ભીંસ તેને વધુ ને વધુ જકડી રહી હતી; બીજી બાજુ સામાજિક મૂલ્યોની તેની આંકણી ખોટી પડતી જતી હતી. જૂના સમાજમાં જે કાંઇ ઉચ્ચ અને પ્રેરક તત્વો હતાં, જેણે એને કલાકારની કલમ કે પીંછી આપી હતી એ આદર્શો, એ ભાવનાઓ, એ સ્વપ્નાંઓ હવે ડગી ગયાં હતાં. આ જૂની સૃષ્ટિ એના વિકસતા પ્રાણને બહલાવવા ઉણી પડતી હતી. જુની સૃષ્ટિ સાથે એના નવા પ્રાણનો મેળ બેસતો ન હતો. અને એનો ઉકળાટ વ્યકત થવા મથતો હતો. કલાકારોનો આ જાગ્રત ધૂંધવાટ હતો. "કંઇક કરૂં," "માનવી માનવબળનું," "આઝાદ બની જીવુ" વગેરે ભાવનાઓએ તેને પકડી લીધો હતો. અર્થજીવન અને સંકુચિત સમાજ જીવનથી તે છૂટવા માગતો હતો. પણ હજી એને નવી નક્કર ધરતી લાધી ન હતી. સર્જક આત્મા સામે એના સર્જનનો જ અત્યંત કાતિલ સવાલ પેદા થયો હતો. ચારે પાસની રૂંધામણ એને મુંઝવતી હતી.

એવા આ મુંઝવણના દિવસોમાં આંતરરાષ્ટ્રીય ઘટનાઓ સાથે કદમ ભીડવામાં તે પાછળ પડયો હતો.

આથી એ સમૂહરૂપે મળ્યો ત્યારે ય લાંબો કોઇ કૂદકો ભરવા તે સમર્થ ન હતો. આ મર્યાદાને આપણે નજરમાં લઈ પ્રગતિશીલ સાહિત્યકારોનું પ્રથમ જાહેરનામું વાંચીએ તો જણાશે કે, ભિન્ન ભિન્ન વિચારસરણીના સાહિત્યકારો પ્રગતિશીલતાના આંદોલનને લાગે વળગે છે ત્યાં લગી ચોક્કસ માર્ગે એકત્ર થઇ શકે એ માટે **પરિષદે જાહેરનામું પ્રસિદ્ધ કરીને પ્રગતિશીલ લેખકોની કાર્યનીતિ આંકી હતી.**

> "હિંદની ઉચ્ચતમ સંસ્કૃતિના વારસદાર હોવાનો અમે દાવો કરીએ છીએ. નવું જીવન પામવા પ્રયાસ કરી રહ્યો છે. સર્જનાત્મક કાર્યો દ્વારા અમારા દેશ અમે અમારા દેશની આ ધ્યેયપ્રાપ્તિ માટે તમામ શકિતઓ કામે લગાડીશું. અમે માનીએ છીએ કે હિંદના નવા સાહિત્યે ભૂખમરો અને રાજકીય, સામાજિક અવદશા અને રાજકીય ગુલામી જેવા આજના આપણા જીવનમરણના પ્રશ્નો છણવા જોઈએ."

આમ, પહેલી જ વાર આપણા દેશના સાહિત્ય જીવનમાં યુગબળને સ્પર્શતું વ્યવસ્થિત સંગઠિત આંદોલન ઉઠયું; અને મોટમોટા અને આગળ પડતા સાહિત્ય કેન્દ્રોમાં લાહોર, દિલ્હી, અલ્લાબાદ, અલિગઢ, કલકત્તા, મુંબઈ, પૂના, બનારસ, કાનપુર, અમદાવાદ, પટણા વગેરેએ સ્થળોએ અખિલ હિંદ પ્રગતિશીલ લેખક સંઘની શાખાઓ કામ કરતી થઈ.

૧૯૩૫માં ઇંગ્લાંડમાં સ્થપાયેલ હિંદી પ્રગતિશીલ લેખક સંઘ સાથે સંપર્ક સાધવામાં આવ્યો. અને વિશ્વ પ્રગતિશીલ લેખક સંઘ સાથે હિંદના આ પ્રગતિશીલ લેખક સંઘનું જોડાણ કરવામાં આવ્યું.

અને આ આંદોલન પં. જવાહરલાલ નહેરૂ, સ્વ. રવીન્દ્રનાથ ટાગોર, શ્રીમતી સરોજીની નાયડુ, હરીન્દ્ર ચટ્ટોપાધ્યાય, તથા મુલ્કરાજ આનંદ (ફાસિસ્ટોની બોમ્બ-વર્ષાથી ઘવાયેલા સ્પેનના માડ્રિડમાં મળેલી બીજી વિશ્વ પ્રગતિશીલ લેખક પરિષદના અધિવેશનમાં હિંદના સાહિત્યકારોના પ્રતિનિધિ તરીકે હાજરી આપી પાછા ફરેલા વિખ્યાત લેખક) ની રાહબરી નીચે વિકાસ પણ પામ્યું.

**બે વરસને અંતે ૧૯૩૮ ના ડિસેમ્બરમાં, કલકત્તામાં અખિલ હિંદ પ્રગતિશીલ લેખક પરિષદનું બીજું અધિવેશન મળ્યું.**

પહેલા અને બીજા અધિવેશન વચ્ચેના ગાળામાં આંતરરાષ્ટ્રીય તેમજ રાષ્ટ્રીય મોરચે, ભારે મહત્વના બનાવો બની ગયા હતા. આ સમયમાં ચીન પર લશ્કરવાદી જપાન હલ્લો કરી ચૂકયું હતું. સ્પેનના લોકતંત્રને ફાસિસ્ટ ફ્રાંકોએ તારાજ કરી નાખ્યું હતું. ફ્રાન્સના લોકમોરચાનો અંત આવી ગયો હતો. એબિસિનિયાની આઝાદી મુસોલિનીના હાથે રગદોળાઇ ગઇ હતી. ચેમ્બરલેઈનની પ્રત્યાઘાતી નીતિએ હિટલરને યુરોપના નાના નાના સ્વતંત્ર દેશોની સલામતી ભૂંસી નાખવાનો પરવાનો આપી દીધો હતો. યુરોપની ભૂમિ પર નવી યાદવાસ્થળી મંડાવાના ભણકાર વાગી રહ્યા હતા.

હિંદ બહાર બનતા આ બનાવોના ઓળાઓ હિંદ પર યે અચૂક પથરાયે જતા હતા. યુદ્ધનાં ઘેરાતાં વાદળોની કાળી છાયા હેઠળ હિંદનો શોષિત અને કચડાયેલ વર્ગ વધુ ને વધુ બેહાલ બન્યે જતો હતો. માનવ-સંસ્કૃતિના ઉચ્છેદક યુદ્ધના ઝંઝામાંથી હિંદના ગૌરવભર્યા સંસ્કારવારસાને યથાતથ જાળવી રાખવાનું કામ આ સમયે હિંદના પ્રગતિશીલ જાગૃત લેખકોને શિરે આવી પડયું હતું. પરંતુ, હિંદના સાહિત્ય-જગતમાં મૂળ નાખી પાંગરેલી પ્રગતિશીલ લેખક હિલચાલ હજીયે શૈશવકાળમાં હતી. બે વર્ષના એ શિશુ પ્રગતિશીલ સંઘને શિર એ વખતે આવી પડેલી જવાબદારીનો બોજ વધુ ભારે હતો.

આવી પરિસ્થિતિ વચ્ચે **કલકત્તામાં પ્રગતિશીલ લેખક પરિષદનું બીજું અધિવેશન ડિસેમ્બરની ૨૪ ને ૨૫ મી તારીખે** વિખ્યાત સાહિત્યકાર મુલ્કરાજ આનંદના પ્રમુખપદે મળતું હતું.

માંદગીને કારણે હાજર ન રહેલા વિશ્વવિખ્યાત કવિ રવીન્દ્રનાથ ટાગોરના આશીર્વચનો સાથે શરૂ થયેલા આ અધિવેશને, પ્રગતિશીલ લેખક હિલચાલે છેલ્લા બે વર્ષમાં હાંસલ કરેલી સિદ્ધિઓ અને ત્રુટીઓનું સરવૈયું લીધું. હિંદની જુદી જુદી ભાષાઓમાં શરૂ થયેલા નવા સાહિત્યની આલોચના કરી.

આ દિવસો હવે ૧૯૩૬ ના કેવળ ધુંધવાટના રહ્યા ન હતા. ફાસિવાદની ઝેરી જવાલાઓએ એની સર્વભક્ષી ફણાઓને ફેલાવવા માંડી હતી. માનવ જીવનના ઉચ્ચ આવિષ્કાર સમા સાહિત્ય અને સર્જનની સામે માનવતા અને માનવ સંસ્કારિતાના સંરક્ષણની, અરે તેના ખુદ અસ્તિત્વની ગંભીર સમસ્યા પેદા થઇ હતી. હિંદી સર્જકોને માથે ય એ જવાબદારી વધુ વાસ્તવિક બની રહી હતી. કેમકે સર્વભક્ષી યુદ્ધના ઓળા પથરાતા થઇ ગયા હતા. હિંદ એમાંથી છટકી શકે એ અશકય છે, એની ચેતવણી ઉપર ચેતવણી કવિવર ટાગોર, પંડિત નહેરૂ તથા અન્ય સંસ્કાર નેતાઓએ આપી દીધી હતી. સવાલ હવે વધુ સાફ થયો હતો. જાગ્રત કર્તવ્યશીલતાનો રાહ સ્પષ્ટ હતો. કેવળ અસ્પષ્ટ 'વાસ્તવતા'ની વાતો કર્યે ચાલે એમ ન હતું. કેવળ તરંગી 'મુક્તિ' અને 'આઝાદી,' કે સાવ બાધેભાર 'આર્થિક-સામાજિક સ્વતંત્રતા'નાં સૂત્રો ય બસ ન હતાં. મૂડીવાદી-શાહીવાદી સત્તાના આખરી ફોજી સ્વરૂપ ફાસિવાદને જગતની સંસ્કારિતાના સર્વભક્ષી શત્રુના રૂપે ઓળખ્યા વિના છૂટકો ન હતો. માનવતાને ઉગારવા માગતા ઇન્સાને "રાજકારણ"ને સમજ્યા વિના આરો ન હતો.

પરિષદની વ્યાસપીઠ પરથી તમામ સાહિત્યકારોને મુલ્કરાજ આનંદે સાચા સર્જકની સમસ્યાઓ સમજાવતાં ઉદ્બોધન કર્યું:

"આપણા સામાજિક દરજ્જાઓ, વર્ગો અને માન્યતાઓને ઘડીભર ભૂલી જઈને, જીવનના મૂળભૂત પ્રશ્નો તરફનું આપણું દૃષ્ટિબિંદુ ભિન્ન ભિન્ન હોવા છતાં

આપણી સંસ્કૃતિના બચાવ માટે આપણે એક થઈએ એ અત્યંત જરૂરી છે. આપણી સંસ્કૃતિ નાશ પામતાં આપણામાં આઝાદીનો અંશ પણ રહેવા પામશે નહિ. પરિણામે, આપણા રાષ્ટ્રીય સંસ્કારને આપણે વિકસાવી શકશું નહિ, આપણા ભિન્ન ભિન્ન આદર્શોનું આપણે પુનર્વિધાન કરી શકશું નહિ, તેને ચર્ચી શકશું નહિ. આપણે એક વાર આપણી જાતને જો કચડાવા દઈશું અને આપણા ભૂતકાલિન સંસ્કાર વિષેનો હલકો અને જુઠ્ઠો ખ્યાલ આપણે બાંધતા થઇશું યા તો આપણી કલા અને સાહિત્ય વિષે સત્તાધારી અમલદારોએ ઉપરીપણાના ઘમંડમાં આંકેલા મૂલ્યને સ્વીકારતા થઈશું તો આપણી ગુલામીનો કાળ લંબાશે; ને આપણી સંસ્કૃતિ નષ્ટપ્રાયઃ બનશે. હંમેશને માટે વિસરાઇ જશે, ચીન અને સ્પેનની યુધ્ધપરિસ્થિતિએ તથા છેલ્લા દોઢ સૈકાથી આપણી રાષ્ટ્રીય હસ્તી પર તોળાઈ રહેલા અદશ્ય યુધ્ધે પેદા કરેલી કટોકટીભરી સ્થિતિને પહોંચી વળવા આપણે એક નહિ થઇએ; વૈજ્ઞાનિકો, વિદ્યાર્થીઓ, લેખકો, કલાકારો, શિક્ષણશાસ્ત્રીઓ આપણે એક નહિ બનીએ તો આપણી ગુલામી વધુ કારી બનશે. આપણી સંસ્કૃતિ સદાને માટે ભૂલાઇ જશે.

"તમામ સંસ્કાર-બળોની આવી એકતા આપણા દેશની કોઇ પણ સંસ્કાર જાગૃતિની પૂર્વભૂમિકા છે."

પરંતુ, કલકતાની પરિષદના આ મહાઘોષના પડઘાઓ દેશના ખુણે ખુણે પથરાય તે પહેલાં તો યુરોપની ધરતી પર યુદ્ધની ચિનગારી ચંપાઇ ગઇ. યુદ્ધનો દાવાનળ ભભૂકી ઉઠયો. મૂઠીભરોનાં સંકૂચિત અને સ્વાર્થી હિતો સંતોષવા ખાતર માનવી માનવીની કત્લેઆમ શરૂ ગઈ. માનવજીવનનાં જે કંઈ ઉચ્ચતમ અને ગૌરવશીલ તત્વો, કલા, સંસ્કાર, સંસ્કૃતિ, વાઙ્મય પર આ યુધ્ધે પ્રહાર કર્યો. જે ભય ભાખ્યો હતો તે વાસ્તવ બન્યો.

આવી પરિસ્થિતિમાં, માનવજાતના આ ઉચ્ચતમ વારસાની રક્ષા અર્થે જગતભરના સાહિત્યકારો પોતાનાં આયુધો સજી સાબદા બન્યા ને તેમણે શાહીવાદી યુધ્ધનો વિરોધ જાહેર કર્યો. હિંદના પ્રગતિશીલ સાહિત્યકારો પણ દુનિયાના કલમનવેશોની સાથમાં ખભો મિલાવી ખડા થઇ ગયા.

પરંતુ, પોતાનાં સંકુચિત હિતો ખાતર ખૂનરેજી વહાવનાર પ્રત્યાઘાતી શાસનકર્તા વર્ગને આ સાહિત્યકારોની જબાન અકારી થઈ પડી. ને દેશે દેશમાં, જનતાની પડખે રહેનારા આ સાહિત્યકારો પર દમન શરૂ થઈ ગયું. તેમની ધરપકડો શરૂ થઈ. તેમનાં મોં પર તાળાં દેવાયાં. તેમનું વાણી ને વિચાર સ્વાતંત્ર્ય છીનવી લેવાયું. જપ્તી, ધરપકડો અને દમનનું રાજ શરૂ થયું.

યુધ્ધના બે વર્ષમાં તો યુરોપનાં ફાસિસ્ટ બળોએ સારાયે યુરોપને માપી લીધું. યુરોપના નાના નાના દેશોની આઝાદી ચપટીમાં ચોળાઇ ગઇ. ત્રાજવે ચઢેલાં પ્રગતિ અને પ્રત્યાઘાતનાં બળોમાં પ્રત્યાઘાતનાં બળોનું પલ્લું પળ વાર નમી પડયું.



**અને જગતની માનવતાની નવી તવારિખમાં ત્રીજો તબક્કો શરૂ થયો, ૧૯૪૧ની ૨૨મી જુનથી.**

આ દિવસે, દુનિયાનાં તમામ પ્રત્યાઘાતી બળોના સરદાર અને માનવસંસ્કૃતિના વિધ્વંસક હિટલરે મજદૂરોના એક માત્ર રાજ–સોવિયેત યુનિયન પર હલ્લો કર્યો.

પ્રગતિ અને પ્રત્યાઘાત વચ્ચે ઝોલાં ખાતી ત્રાજવાની દાંડી આ ધડાકા સાથે જ ઝૂલી ઉઠી. યુદ્ધના આ બનાવે સારીયે દુનિયાને પડકાર પાડયો: "પ્રગતિ અને પ્રત્યાઘાત, સંસ્કારિતા અને બર્બરતા વચ્ચેનો જંગ શરૂ થયો છે. તમે તમારૂં સ્થાન નક્કી કરી લો." દુનિયાની સમસ્ત જનતા જેને માટે છેલ્લા દશકાથી ઝંખતી હતી તે જનતાનો મોરચો આ બનાવે પેદા કર્યો.

હિંદમાં ય આ બનાવની ઘેરી છાયા ઉઠી. પ્રત્યાઘાતનાં બળો સામે જંગે ચઢેલી સોવિયેત, ચીન અને અન્ય બહાદૂર પ્રજાઓ પ્રત્યે હિંદની મહાન રાષ્ટ્રીય સંસ્થા કોંગ્રેસે સહાનુભૂતિ વ્યકત કરી. પરંતુ, આ બનાવનું રહસ્ય હજુ પૂરૂં કળાય અને એનું હાર્દ કલા રૂપે વ્યકત થાય એ પહેલાં તો હિંદની ધરતીને સીધો ધક્કો લગાવતો બનાવ બની ગયો.

લશ્કરવાદી જપાને ૧૯૪૧ના ડિસેમ્બરની ૭મીએ પ્રશાંત મહાસાગરમાં યુદ્ધની આગ ચાંપી દુનિયાને વધુ અશાંત બનાવી દીધી. જોતજોતમાં તો તે જપાને મલાયા અને બ્રહ્મદેશ સર કરી હિંદના પૂર્વ દરવાજે પડાવ નાખી દીધો. હિંદ પર જપાની આક્રમણના ઓળાઓ ડોકાઈ ઉઠયા.

હિંદની ગરદન પર સ્વાર બની બેઠેલા બ્રિટિશ શાહીવાદની ધૂંસરીમાંથી આપણા દેશની આઝાદી હાંસલ કરવાનો સવાલ તો આપણી સામે પડયો જ હતો. સાથે સાથે જપાની લશ્કરવાદથી દેશની રક્ષા કરવાનું કર્તવ્ય પણ ખડું થયું. શાહીવાદી દમનના વ્રણો હજી તાજાં હતાં; ત્યારે દેશની આપત્તિકાળે સાહિત્યકારનો ધર્મ તેમને પડકારતો હતો.

આવી પરિસ્થિતિ વચ્ચે, **૧૯૪૨ના મે માસમાં દિલ્હી મુકામે અખિલ હિંદ પ્રગતિશીલ લેખક પરિષદનું ત્રીજું અધિવેશન મળ્યું.** આ પરિષદે ઉઠાવેલો અવાજ નબળો હતો. સંખ્યાબળની દૃષ્ટિએ પણ આ પરિષદ નબળી હતી. પણ તેણે કરેલી ઘોષણામાં, દેશને ખૂણે ખૂણે વેર વિખેર થઇને પડેલા સંસ્કારસ્વામીઓને ક્રિયાશીલ કરવાની હાકલ હતી.

પરંતુ, દેશના આ કલમબાજો ક્રિયાશીલ બને તે પહેલાં તો વળી ઓગસ્ટના દિવસોની ઘેરી છાયા દેશ પર પથરાઈ ગઇ. જપાની હલ્લાખોરોથી દેશનું રક્ષણ કરવા માટે રાષ્ટ્રીય સરકારની માંગ ઉઠાવનાર દેશના આગેવાન નેતાઓને પકડવામાં આવ્યા. દેશનાં સંરક્ષણનાં સાધનો મજબૂત બને એને બદલે દેશનું રક્ષણ ખોરવાઇ જાય એવી પરિસ્થિતિ પેદા થઇ. ઠેર ઠેર દમન, અંધાધૂંધી, અવ્યવસ્થાનું રાજ શરૂ થયું.

પરંતુ, દેશના કલાકારોએ દેશની આવી અંધાધૂંધીની પળોમાં માર્ગ ચીંધ્યો. **સપ્ટેમ્બરની ૨૦ મી તારીખે અલ્હાબાદમાં** તમામ આગળ પડતા સાહિત્યકારોએ દેશના આવા વિપરિત દિવસોમાં એક જાહેરનામું પ્રસિદ્ધ કરી જાહેર કર્યું કે—

> "અમે લેખકો આપણા દેશના તાજેતરના બનાવોથી અત્યંત વ્યથિત અને દુઃખી થયા છીએ. સામુદાયિક ગોળીબાર, ધરપકડો અને દમને આપણા દેશમાં ત્રાસનું સામ્રાજ્ય પ્રસરાવ્યું છે...આપણો દેશ આજે વિશાળ કારાગારમાં ફેરવાઈ ગયોછે. અમે સરકાર પાસે માંગ ઉઠાવીએ છીએ કે, આ કારાગારના દરવાજા

તાત્કાલિક ખોલી નાખવા જોઇએ. કે જેથી મુકત બનેલા લોકો એક બનીને પૂર્વ અને પશ્ચિમમાંથી આપણા દરવાજા ખટખટાવતા આક્રમણકારોનો સામનો કરી શકે. આ દમન સામે અવાજ ઉઠાવવાની અને ફાસિવાદ સામે દેશનાં તમામ બળોને એક કરવાની અમે તમામ સાહિત્યકારોને હાકલ કરીએ છીએ.''

હિંદના પૂર્વના પહેરગીર બંગાળે આ હાકલને પ્રથમ ઝીલી લીધી. બંગાળના દરવાજા ખટખટાવતા જપાની હલ્લાખોરો સામે બંગાળના લોકોને સંગઠિત અને જાગૃત બનાવવા તેઓ સજ્જ બન્યા. **૧૯૪૨ના ઓકટોબરની ૪ થી તારીખે બંગાળના સુપ્રસિધ્ધ સાહિત્યકારોનું એક સંમેલન મળ્યું**; અને આ સંમેલનના મંચ પરથી પ્રસિધ્ધ બંગાળી સાહિત્યકાર અને અખબારનવેશ સત્યેન્દ્રનાથ મઝુમદારે કલાકારોને કલમ પીંછી ઉઠાવવા ઘોષણા કરી.

આ સંમેલનની વિશિષ્ટતા તો એ હતી કે આ સંમેલનમાં જૂની અને નવી પેઢીના **મુસ્લિમ લેખકો** પણ મોટી સંખ્યામાં હાજર હતા. આમ, બંગાળના તમામ સુપ્રસિધ્ધ હિંદુ-મુસ્લિમ સાહિત્યકારોએ દેશની કટોકટીની ઘડીએ પોતાના વતનની રક્ષા અર્થે એક બની અવાજ ઉઠાવ્યો હતો.

બરાબર આજ સમયે આવું એક **બીજું સંમેલન બનારસમાં મળ્યું** હતું આ સંમેલનમાં મળેલા હિંદી અને ઉર્દુના આગેવાન સાહિત્યકારોએ પણ પોતાની ફરજ જાહેર કરતું નિવેદન પ્રસિધ્ધ કર્યું.

દેશ અને માનવજાતની આવી કટોકટીની વેળાએ **ઉર્દુના મશહુર શાયર અને હિંદની પ્રગતિશીલ લેખક હિલચાલના આગેવાન જોશ મલિહાબાદી, તથા અન્ય પ્રતિભાવાન ઉર્દુ કવિ સાગર નિઝામી** હિંદના સાહિત્યકારોને તેમના ધર્મનું ભાન કરાવતો અને તેમની સર્જનશકિતઓ દ્વારા ફાસિસ્ટ આક્રમણ સામે દેશની રક્ષા કરવાનું આવાહન કરતો પ્રેરક સંદેશ આપે એ યથાર્થ જ છે. તેમણે જાહેર કર્યું કે—

''માનવજાતની ઇમારત જેના પર ઉભી થઇ છે તે માનવસંસ્કૃતિ અને સંસ્કારિતાના પાયાએ આજે ડગી ઉઠયા છે એવું અમને લાગે છે...સોવિયેતનો બહાદર નેજો પડશે તો સારીયે પ્રગતિ ધૂળ અને રાખમાં મળી જશે. આ યુધ્ધમાં ફાસિવાદનો વિજય થશે તો સારીયે દુનિયાને માટે ઉજળા ભાવિને બદલે અંધારયુગ શરૂ થશે. વિચાર અને વાણી સ્વાતંત્ર્યનો જલતો દીપક બુઝાઇ જશે અને કલા તથા વિજ્ઞાન તારાજ બનશે... ક્રૂરતા અને પાશવીપણાની છેલ્લી કક્ષાએ પહોંચનારા આ જ જંગલીઓના આક્રમણનો ભય હિંદ પર યે ઝઝૂમી રહ્યો છે. આ હેવાનોથી પોતાના દેશનું રક્ષણ કરવા કટીબધ્ધ થવું એ દરેકે દરેક હિંદીની ફરજ છે.

''આવી કટોકટીની વેળાએ મહાન અને અગત્યની ફરજો અદા કરવાની જવાબદારી લેખકોને શિરે આવી પડે છે. હતાશા અને માંદલી મનોદશા સામે તેમને લડવાનું છે. ઝઝૂમી રહેલા ભયથી લોકોને જાગૃત કરવાના છે. તેઓએ લોકોમાં દેશાભિમાન જગાવી આપણા દેશના લોકોની ક્રાન્તિકારી એકતા હાંસલ કરવાની છે કે જેથી, તેઓ આપસઆપસના નજીવા ઝઘડાઓ છોડી આપણા મહાન દેશની સંસ્કૃતિના બચાવ અર્થે તૈયાર થઇ જાય''.

જોશ મલિહાબાદીના આ પ્રેરક સંદેશની શાહી હજી તો ભાગ્યેજ સૂકાઇ હશે ત્યાં તો કલકત્તાએ જપાની જલ્લાદોની આગનો પહેલો સ્વાદ ચાખ્યો. ફાસિસ્ટ આક્રમણ હવે કંઈ દૂરની વસ્તુ નહોતી. આપણા દેશને ગળી જવા તેણે પોતાનો પંજો પસારવા માંડયો હતો. આવી પરિસ્થિતિ વચ્ચે **બંગાળના ફાસિસ્ટ વિરોધી લેખકો અને કલાકારોની પહેલી પરિષદ ફાસિસ્ટ આગવર્ષાથી દાઝી ઉઠેલા કલકતા શહેરમાં તા. ૧૯ અને ૨૦ મીએ મળી.**

આ પરિષદમાં ભિન્ન ભિન્ન રૂચીના તમામ બંગાળી સાહિત્યકારો અને કલાકારો વચ્ચેની એકતાનો પડઘો ઉઠતો હતો. પ્રમુખમંડળની રચનાનું સ્વરૂપ જ આ વાતની સાબિતી હતી. **પ્રમુખમંડળમાં, બંગાળના વિખ્યાત નવલકથાકાર તારાશંકર બેનરજી, સુપ્રસિધ્ધ કલાકાર યામિની રોય,** જાણીતા યુવાન વિવેચક અબુ સૈયદ અબુ, આગેવાન મુસ્લિમ લેખક હબીબુર રહેમાન અને બુદ્ધદેવ બસુ હતા.

સમય સાદ દેતો હોય ત્યારે માણસોએ પોતાનાં જુનાં ખોળિયાં તજી બહાર પડવું જોઇએ, પ્રગતિના નેજા હેઠળ આવી ખડા થઈ જવું જોઇએ. ઝંઝાવાતના સમયે, તેનો સામનો કરવાને બદલે રેતીમાં માથું નાખી મોં છૂપાવી દઇને ઝંઝાવાતથી આપણે ઉગરવાના નથી. દેશની કટોકટીમાં લોકોને આવી ઘોષણા ન કરનાર સાહિત્યકારોને પ્રમુખમંડળના અધ્યક્ષપદેથી **તારાશંકર બેનરજીએ** ચેતવણી ઉચ્ચારી હતી. તેણે જાહેર કર્યું હતું કે—

"આજે જો ફાસિવાદ વિજયી બનશે તો દુનિયાની હરિયાળી ધરતીને તીડનાં ટોળાંઓ હરહંમેશ ઉઝાળતાં રહેશે." ફાસિવાદ સામેનો જંગ આપણી તેમજ દુનિયાભરની આઝાદી માટેનો જંગ છે—કવિવર ટાગોરના આ વાકયથી તેણે પોતાનું વકતવ્ય પૂરૂં કર્યું હતું.

આમ બંગાળના સાહિત્યકારોએ પોતાના દેશના લોકોની આઝાદી તરફની આગેકૂચમાં મોખરાનું સ્થાન લઇ લેવાનો દૃઢ નિર્ણય કરી લીધો હતો. હવે તેમને માટે વિરામને સ્થાન નહોતું. દુનિયાના પટ પરથી ફાસિવાદ ભૂંસાઇ જાય અને પોતાના દેશના લોકો આઝાદી પ્રાપ્ત કરે ત્યાં સુધી કવિવર ટાગોરના આ વારસદારોને કદમે કદમે આગળ વધવાનું હતું.

હવે આ આંદોલન બંગાળના સિમાડાઓ લોપી દેશના અન્ય ખુણાઓમાં યે ગાજતું બન્યું હતું. **આંધ્ર અને સંયુકત પ્રાંતમાં** આના પડછંદા પડયા હતા. **આંધ્રના તેલુગુ સાહિત્યે** ૧૯મી સદીના છેલ્લા બે દશકાથી પ્રગતિશીલ વલણ તરફ ઝોક લઇ લીધો હતો. પરંતુ તેનું વિષયક્ષેત્ર અતિ મર્યાદિત હતું. સામાજિક અન્યાયો અને તત્કાલિન સામાજિક દુષણો જ એ વખતના તેલુગુ સાહિત્યનું મુખ્ય લક્ષ્યસ્થાન હતું. પરંતુ હિંદની અન્ય ભાષાઓમાં ગાજતા બનેલા પ્રગતિશીલ લેખક આંદોલને તેલુગુ સાહિત્ય પર યે અસર કરી. **૧૯૪૩ના ફેબ્રુઆરીની ૧૩ અને ૧૪ તારીખે આંધ્રના તેનાલિમાં વયોવૃધ્ધ તેલુગુ લેખક શ્રી. તાપી ધર્મરાજના પ્રમુખપદે પ્રથમ પ્રગતિશીલ લેખક પરિષદ મળી.**

આંધ્રના સાહિત્યના ઈતિહાસમાં અમર બનેલી આ પરિષદે પલટાતી દેશની પરિસ્થિતિને લક્ષમાં લઈ તેલુગુ સાહિત્યકારોને નવું જ દિશાસૂચન કર્યું. પૂર્વજો વાસ્તવિકતાને ભૂલ્યા હતા, સામાજિક પરિવર્તનોને મૂલવવાનું ચૂકયા હતા. પણ તેમના વંશજોએ વાસ્તવિકતા વિના સાહિત્ય નથી એ સૂત્રને આ પરિષદના મંચ પરથી બુલંદ બનાવ્યું.

**બરાબર આજ સમયે ૧૯૪૩ના માર્ચની ૧૮મી તારીખે આગ્રા પ્રગતિશીલ લેખકોનું પહેલું સંમેલન પણ મળતું હતું.**

દેશની આજની હાલતનું અવલોકન કરી આ પરિષદે તમામ સાહિત્યકારોને દેશની રક્ષા અને દેશની આઝાદીના કાર્યમાં પોતાના આયુધો સજી કામે લાગી જવાની હાકલ કરી.

પ્રાન્તીય ભાષાઓમાં આવેલી જાગૃતિ અને નવા પ્રાણનાં સૂચક આ સંમેલનો પરિષદો બાદ મુંબઇમાં તા. ૨૨-૨૩-૨૪-૨૫ મેમાં **અખિલ હિંદ પ્રગતિશીલ લેખક પરિષદનું ૪થું અધિવેશન મળતું હતું.** મુંબઇમાં પહેલી જ વાર હિંદના ખૂણે ખૂણેથી આવેલા હિન્દી, ઉર્દૂ, ગુજરાતી, મરાઠી, બંગાળી, કાન્નડ, તેલુગુ, મલયાલી અને અંગ્રેજી ભાષાઓના ૧૨૫ જેટલા સાહિત્યકાર પ્રતિનિધિઓ એક જ મંચ પર દેશની સંકટગ્રસ્ત પરિસ્થિતિ અને પોતાની સામેના અન્ય સવાલો ચર્ચવા મળતા હતા.

દેશની રાજકીય પરિસ્થિતિએ આ લેખકોને સતેજ કર્યા હતા. બંગાળ, આસામ, આંધ્ર, મલબાર વગેરે પ્રાંતો પર પરદેશી હુમલાનો ભય તોળાઈ રહ્યો હતો. દેશના નેતાઓ જેલના સળિયા પાછળ હતા. રાજકીય કટોકટીના ફલસ્વરૂપ રોટીની કટોકટી પણ દેશમાં શરૂ થઇ ગઇ હતી. દેશની આવી પરિસ્થિતિમાં આ સાહિત્યકારો મુંબઈને આંગણે મળતા હતા.

પરિષદના પ્રમુખ મંડળમાં, ઉર્દૂના મહાન શાયર **જોશ મલિહાબાદી** હતા. ૧૯૨૧-૨૨માં "સોશિયાલિસ્ટ" અને ૧૯૩૮-૩૯માં "ક્રાંતિ" નું સંચાલન કરીને પત્રકાર જગતમાં વિખ્યાત બનેલા મુંબઇના મજૂરોના કમ્યુનિસ્ટ આગેવાન **શ્રીપાદ ડાંગે** હતા. ગુજરાતના યુવાન સિધ્ધહસ્ત પત્રકાર **જીવુભાઈ મહેતા** હતા. તેલુગુના વયોવૃધ્ધ સાહિત્યકાર **તાપી ધર્મરાવ** હતા; અને કેનેરી ભાષાના યુવાન સાહિત્યકાર પ્રો. **જાગીરદાર** હતા, અને "અમૃત બજાર પત્રિકા"ના માજીમંત્રી અને બંગાળના વિખ્યાત પત્રકાર **શ્રી સત્યેન્દ્ર મઝુમદાર** હતા.

દેશની ચાલુ પરિસ્થિતિમાં તમામ પ્રગતિશીલ લેખકો માટે માર્ગદર્શક બની શકે અને તમામ સાચદિલ અને દેશપ્રેમી કલાવિદોને એક કરી શકાય એ માટે પરિષદે એક જાહેરનામું પણ પ્રસિધ્ધ કર્યું.

આ જાહેરનામાએ એ વાત સ્પષ્ટ રીતે રજૂ કરી કે કલા સર્જન એ એક વિશિષ્ટ કસબ છે. અને કેવળ હુકમોથી તો એવો કસબ સાધ્ય થતો નથી. પરંતુ એક ક્ષણ એવી આવે છે કે કલાકાર પોતે જ સમાજ જીવનની વેદના એટલી કાતિલ રીતે અનુભવે છે કે તે પોતે તટસ્થ રહી શકતો નથી. વિરાટ જનતાને પાશવી બંધનોમાંથી મુક્ત કરાવવા મથનાર સેનાની પડખે તે પોતાની જાતને ખડી કરી દે છે. એ જાણે છે કે બર્બરતા સામે નીચી મૂંડી નાખી બેસી રહેવાથી તો બર્બરતા ઉલટી વધુ ઊંડી જશે. અને તે પ્રતિકારનો માર્ગ અપનાવે છે.

૧૯૩૬ ની સાલનો આર્થિક-સામાજિક-રાજકીય ધુંધવાટ! ૧૯૩૮-૩૯નો યુધ્ધ ઘેરો અંધાર! ૧૯૩૯-૪૧ના દિવસોની દમનની કીકિયારી!—આ છ છ વરસોમાં હિંદી સાહિત્યકાર એક નવી કક્ષાએ આવી ઉભો હતો. પરદેશી શાહીવાદની હજાર ઉશ્કેરણી, ડખલો અને સત્તા છોડવાના ઈન્કાર છતાં દેશની એકતા સાધી રક્ષા માટે રાષ્ટ્રીય આઝાદી પ્રાપ્ત કરવાની ફર્જ તેને માથે આવી ઉભી હતી. કેવળ વાસ્તવિક જીવનનું વર્ણન કરવાનો જ સવાલ ન હતો; પણ જે વાસ્તવતા કેવળ હતાશા જ પ્રેરે એવી ઉપર ઉપરથી જણાય છે, તેમાં છુપાઇ રહેલી આશાનાં કણોને પ્રકાશમાં આણી સર્વનાશના ભયમાં ભયભીત બની હતાશ બનેલી જનતાના દિલમાં આશાનો સંચાર કરવાની ફર્જ સાહિત્યકારને માથે આવી ઉભી હતી.

જાહેરનામું આ ફર્જ ઉચ્ચારે છે—

"આજના સંકટગ્રસ્ત સમયમાં હિંદુસ્તાનના પ્રગતિશીલ લેખકોનું સૌથી પ્રથમ કર્તવ્ય રાષ્ટ્રના મનોબળને મજબુત બનાવવાનું છે. હિંદના પ્રગતિશીલ લેખકોની ફરજ એ છે કે, જનતાના સાહસ અને સંકલ્પશક્તિને તેઓ દ્દઢ બનાવે; કે જેથી, આપણી આઝાદીનો દિન નજીક આવે; આપણી સંસ્કૃતિ અને સંસ્કાર સુરક્ષિત રહી શકે; તેની વૃદ્ધિ અને આઝાદી થઈ શકે; અને આ કપરી પળોમાંથી આપણે સ્વતંત્ર શકિતશાળી અને સંગઠિત બની બહાર આવી શકીએ."

દેશની સંકટગ્રસ્ત દશા તરફ ઇશારો કરી આ જાહેરનામાએ તમામ સાહિત્યકારો સામે કાર્યક્રમ પેશ કરી દીધો:

(૧) શાહીવાદી ધુંસરીમાંથી મુક્તિ અને જપાની હલ્લાખોરોથી આપણા દેશનો બચાવ કરવા માટે રાષ્ટ્રીય એકતાની આવશ્યકતા સમજાવતાં નાટકો, વાર્તાઓ, કાવ્યો ગીતોની રચના કરવી.

(૨) વિદેશી પ્રગતિશીલ સાહિત્યને—અને ખાસ કરીને સોવિયેત તથા ચીની સાહિત્યને આપણી ભાષાઓમાં ઉતારવું.

(૩) અવારનવાર હિંદની જુદી જુદી ભાષાઓની મહત્વપૂર્ણ કૃતિઓનો સંગ્રહ અંગ્રેજીમાં તૈયાર કરવો.

(૪) હિંદની ભિન્ન ભિન્ન ભાષાઓમાં પ્રગતિશીલ કૃતિઓના સંગ્રહો તૈયાર કરવા.

(૫) કામદારો અને કિસાનોમાં સાહિત્યિક મેળાવડાઓ, મુશાયરાઓ યોજવા; ગીતઆંદોલન જગાવવું.

(૬) અખિલ હિંદ લોક નાટ્યસંસ્થાના સહકારમાં ભજવી શકાય તેવાં નાટકો તૈયાર કરવાં—ભજવવાં.

આમ, મુંબઈને આંગણે આવેલા હિંદના પ્રગતિશીલ સાહિત્યકારો ચોકસ કાર્યક્રમ હાથ ધરીને, દેશ-વિદેશના બનતા બનાવો સાથે તાલ લેતા હિંદની કટોકટીની પળોમાં નવું માર્ગદર્શન કરી વિખરાયા.

છ વર્ષ પહેલાં જન્મેલી આ નવી સાહિત્ય પ્રવૃત્તિએ આજ સુધીમાં હિંદની ધરતીમાં ઠીક ઠીક ઉંડાં મૂળિયાં નાખી દીધાં છે; તેણે નવા અને યુવાન સાહિત્યકારોને જ નહિ પરંતુ, દેશના ઉત્તમોત્તમ લબ્ધપ્રતિષ્ઠ સાહિત્યકારોને ય પોતા તરફ આકર્ષ્યા છે; સદા યુગબળોને ઝીલતી અને વાસ્તવિકતાની ધીંગી ધરતી પર પાંગરેલી આ હિલચાલનું ભાવિ ઉજ્જવલ છે.

મુંબઈના અધિવેશનને ય દોઢ વરસ થઈ ગયું છે. આ દોઢ વરસના ગાળામાં આ દેશે જે અનુભવ્યું છે એનો પડઘો હિંદુસ્તાનની ભાગ્યે જ કોઈ ભાષામાં પૂરતો ઉઠયો છે. બંગાળીમાં ને હિંદીમાં બંગાળના ભૂખમરાનું થોડુંક સાહિત્ય નજરે પડે છે, તો મરાઠીમાં હત્યારા જપાનીઓને પડકારતી એકાદ નવલકથા હાથ આવી જાય છે. જો કે, દરેક પ્રાંતની ટૂંકી વાર્તાઓમાં આ દોઢ વરસની વેદનાના વિવિધ પડઘા ઉઠયા છે. પરંતુ સૌથી વધુ તો ગીતોમાં. લગભગ એકે એક પ્રાંતમાં જપાન વિરોધી, ફાસિવાદ વિરોધી, સોવિયેત તરફી ગીતો સર્જાયાં છે. બંગાળ અને દુકાળ, દેશનેતાઓની ગિરફતારીઓ, દમન અને અંધાધૂંધી, વગેરેનાં દર્દનાક કાવ્યો ને ગીતો, સ્તાલિનગ્રાદની યશગાથાઓ વગેરે વધતા જતા પ્રમાણમાં સર્જાઈ રહ્યાં છે. આ વિષયો પરત્વેના ગદ્યલેખો પણ દરેક ભાષામાં વધી રહ્યા છે. હિંદીમાં 'હંસ,' ઉર્દુમાં 'નયા અદબ,' બંગાળીમાં 'અરણી' વગેરે સામયિકોએ આ પ્રવાહોને સારો એવો વેગ આપ્યો છે.

બંગાળી હિંદી અને ઉર્દુમાં તો આખેર અને જુવાન, ઉચ્ચકક્ષાના મોટા ભાગના સર્જકોએ આ સૂરો, વિષયો ને વલણોને બેધડક અપનાવી લીધાં છે. અને એમાંના મોટા ભાગનાઓએ પ્રગતિશીલ લેખક સંઘોમાં પોતાની જાતને જોડી દીધી છે.

આમ, કમજોર વર્તમાનમાં પણ તાકાતવાન ભાવિની શ્રદ્ધા પાંખ પસારી રહી છે.

# ઉર્દુ શાયરી

સજ્જાદ ઝહીર

ઉર્દુ શાયરીના ઉસ્તાદો, મીર, ગાલિબ, અનિસ અને બીજાઓ અઢારમી અને ઓગણીસમી સદી પર પોતાની પ્રતિભા જમાવી ગયા છે. આ જમાનો એવો હતો જ્યારે મુગલ સામ્રાજ્યની મહાન ઇમારતના મિનારા ગબડી રહ્યા હતા. હિંદુસ્તાન નાના નાના કકડાઓમાં વહેંચાઈ ગયું હતું, અને ઈસ્ટ ઇન્ડિયા કંપનીનો પગદંડો મજબૂત બનતો જતો હતો.

એ વખતના ઉર્દુના શાયરો ક્યાં તો દિલ્હી કે લકનૌના દરબારોમાં રહેતા, ક્યાં તો જુદા જુદા સામંતો પર નભતા. આ શાયરોએ અદભૂત ઉર્મિકાવ્યો—ગઝલો લખી. આ ગઝલોમાં તેમણે પોતાના પ્રેમ અને દુઃખના સૂર છેડયા, પરવરદિગાર ખુદાની બંદગી ગુજારી. એટલું જ નહિ, પણ સામંતવાદના પતનની ઘડીએ જે હતાશા અને શોકની હવા જામી હતી તે ભાવોને સેંકડો રીતે તેમણે પોતાની શાયરીમાં સ્વરૂપ આપ્યું.

ઉર્દુ શાયરીના જીવનનું આ બચપણ હતું એક બાજુ આ શાયરો ઇરાનના સાદી અને હાફિઝના ઉત્તમ વારસાના હક્કદારો હતા; જ્યારે બીજી બાજુ મધ્ય યુગના હિંદી સાહિત્યના મુસ્લિમ કવિઓ અમીર ખુશરો, મલિક મહમદ જાઈસી અને અબ્દુલ રહીમ ખાનની કવિતા પણ તેમને વારસામાં મળી હતી. આવા વારસાથી સમૃધ્ધ બનેલી ઉર્દુ શાયરી ત્યારે પણ સ્વરૂપ અને આયોજનની દૃષ્ટિએ સંપૂર્ણ બની ચૂકી હતી. એની સરખામણી તો આગલી સદીની ભવ્ય મુગલ મિનિએચર ચિત્રકળા સાથે જ થઇ શકે તેમ છે. અને મુગલ ચિત્રોની પેઠે આ કલાસિકલ કવિઓની શ્રેષ્ઠ ગઝલોમાં એ જ સૂક્ષ્મતા, સચોંટતા અને સુકોમળતા, માનવ હૃદયના સૌથી ઉંડા ભાવો અને ઉર્મિઓનું એવું જ સાચું ભાન મળે છે.

૧૮૫૭ ની સાલે ઉર્દુ શાયરીના જીવનમાં એક નવો પલટો આવ્યો. વાતાવરણ પલટાઈ ગયું હતું. ૧૮૫૭ પછી બ્રિટિશ રાજ્ય મક્કમપણે જામી ગયું.

દિલ્હી અને લકનૌના દરબારો ગઈ કાલની ગુજરી બની ગયા. સમગ્ર હિંદી પ્રજા સમક્ષ નવા રાજકીય અને સામાજિક પ્રશ્નો આવીને ઉભા. એ દિવસોમાં ય મુશાયરા તો ચાલુ જ હતા અને ગઝલો પણ લખાતી. પરંતુ, એ બન્નેમાંથી પ્રાણ નીસરી જતો

રહ્યો હોય તેવું લાગતું હતું. નવા નવાબો હતા, પણ તેઓ તો નકલી હતા, બ્રિટિશ શાહીવાદે સર્જેલા પૂતળાંઓ હતા. આ રાજાઓના દરબારે–રામપૂરમાં અને હૈદ્રાબાદમાં–જે ઉર્દુ શાયરો ઉમટયા તેઓ પણ નકલી હતા. માત્ર સ્વરૂપને ગ્રહી નકલ કરનાર અમીર મીનાઇ અને જલાલ જેવા હતા. અને આ સામાન્ય કક્ષાના જોડકણા–કરનારાઓની વચ્ચે ગાલિબની પ્રભુતા ઉપસી આવે છે. હા ! ખરૂં કે ગાલિબની ફિલ્સુફી એ જ છે–સુફીવાદની. હિંદુ ભક્તિવાદના ઇસ્લામી રૂપની. પણ તેમાં બુદ્ધિવાદનો ઘેરો સૂર સંભળાય છે; અને નિરાશાવાદી કાવ્યોમાં પણ પ્રાણ ધબકે છે, તાકાત દેખાય છે. એની જીંદગી દરમિયાન ગાલિબને ધાર્મિક ઝનૂનીઓ તથા પંડિતોએ ધિક્કાર્યો હતો: એની કવિતાની હાંસી ઉડાવવામાં આવતી. કારણ ગાલિબની એ હિંમત હતી; તાકાત હતી કે એણે ગાયું :

**હમ કો માલૂમ હૈ જન્નતકી હકીકત લેકીન**
**દિલ કો ખુશ રખને કા ગાલિબ યે ખ્યાલ અચ્છા હૈ !**

પરંતુ, ગાલિબને નહિ, તેના એક વિદ્યાર્થી અને અનુયાયીને ફાળે અર્વાચીન દેશપ્રેમી અને પ્રગતિશીલ ઉર્દુ શાયરીના પ્રણેતા તરીકેનું માન જાય છે. તેનું નામ **અલ્તાફ હુસેન "હાલી,"** પાણિપતના એ રહેવાશી. તેમનો જીવનકાળ ૧૮૩૭ થી તે ૧૯૧૪ સુધી. ઓગણીસમી સદીના મુસ્લિમ—સાંસ્કૃતિક પુનરૂત્થાનના મોવડી સર સૈયદ એહમદખાન તથા હાલી સાહેબ દોસ્તો હતા, અને હાલીને સર સૈયદ માટે ઘણું માન હતું.

ગાલિબના શિષ્ય હાલી એની સંસ્કૃતિમાં જેટલું સુંદર હતું, શિષ્ઠ હતું તે પામ્યો હતો; સર સૈયદના મિત્રે નવી સસ્કૃતિમાંથી પણ જેટલું સુંદર અને શિષ્ઠ હતુ તેટલું અપનાવી લીધું હતું. પરિણામે હાલીમાં બન્ને સંસ્કૃતિનો સમન્વય થયો હતો.

"**મુસ્સદા,**" એ હાલીની એક લાંબી કવિતા છે. આ કવિતામાં હાલી મુસ્લિમોના ચડતી અને પડતીની કથા ગાય છે. આખી કવિતા ખૂબ સાદી અને લોકપ્રિય શૈલીમાં લખાઈ છે. આ કવિતા મુસ્લિમ સમાજના ગંદા અંગો પર વેધક રોશની નાખે છે; સાથે સાથે ભૂતકાળના ભવ્ય વારસાની યાદ તાજી કરાવે છે, અને આમ કરી મુસ્લિમોમાં નવી રાષ્ટ્રીય ભાવના પેદા કરવાની કોશીષ કરે છે. હાલીની બધી કવિતામાં દેશપ્રેમનો સૂર રણકયા કરે છે. એની "**હુબ્બે વતન**" નામની કવિતા ઉર્દુ સાહિત્યમાં આ કક્ષાની કવિતાઓમાં પહેલી જ છે. અને એ કાવ્યની અમુક પંક્તિઓ તો ત્યારપછી અમારા સાહિત્યમાં અમર બની ગઈ છે.

અય વતન, અય મેરે બેહિસ્ત બુરીં
કયા હુએ તેરે આસ્માં–ઓ–ઝમીં ?

[ઓ મારી માતૃભૂમિ ! ઓ શાનદાર સ્વર્ગ ! તારાં આકાશ અને ધરતીનું શું થયું છે ?]

**પણ જેમ સર સૈયદ એહમદનું થયું, તેમ હાલીનું પણ થયું જ.** થોડા વખતમાં સર સૈયદ એહમદનું સરકાર તરફી રાજકારણ હિંદી મુસ્લિમોના શાહીવાદ વિરોધી જોસ્સાના વિકાસને આડે આવ્યું, ને તેથી એ પાછળ રહી ગયું એ જ પ્રમાણે હાલીનો અસ્ફુટ સંદેશો પણ વિસારે પડયો.

તે દિવસોના બનાવો ઝડપે બનતા હતા. ઓટોમન સામ્રાજ્ય પર યુરોપિયન સત્તાઓએ હુમલો કર્યો, બાલ્કનમાં લડાઈ ફાટી નીકળી, રશિયા અને ઇરાન વચ્ચે યુદ્ધ

સળગી ઉઠયું. આ બધાથી હિંદી મુસ્લિમોમાં એક નવી લાગણી જન્મી. પાન—ઇસ્લામીઝમની ભાવના ફેલાઇ. આ ભાવના શાહીવાદ—વિરોધી લાગણીની ભૂમિકા પર જન્મી હતી. ઉપરાંત તે દિવસોમાં દેશમાં અલગ રાષ્ટ્રીય આંદોલનની પણ મુસ્લિમો પર અસર પડી હતી. કોંગ્રેસે અને લીગે એક સરખી નીતિ સ્વીકારી હતી. આમ રાજકીય ક્ષેત્રે **મૌલાના મહમદ અલીએ** પોતાના અંગ્રેજી અખબાર **"કોમરેડ"માં** તથા **મૌલાના અબુલ કલામ આઝાદે** તેમના ઉર્દુ સાપ્તાહિક **"અલ હિલાલ"માં** આઝાદીનો સાદ સુણાવ્યો હતો. આઝાદ માનવીઓ તરીકે રહેવાનો હક્ક મળવો જોઇએ તે વાત જાહેર કરી હતી.

તે જ પ્રમાણે સાહિત્ય જગતમાં પણ **મહમદ ઈકબાલનું** મહાન વ્યકિતત્વ ઝળકી ઉઠયું. ઈકબાલનો જીવનકાલ ૧૮૭૫–૧૯૩૮ સુધીનો છે.

ઈકબાલ મુસ્લિમોના પ્રથમ રાષ્ટ્રીય શાયર ગણાયા છે. તેમણે સમગ્ર હિંદી પ્રજાને તેમનું સૌથી વધુ લોકપ્રિય રાષ્ટ્રગીત આપ્યું.

**"સારી જહાંસે અચ્છા, હિંદોસ્તાં હમારા,**

અને મુસ્લિમો માટે તેમણે

**એનો—અરબ હમારા, હિંદુસ્તાં હમારા,**
**મુસ્લિમ હૈ હમ, વતન હૈ સારા જહાં હમારા,"**

નું ગીત આપ્યું. પ્રથમ ગીતમાં ઇકબાલ એની માભોમની ગૌરવગાથા ગાય છે; બીજામાં એ ઇસ્લામી આંતર રાષ્ટ્રીય માનસનું પોતાને સાચું લાગતું સ્વરૂપ બતાવે છે.

કેટલાક લોકોને આ બે વચ્ચે વિરોધાભાસ લાગે છે. પણ એનું કારણ તેમની પોતાની જ અણસમજ છે. આ બે વચ્ચે કશો જ વિરોધાભાસ નથી. કારણ દેશદાઝના ક્ષેત્રમાંથી આંતરરાષ્ટ્રીયવાદનો નાશ થતો નથી. ઉલ્ટાના બન્ને એકબીજાનાં પૂરક છે.

ઇકબાલ મૂળભૂત તો આદર્શવાદી હતા. એમની માન્યતા હતી કે મૂડીવાદ અને શાહીવાદનો અંત આણવા, માનવ જાતનો ઉદ્ધાર કરવા ઈસ્લામના આદર્શો સ્વીકારવા જોઇએ. ઇસ્લામને પણ એણે પોતાનું અલાયદું સ્વરૂપ આપ્યું હતું. એમના પોતાના કહેવા પ્રમાણે ઈસ્લામ એક કાર્યજોશનો સિદ્ધાંત છે. ઉમદા ધ્યેયને માનનારા આદમીઓ પોતાના ધ્યેયની ખાતર, બૂરી ચીજો સામે લડતા, વિજય મળવે એનું નામ ઇસ્લામ. આમ ઇકબાલે ભૂતકાળના ગૌરવને ગાયો. મહમદ પયગંબરના ૩૦ વરસોમાં મદીનામાં જે ખલિફાત હતી, તેના જેવું સુખી રાજ્ય માનવજાત માટે સર્જવાની વાત કરી. પણ સાથે સાથે તેઓ વર્તમાન યુગના વિજ્ઞાન અને વિકાસને આવકારે છે; લોકશાહી તથા માનવીના ભાઈચારા માટે, શાહીવાદના નાશ માટે તથા રાષ્ટ્રીય આઝાદી માટે એની માંગ છે.

આમ ઇકબાલ હિંદી મુસ્લિમોનો એ રાષ્ટ્રીય અવાજ રજુ કરે છે.

રશિયન ક્રાંતિ થઈ ત્યારે એને બિરદાવનાર પ્રથમ ઉર્દુ કવિ એ હતા, જો કે પાછળથી એમણે ક્રાંતિની વિરૂદ્ધ પણ લખ્યુ હતું.

**આફતાબે તાઝી પૈદા બટને ગેતી સે હુઆ**
**આસ્મા ડુબે હુએ તારોંકા માતમ કબ તલક?**

**(આકાશમાં નૂતન સુરજ ઉગ્યો છે, ને પૃથ્વી પર એનો પ્રકાશ પથરાઈ રહ્યો છે. ખરી ગયેલ તારાઓનો શોક કરવાની કશી જરૂર નથી.)**

**આ દરમિયાન ૧૯૧૪-૧૮ ના યુધ્ધ પછીના ગાળામાં જે વિસ્તૃત શાહીવાદ** વિરોધી આંદોલન જાગી ઉઠયું હતું તેમાં એક નવો પ્રવાહ વિકાસ પામી રહ્યો હતો. એ પ્રવાહ હતો કામદારો-કિસાનોના આંદોલનનો. ટ્રેડ યુનિયનો અને કિસાન સભા અસ્તિત્વમાં આવ્યાં હતાં; કમ્યુનિસ્ટ પાર્ટીની સ્થાપના થઈ હતી. ખુદ કોંગ્રેસમાં પણ સમાજવાદ તરફ ઝોક આવ્યો હતો.

આ જહાલ ઝોકને ઉર્દુ શાયરીમાં મૂર્ત સ્વરૂપ આપનાર છે કવિ **'જોશ' મલિહાબાદી.** જોશ ૧૮૯૭માં જન્મ્યા છે.

જોશ ૧૯૨૦થી ૨૮ સુધી ઉર્મિ કાવ્યોના કવિ તરીકે મોખરે આવ્યા. પછી આવી ૩૦-૩૨ની અસહકારની લડત. આ લડતે જોશ પર ઉંડી અસર કરી, ને તેમણે પોતાની શરૂઆતની રાજકીય કવિતાઓ લખી.

કોઈ પણ ઉર્દુ કવિએ ક્રાન્તિ અને બળવાના વિચારો જોશ જેટલા લોકપ્રિય બનાવ્યા નથી. પોતે જે દેશમાં રહે છે તેના માટે જોશના દિલમાં ખૂબ ઉંડી મહોબ્બત છે. અને એ દેશનું નૈસર્ગિક સૌંદર્ય વર્ણવતાં તેમણે લખેલાં ગીતો ઉર્દુ શાયરીના થોડાં ઉત્તમોતમ નિસર્ગ ગીતો છે. ઉનાળાના કપરા મહિનાની મહેનત, વરસાદની રમઝટભરી-ગૌરવભરી ચાલ, શિયાળાનો આનંદ, દેશની સરિતાઓ અને એનો પાક-ફળફુલ; દેશને દેહે ઝૂલતા ડુંગરો અને ઝરણાંઓ, દેશ પર ઉગતા સૂરજનાં પરભાત, બપોર કે કાળી રાત્રીઓ આ બધાંયને જોશે એની મસ્તીભરી કવિતામાં ગાયાં છે.

અને સૌંદર્યના ગાયક કવિએ કિસાનો અને કામદારોના શોષણ સામે પણ પોતાનો બુલંદ કંઠ ઉઠાવ્યો છે. ધર્મના વાઘા નીચે ચાલતી બદીઓ સામે પણ તેમણે પુકાર કર્યો છે.

બળબળતા અંગાર સમા શબ્દોએ જોશે વિદેશી નોકરશાહીને ડામ દીધા છે. અને પોતાના ધાર્મિક ભેદભાવોને ભૂલી જઇ દેશવાસીઓને એક થવાની એમણે હાકલ કરી છે, બુધ્ધિવિરોધી સામાજીક પૂર્વગ્રહો અને રાજકીય પરતંત્રતા સામે ક્રાંતિ જગાવવા તેમણે ઘોષણા કરી છે.

આ બધું છતાં જોશની આ પ્રગતિશીલ ભાવના મૂળભૂત તો "રોમાંટિક"જ કહી શકાય. બુર્ઝવા રાજ્યવ્યવસ્થા પર ધિક્કાર વરસાવતા જોશના પગ સામંતશાહીના જમાનામાં જ ખુંતાઈ ગયેલા રહ્યા છે.

પોતાની કવિતામાં એમણે ક્રાન્તિકારી જુવાળના સ્વાભાવિક જુસ્સાને મૂર્ત બનાવ્યો છે. પણ ક્રાન્તિકારી જુવાળના વિકાસના કાયદા, એ સમજ્યા નથી. પોતે જેના માટે પ્રચાર કરી રહ્યા છે તે ક્રાંતિને નેતૃત્વ આપી, યોગ્ય દોરવણી આપવાના કામદાર વર્ગના કાર્યધ્યેયને તેઓ સમજી શકયા નથી.

**૧૯૩૬ ની સાલ અમારા સાહિત્યના ઈતિહાસમાં** એક વિશિષ્ટ સીમાચિહ્ન સમાન છે. કારણ એ વરસે લકનોમાં પ્રથમ અખિલ હિંદ પ્રગતિશીલ લેખક પરિષદ મળી. ઉર્દુ સાહિત્યના એ મુખ્ય સ્વામીઓ-નવલિકા સમ્રાટ પ્રેમચંદજીએ અને જોશે-આ આંદોલન સાથે પોતાની જાતને એકરૂપ બનાવી.

એ દિવસોમાં નવા અને ઉગતા કવિઓના એક મંડળે કવિતા લખવા માંડી. આમાંના કેટલા અલિગઢ મુસ્લિમ વિદ્યાપીઠમાંથી ભણી આવ્યા હતા. તેમની કવિતાનું પ્રધાન લક્ષણ એમાંની ક્રાન્તિકારી ભાવના હતી. તેમણે કામદારો તથા કિસાનોની લડત સાથે પોતાની જાતને બિલકુલ એક બનાવી દીધી હતી. તેમનું મંતવ્ય હંમેશાં સમાજ-

વાદ-તરફી, સોવિયેત-તરફી રહ્યું હતું. તેમના પર ઇકબાલ અને જોશની અસર પડી હતી. છતાં પણ આદર્શની દૃષ્ટિએ તેઓ આ બન્ને સાહિત્ય-સ્વામીઓથી એક કદમ આગે બઢયા હતા.

જુવાન કવિઓની આ નવી નિશાળના મુખ્ય સભ્યો-**મજાઝ, મકદૂમ, એહ-સાનદનીશ, જાંનિસાર અખ્તર, સરદાર જાફ્રી, મસૂદ જમાલ, જઝબી, મતલબી અને સલામ ગણી શકાય.**

૧૯૩૬ થી તે ૧૯૩૯—એટલે ચાલુ લડાઇ શરૂ થઇ ત્યાં સુધીનો કાળ અમારી કવિતામાં ખૂબ જ ધ્યાન ખેંચે છે. એ દિવસોમાં પ્રાંતિક ચૂંટણીઓમાં કોંગ્રેસે જબ્બર વિજયો મેળવ્યા હતા અને એના પરિણામે આઠ પ્રાંતોમાં કોંગ્રેસ પ્રધાન મંડળો રાજ્ય કરી રહ્યાં હતાં. આ સ્થિતિએ સ્વતંત્ર કામદાર, કિસાન તથા વિદ્યાર્થી આંદોલનના વિકાસને મદદ કરી. સાથે સાથે આંતરાષ્ટ્રીય ક્ષેત્રે જનતાના વિજયોનું મૂર્ત સ્વરૂપ વધુને વધુ પ્રમાણમાં સોવિયેત રૂસમાં પ્રતિબિંબિત થઇ રહ્યું હતું તેથી, તથા ફાસિવાદ સામેના સ્પેનિશ તથા ચીની પ્રજાઓના શૌર્યભર્યા સંગ્રામોથી આ જુવાન કવિઓ પ્રેરણા પામ્યા.

પ્રગતિશીલ લેખક આંદોલન દ્વારા તેમણે દુનિયાના પ્રગતિશીલ લેખકોની સંસ્કૃતિની રક્ષા માટેની ફાસિવાદ સામેની લડતમાં પોતાની જાતને સાંકળી. તરત જ તેમને અત્યંત લોકપ્રિયતા પ્રાપ્ત થઇ. લકનૌ, દિલ્હી, અલિગઢ, કાનપૂર અને બીજે કામદાર શ્રોતાઓએ દરેક મુશાયરાઓમાં "ઈન્કિલાબી શાયર'ને અપનાવ્યો. એ ઇન્કિલાબી શાયર લોકપ્રિય અને માનીતો બની ગયો. મુંબઇની અને કાનપૂરની મહાન હડતાલોમાં મજાઝનું "લાલ ઝંડા"નું ગીત હજારો કંઠો પર અસવાર બની ગર્જી ઉઠયું. આ ગાળાના હિંદી કામદારનો આશાભર્યો, આત્મવિશ્વાસમય મિજાજ આ ગીતમાં ઝિલાયો છે.

> **શેર હૈં ચલતે હૈં દરરાતે હુએ,**
> **બાદલોંકી તરહ મંદલાતે હુએ**
> **ઝિન્દગીકી રાગીની ગાતે હુએ**
> **લાલ ઝંડા હૈ હમારે હાથ મેં.**

આ કાળમાં આ કવિઓએ કયા વિષયો ગાયા હતા તેનો અંદાજ તેમની કવિતાઓનાં શિર્ષકોની આ ટુંકીશી નામાવલિ પરથી આવી શકશે. મજાઝના કાવ્ય સંગ્રહમાંથી આ અનુક્રમણિકા છે. સરમાયાદારી (મૂડીવાદી) ઇન્કિલાબ; હમારા ઝંડા; ગદ્દાર; બિદેશી મહેમાન......

પણ આ કવિઓના મંડળની કવિતામાં પણ કેટલીક મૂળભૂત ક્ષતિઓ હતી. જોશની પેઠે તેમની કવિતામાં ક્રાંતિ અને આઝાદી માટેનો પોકાર છે, અને તેમણે એક પગલું આગળ જઈ તેમાં તંદુરસ્ત આશાવાદ તથા જીંદગીનો ઉલ્લાસ [joie de vivre] ભર્યો છે, એ સાચું. પરંતુ મૂડીવાદ અને શાહીવાદ સાગેના તેમના પ્રત્યાઘાતે તેમને વારંવાર અરાજકતાવાદી તથા નકારાત્મ રસ્તે ઘસડયા છે. તેમને તો ખાત્રી થઇ ગઈ છે કે આજની સમાજ રચના બદલવી જ જાઇએ; ધર્મ તો જનતાને આપવામાં આવતું અફીણ છે વગેરે વગેરે. પણ આ બધું કેવી રીતે કરવું તથા ક્રાન્તિકારી જુવાળ પછી શું કરવું એ વિષેની તેમની દૃષ્ટિ ધૂંધળી જ રહી છે.

એમ લાગે છે કે આ નવા કવિઓમાંથી ઘણામાં આવતી જાગૃતિની નક્કર આશાઓનો, જનતાની મજબૂત બનતી ચળવળનો પડઘો પડયો નથી. તેમની

કવિતામાં જે ભાવ છે તેનું જન્મસ્થાન તો, તેમના પોતાના મધ્યમવર્ગી બુદ્ધિજીવી વર્ગને ભાંગતો જોઇ તેમને થયેલા દર્દમાં છે. એમાંના ઘણાને એ સમજાયું નથી કે જે નવી સંસ્કૃતિ અને નવી જીંદગીનાં ગીતો તેઓ ગાય છે, તે સંસ્કૃતિ અને જીંદગી જનતાના પોતાના સંગ્રામોના પરિણામે જ તો ઘડાઇ શકે તેમ છે; અને આ સંગ્રામી બળો સાથે જેમ લેખક પોતાની જાતને વધુ સંપર્કમાં રાખશે તેમ લેખકનો પોતાનો વિકાસ થવાની શકયતાઓ પણ વધશે.

અને જુવાન કવિઓની આ ક્ષતિ યુધ્ધ ચાલુ થયા પછીના કાળમાં બહાર આવી. રાજકીય ક્ષેત્રમાં તીવ્ર પરિવર્તન થઇ ગયું ને દેશમાં સાવ નવી પરિસ્થિતિ આવી. કોંગ્રેસ પ્રધાનમંડળોએ રાજીનામાં દઈ દીધાં; દેશ પર નોકરશાહીનો પંજો મજબૂત બન્યો, નાગરિક સ્વાતંત્ર્યને એણે ગુંગળાવ્યું; અને કોંગ્રેસે વ્યકિતગત સત્યાગ્રહનો અર્થહીન માર્ગ સ્વીકાર્યો.

જોશની માનવતાભરી આઝાદીની ભાવના એને સાચી દિશામાં જ લઈ ગઇ. શાહીવાદી યુધ્ધ ફાટી નીકળ્યા પછી પ્રથમ જ સપ્તાહમાં એણે એક નવી કવિતા લખી. એનું નામ **“ઈસ્ટ ઈન્ડિયા કંપનીના વારસદારોને.”** આ કવિતામાં એણે શાહીવાદે કરેલા બધા જુલ્મો અને જોહુકમીની કાળ કહાણી ગાઈ અને અંતમાં આગાહી કરી કે શાહીવાદનો અવસાન-દિન નજીક છે. આ કવિતાને તરત જ જપ્ત કરવામાં આવી, તોય સેંકડો કંઠોએ એનો પ્રચાર થયો—હજારો સભા, સરઘસમાં તે સંભળાઇ. મકદૂમ તથા જાફરીએ પણ બે ત્રણ સુંદર યુદ્ધ-વિરોધી કાવ્યો લખ્યાં.

આ દિવસોમાં એક નવો કવિ મોખરે આવ્યો. લાહોરના જુવાન પ્રગતિશીલ વિવેચક—**ફૈઝ એહમદ ફૈઝ.** એણે બહુ થોડું જ લખ્યું—માંડ પાંચથી છ કવિતા, પણ આ કવિતાઓમાં આ કાળનું પ્રતિબિંબ સારી પેઠે ઝીલાયું છે. ઉર્દુ કવિતાના ચૂસ્ત પીંગળ નિયમોને ફૈઝે અવગણ્યા, ઈકબાલ અને જોશની પ્રણાલિકાગત શૈલીને વેગળી મૂકી; અને પોતે વિશિષ્ઠ રીતે શબ્દોનો નવો અર્થ બેસાડયો. હળવા સાદે, નવા હળવા છંદસ્વરૂપો સ્વીકારી, લાગણી અને ભાષાના ઉન્માદને કડકાઇથી દૂર રાખી, એણે કવિતા લખી. એની નાનકડી કવિતા “બોલ...!” આ બતાવે છે :

> **“બોલ કે લબ આઝાદ હૈ તેરે**
> **બોલ ઝબાન અબતક તેરી હૈ”**

પણ ઘણા પ્રગતિશીલ ઉર્દુ કવિઓ આ દિવસોમાં ચૂપ રહ્યા. કેટલાક સરદાર જાફરી તથા મતલ્લબી જેવાને જેલમાં પૂરવામાં આવ્યા—મતલ્લબી તો હજુય જેલમાં છે.

પણ આ દિવસોમાં ઘણાઓએ ભાગેડુ વૃત્તિને સ્વીકારી. સામાજીક અને વૈયક્તિક જીવનની કઠોર વાસ્તવિક્તા અને સંગ્રામોથી ભાગવાની આ વૃત્તિ તે દિવસોની અંગ્રેજી કવિતામાં પણ જોવામાં મળે છે. એ દિવસોમાં ફ્રાંસ અને સ્પેનમાં લોકમોરચે—Front-Populaire—નો પરાજય થયો હતો. મ્યુનિકના નામોશીભર્યા કરાર પછી યુરોપમાં લડાઈ સળગી ઉઠી અને હિટલરી વિજયોની પરંપરા શરૂ થઇ. આ સ્થિતિથી કેટલાય જહાલ લેખકોની કમાન છટકી ગઇ. તેઓએ સન્યાસ ધારણ કર્યો હોય તેમ પોતાના “આરસ મહેલ”માં પાછાં પ્રસ્થાન કર્યાં, તો બીજા કેટલાકે રહસ્યવાદના આંચળા તળે આશરો લીધો.

હિંદમાં પણ એજ વાતાવરણ હતું. વ્યકિતગત નિષ્ફળતાઓ, કે રાજકીય

મડાગાંઠ અને શાહીવાદની દેખાતી મજબૂત પક્કડ ! ચોપાસ અંધકાર "અને પોતાની પ્રજામાં જેમને વિશ્વાસ નહોતો, પોતાની જાતમાં જેમને શ્રદ્ધા નહોતી" એવા કેટલાય કવિઓએ શોક ઘેરી ઉતરતી કક્ષાની કવિતામાં પોતાની અસહાયતા અને પરાજયના મરશિયા ગાયા. એમના પ્રેમ-કાવ્યોમાં પણ પૂરતું જીવન, જોશ તથા લાગણીનું ઉંડાણ નથી. તેમના જીવનનો જ આ પડઘો છે ને !

અને એ દિવસોમાં ફરી એકવાર ફૈઝ આ માનસનું-હતાશ બુદ્ધિજીવીનું ખૂબ જ સરસ પ્રતિબિંબ થોડાંએક સોનેટોમાં ઝીલે છે. એની નવ લીટીની કવિતા 'તનહાઈ' (એકાંત) ઉર્દૂ કવિતામાં અમર રહેશે. એ કવિતાના અંતના શબ્દો :

"અબ યહાં કોઈ નહીં, કોઈ નહીં આયેગા."

રશિયા પરના હિટલરના હુમલાથી તથા હિંદ પરના જપાની આક્રમણથી નવી સ્થિતિ ઉભી થઈ. દેશભક્તોને રશિયા અને ચીનને સંગે ફાસિવાદ સામે લડવું હતું. પણ શાહીવાદી નોકરશાહો જ્યારે રાજ્ય કરે છે ત્યારે એ કેમ થઇ શકે તેની તેમને સમજણ નહોતી. પોતાના વતનની રક્ષા કરીને જ સત્તા હાંસલ કરી શકાશે; જનતાની રોટી, સ્વદેશની રક્ષા અને માલોમની આઝાદી માટે સમગ્ર પ્રજાને એક કરવાની પ્રાથમિક જરૂરતો છે, એ હકીકત પ્રજાના નેતાઓના લક્ષ બહાર ગઇ. અને ઓગસ્ટ ૧૯૪૨ અને તે પછીના અમંગળ દિનો આવ્યા. પ્રજા હતાશા અને અસહાયતાની ગર્તામાં ડૂબી ગઈ.

આ રાજકીય "મડાગાંઠ"નો પડઘો સાહિત્યમાં પડે તે અનિવાર્ય જ છે કેટલાંય ઉર્દૂ સામયિકો તો ટી. એસ. ઇલિયટનાં સસ્તાં અનુકરણોથી ભરપૂર બન્યાં. બીજી બાગેડુ વૃત્તિ અપ્રમાણ અશ્લીલ જાતિય પ્રશ્ન અંગે દેખાઈ. ધૂંધળી અને ઢીલી શૈલીનો દુર્ગુણ કેટલાક જુવાન કવિઓને પણ લાગવા માંડયો.

અને આ સંજોગોએ પ્રત્યાઘાતીઓને સમગ્ર પ્રગતિશીલ લેખન પર હુમલો કરવાની તક આપી.

પણ આ વસ્તુ લાંબો વખત ટકી નહિ. તરત જ ઉર્દૂ કવિતાના પ્રગતિશીલ બળોએ પોતાનું સ્થાન પુનઃપ્રાપ્ત કર્યું. ૧૯૪૨ માં દિલ્હીમાં પ્રગતિશીલ લેખક મંડળની ત્રીજી અખિલ હિંદ પરિષદ મળ્યા પછી સોવિયેત તરફી, ફાસિવાદ વિરોધી ભાવનાઓ તથા આઝાદી અને એકતાની ઝંખનાએ જુના તેમ જ કેટલાક નવા કવિઓને પકડયા.

આ ગાળાનું પ્રથમ લોકપ્રિય ગીત લખવાનું માન મકદૂમને ફાળે જાય છે એ ગીત તો હવે દેશના ખૂણેખૂણામાં પ્રસરી ગયું છે.

યે જંગ હૈ જંગ-એ-આઝાદી
આઝાદી કે પરચમ કે તલે
હમ અફરંગી, હમ અમરિકી
હમ ચીની જાંબાઝાને—વતન
હમ સુર્ખ સિપાહી, ઝુલ્મ શિકન
આહન પૈકર, ફૌલાદ બદન

હમ હિંદકે રહેને વાલો કી
મહેકૂમોકી કી, મજબૂરોં કી
આઝાદી કે મતવાલો કી
દહેકાનોકી, મઝદૂરોં કી

લો સુર્ખ સવેરા આતા હૈ, આઝાદી કા,
આઝાદી કા

**ગુલ્નાર તરાના ગાતા હૈ, આઝાદી કા,**
**આઝાદી કા**
**દેખો પરચમ લહેરાતા હૈ, આઝાદી કા આઝાદી કા...**

મુંબઈ અને અમદાવાદના કામદારોએ "ઇન્કિલાબ મુશાયરાઓ" ભર્યા, આ મુશાયરાઓમાં **તબસ્સુમ, ઈશરાત, વાહીદ, ઈબ્રાહીમ** વગેરે કામદાર કવિઓએ પોતાની કવિતા ગાઈ સંભળાવી.

૧૯૪૨ના ડિસેમ્બરમાં જોશ મલિહાબાદીએ પોતાની અસ્થિર વલણ છોડી, મક્કમ વલણ અખત્યાર કરી. એકતા માટે તથા ફાસિવાદ સામે દેશની રક્ષા કરવા લડતાં બળોને મદદ કરવા એણે હિંદના સાહિત્યકોને હાકલ કરી. પ્રજાને ઉત્સાહિત કરવા ઉર્દુ સાહિત્યનું સામયિક **"નયા અદબ"** વરસેક બંધ રહ્યા પછી મુંબઈથી બહાર પડવા લાગ્યું. દરમિયાનમાં મુંબઈમાં અખિલ હિંદ પ્રગતિશીલ લેખક પરિષદ ભરાઈ. તેમાં **જોશ, સાગર, મજાઝ, મકદૂમ** તથા **જાફ્રી** હાજર હતા.

પરિષદ પછીના મુશાયરામાં ઉર્દુ કવિતામાં આવેલ નવી તંદુરસ્તી અને પ્રાણનો પડઘો પડયો હતો. આ નવા તબકકાની કવિતામાં હવે માત્ર અસ્ફૂટ આશાવાદ નથી, પણ નકકર સવાલોનો ઉકેલ અને ત્યાર પછીના નવસર્જનની સ્પષ્ટ રૂપરેખા છે. હવે જુના કવિઓ, **ફિરાક, જાંનીસાર અખ્તર, મસુદ, અખ્તર જમાલ, સલામ, મંચલી શાહરી** વગેરે પ્રગતિવાદના ઝંડા નીચે એકત્ર થઈ રહ્યા છે.

આ પ્રવાહ સાચેસાચ પ્રગતિશીલ છે તેની ખાત્રી બે વસ્તુ આપે છે.

એક તો, તદ્દન નવા કવિઓ અત્યારે મોખરે આવી રહ્યા છે. એમાં **કૈફી આઝમી** જેવા શકિતશાળી કવિઓ પણ છે. અને બીજું એ કે હવે આ પ્રવાહમાં લોકગીતો ઉમેરાયાં છે. સોવિયેત વિજયો, બંગાળનો દુકાળ, જપાની ભય એ આ નવાં લોકગીતો તથા કવિતાઓનો વિષય છે.

હજુ આપણે એમ તો ન કહી શકીએ કે અર્વાચીન ઉર્દુ કવિતાનો આ મુખ્ય પ્રવાહ છે. એ ખરૂં કે ૧૯૩૫થી ૧૯૩૯ સુધીની પ્રગતિશીલ કવિતાનો આ મુખ્ય પ્રવાહ છે. હજુ ય "ભાગેડુવૃત્તિ"માં રાચનારાઓની શોકઘેરી કવિતાઓ નિરાશાના સૂરો છેડતી પોતાનું સ્થાન જમાવી બેઠી છે. પણ એ કવિતા હવે વિકસી રહી નથી, નથી તેમાં ખાસ સાહિત્યિક સત્વ.

નવા યુગનો પ્રગતિશીલ ઉર્દુ કવિનો કંઠ હજુ હમણાં જ ખૂલ્યો છે પણ છતાં ય ગયા દશકાના સભર સાહિત્યક અનુભવ સાથે એ ગાય છે. એની હરોળમાં ઉર્દુ કવિતાના અને સર્વશ્રેષ્ઠ જીવંત અને સૌથી વધુ આશાવંત કવિઓ છે. એ વાતમાં કોઈ શંકા નથી કે પ્રજાના આંદોલનની વધતી તાકાત સાથે આજે સૌથી વધુ ધ્યાન ખેંચતો આ પ્રવાહ, ઉર્દુ કવિતાનો પ્રધાન પ્રવાહ બની જશે.

# વિદેશી યુદ્ધ નવલો

રમેશ સંઘવી

લડાઇ શરૂ થઈ કે તરત જ વિદેશથી આવતી કિતાબોની સંખ્યા પર કાતર પડી. છેલ્લા ચાર વરસમાં વિદેશી સાહિત્યનાં પુસ્તકો બહુ ઓછાં આવ્યાં છે.

આનું પરિણામ એ આવ્યું છે કે યુરોપ–એશિયાના જીવનમાં સૌથી મહત્વનાં પરિવર્તન આણનાર આ યુદ્ધ દરમિયાન પ્રજાજીવનમાં શા શા પલ્ટા આવ્યા છે તે જાણવાનું આપણું ક્ષેત્ર સંકુચિત બની ગયું છે. એ દરમિયાન કેટકેટલા મહાન સંગ્રામો, સમરાંગણો પર કે સંગ્રામોથી દૂરના પ્રદેશોમાં ખેલાયા છે—તેમની ઝાંખી આપણી પાસે નથી. દા. ત. ૧૯૪૧ ની રાત્રીઓ દરમિયાન લંડન શહેર પર જર્મન વિમાનો મોત અને આગ ઓકતાં હતાં ત્યારે જે બહાદૂરી અને શાંતિથી લંડનવાસીઓએ તેમનો સામનો કર્યો હતો, તેની કથા કોઈ નવલમાં સરસ રીતે ઉતરી આપણી પાસે આવી નથી.

છતાં છેલ્લાં દોઢેક વરસથી આ સામાન્ય પરિસ્થિતિમાં ફેર પડયો છે. સોવિયેત સંઘ અને ગ્રેટ બ્રિટન વચ્ચે નવો સંબંધ બંધાયા પછી, સોવિયેત સાહિત્યનાં પુસ્તકો આપણે ત્યાં આવે તે સામે જે આંધળો અને સજ્જડ નિયમ હતો તે ઢીલો પડયો છે. ને તેથી સોવિયેતનું યુધ્ધકાલીન નવલ સાહિત્ય હિંદુસ્તાનમાં ઠીકઠીક પ્રમાણમાં પ્રવેશી શક્યું છે.

ત્યાર પછી યુરોપના દેશોએ હિટલર સામે જે જુધ્ધ–મોરચો માંડયો છે તે વિષેની થોડીક નવલો પણ આવી છે.

છેલ્લે આપણા અણનમ પડોશી ચીનની કેટલીક યુધ્ધકાલીન નવલો પણ હાથ ચઢી છે

*

આવા આ યુધ્ધકાલીન સાહિત્યના થોકબંધ ગ્રંથોમાંથી હું અહીં દસેક નવલ કથાઓનો જ પરિચય આપું છું

## "ફ્લેઇમ્સ ઓફ વેન્જન્સ"

## "વેરની જ્વાલા"

આ નવલકથા સોવિયેતના કારેલો સોવિયેત પ્રદેશના જંગલમાં વસનારા વીરોની કથા કહે છે. ફિન્લેંડની છેક પડખેના એક જંગલમાં એક વૃધ્ધ આદમી રહે છે. તેની સાથે તેની દીકરી છે; એનો દીકરો લડાઇમાં ગયો છે.

જર્મનોની ચડતી તાકાતના એ દિવસો છે; સોવિયેતની સેનાઓને પાછળ હઠવું પડે છે. કમજોર દિલના માનવીઓ હતાશ થઈ જાય છે. પણ જેમના દિલમાં

દેશદાઝની જ્યોત જલે છે તેવો આ વૃદ્ધ વનવાસી તથા તેની પુત્રી નમી પડતાં નથી. તેઓ જર્મનો સામેનું યુદ્ધ જારી રાખે છે.

ને એ પ્રથમ ગેરિલા યોધ્ધાઓની જીંદગીની આસપાસ આ નવલકથા વણાઇ છે. પ્રારંભનો કપરો કાળ, ધોધના ધસમસતા વેગે વધતા નાઝીઓની ગતિ તથા તેમની સામે લડવા માટે તૈયાર થઈ જતી આખીય વસાહતનો જુસ્સો, એ આ નવલકથાનાં મુખ્ય વહેણ છે.

આ વસાહતની ગેરિલા ટુકડીનો સરદાર એ વૃદ્ધ આદમી બને છે. એનો પોતાનો પુત્ર જ કમજોર દિલનો છે. 'હિટલરીઓ જ જીતશે', તેવું રટણ કરતાં એ દેશદ્રોહીઓની જમાત ભેળો થઇ જાય છે. પુત્ર પિતાને સમજાવવાનો પ્રયાસ કરે છે, પણ જવાબમાં તેને ઘર છોડવું પડે છે.

લડાઇ વધુ ભીષણ બને છે. છેવટ જર્મનો તથા ગેરિલાઓ સામસામા ભટકાઈ પડે છે. સૌની દેશદાઝની અંતિમ પરીક્ષા છે, ત્યારે પુત્રના કમજોર હૈયામાં તદ્દન બુઝાઈ જવા આવેલા દેશદાઝની જ્યોત જલી ઉઠે છે, ને એ દેશભકતોને પક્ષે લડીને શહીદ બને છે.

આ આખીય નવલની વિશિષ્ટતા તો એ છે કે જ્યારે નાઝીઓએ સોવિયેત સંઘ પર હલ્લો કર્યો ત્યારે કબજે થયેલ પ્રદેશના પ્રજાજીવન પર એનો શો પડઘો હતો તેની ઝાંખી આપણને આમાં મળે છે. જુદા જુદા દેશો ગુલામીની ધૂંસરી તળે આવતાં ત્યાંની પ્રજામાં શી અસર પડી છે તે વિષે બીજી નવલોમાં જે પડઘો છે તે આપણે પછીથી જોઇશું.

નવલનું નામ છે **"વેરની જ્વાલા"**—ને એ એક શબ્દમાં જ લેખકે સોવિયેત પ્રજાની લાગણીને પકડી લીધી છે. પોતાના દેશને ગુલામ બનાવનાર આદમીએ. માટે માત્ર વેરની જ્વાલા જ હોઇ શકે ને ?

એ નવલના લેખકનું નામ છે પાઓલેંકો. સોવિયેત સાઇબિરિયા તથા ચીનનો એ અભ્યાસી છે, આ વિષયની તેની "રેડ પ્લેઈન્સ ફલાઇ ઇસ્ટ", પ્રખ્યાત નવલકથા છે. યુદ્ધ શરૂ થતાં જ એણે કલમ સાથે ખભે બંદૂક પણ ઉઠાવી હતી ને લડાઇના પ્રથમ દિનોનો ઇતિહાસ તેણે આ પુસ્તકમાં ઉતાર્યો છે.

## "બિહાઈન્ડ ધ એનિમી લાઇન્સ"
## "દુશ્મન હરોળની પછવાડે"

**નવલના લેખકનું નામ એલેકઝાન્ડર પોલ્યાકોવ.** શરૂઆતના દિવસોમ સેંકડો વખત ડૉ. ગોબેલ્સે કહેલું કે લાલ સેના ઘેરાઇ ગઈ છે, ને તેની નેસ્તનાબુદી થઈ ગઈ છે. પણ ગોબેલ્સના ગપાટાનો જવાબ આપવા એવી ને એવી અખંડિત અને અપરાજિત લાલ સેનાએ તો લડયા જ કર્યું. લાલ સૈનિકોના એ કપરા દિનોની આ કથા છે.

એક સોવિયેત ટુકડી ચારે તરફથી ઘેરાઈ જાય છે. નવાં આયુધો તથા નવી વ્યુહ—રચનાથી નાઝીઓ તેને ઘેરી લેવામાં સફળ થાય છે. ત્યાર પછી તેઓ લાલ સિપાહીઓને કહેવરાવે છે, "હવે શરણે થઈ જાઓ; નહિ તો, પોલાદની આ દિવાલમાં ભીંસાઈ મરશો".

અલબત્ત, જર્મનોની આ માંગનો લાલ લશ્કરના સૈનિકોનો જવાબ તો એક જ હોઇ શકે. એ જવાબને અમેરિકામાં આ પુસ્તકનું શિર્ષક બનાવવામાં આવ્યું છે.

એ છે "રશિયનો શરણે જતા નથી"—Russians Don't Surrender. એ પોલાદી દિવાલને તોડી બહાર નીકળવાનો તેમનો નિર્ધાર છે.

આ નવલકથાને અમેરિકા અને બ્રિટનમાં ઉત્તમ ગણવામાં આવી છે. "આ માત્ર "સાહિત્ય"નથી—એથી કાંઇક ઉચ્ચત્તર છે." પણ સૌથી વધુ તો એ સોવિયેતના અણુ-અણુ સૈનિકનો અવાજ છે. યુદ્ધથી રીઢા થઇ ગયેલા હિટલરના ક્રૂર નાઝી સૈનિકો સામે હૈયું હાર્યા વિના સતત રીતે લડનાર સોવિયેતના દુધમલિયા બહાદરોનો એ અવાજ છે. લડાઇના મેદાનોથી અપરિચિત જુવાનો નમતા નથી, તેઓ એ મેદાનોથી પરિચિત બને છે, ને પોલાદી દિવાલને તોડી બહાર નીકળી આવે છે.

કલ્પી ન શકાય તેવી મૌલિક યુકિતઓ તથા અગમ્ય હિંમતથી લડાઈ લડવી પડે છે. એ બધા પાછળ અટંકી નિર્ધાર છે. સોવિયેત લશ્કરી અધિકારીઓના હાથ પગ લશ્કરી કિતાબોના નિયમોથી બંધાઇ નથી ગયા, એ કિતાબોના નિયમોના પાયા પર તેઓ રોજ રોજ નવા વ્યુહો ઘડતા જાય છે.

પોલ્યાકોવ સૈનિક પણ છે ને લેખક પણ છે. લાલ સેનામાં એ અફસર છે, સાથે સાથે "રેડ સ્ટાર"નો યુધ્ધ ખબરપત્રી પણ છે. ને તેથી, આ લાલ ટુકડીના ભવ્ય સંગ્રામમાં એ ભાગીદાર પણ છે.

પોલ્યાકોવની આ નવલકથાને નવલકથા ન પણ કહેવાય, કારણ કે એ છે તે રોજનીશીના સ્વરૂપમાં. ગમે તે હોય, પણ એ નોંધોમાંથી એક સર્વાંગ ચિત્ર ઉભું થાય છે. જાણે નાનકડી રેખાઓ આંકી કલાકારે એક ચિત્ર ઉપજાવી કાઢયું હોય તેમ.

એ ચિત્ર છે બહાદર લાલ સૈનિકનું. એ ચિત્રમાં એની બહાદૂરી, એનો નિર્ધાર, એની દેશદાઝ અને એની અંતિમ વિજય માટેની અફર આશા ઝળકે છે.

## "હેઇટ"
## "ધિક્કાર"

ઉપરની એ કથાઓ સાથે જતી એક અતિ નાનકડી નવલ—ટૂંકી વાર્તા કહોને—શોલોખોવે લખી છે.

આ પરિચયમાં ટુંકી વાર્તાઓને ઉમેરવાની દૃષ્ટિ નથી પણ શોલોખોવની આ કથા એટલી સુંદર છે કે તેને ઉમેરવાનો લોભ છોડી શકતો નથી.

શોલોખોવથી તો ગુજરાત હવે પરિચિત છે. ડોન નદીના કાંઠે વસતા દુલ્લા કોસકોના જીવન સાથે એકરસ થઈ ગયેલા આ લેખકની તેજસ્વી કલમે ડોન નદીની આસપાસ વણેલી ત્રણ મહાન નવલોમાં ક્રાંતિ, ક્રાંતિ પછીનો આંતરવિગ્રહ તથા પુનઃરચનાના કાળનું જ ચિત્ર રજૂ કર્યું છે તે વિરલ છે.

તે જ શોલોખોવ આ નાનકડી કથામાં એક અકાળે વૃધ્ધ થયેલ કર્નલના યુદ્ધ અનુભવોની કથા કહે છે.

એ યુદ્ધ અનુભવ છે નાઝી હેવાનિયતની પિછાનનો.

જર્મન સંસ્કૃતિને મ્યુનિચની શેરીઓમાં સળગાવી દેનાર નાઝી બર્બરોની હેવાનિયત કેટલી હદ સુધી પહોંચી શકે છે તેનો ખ્યાલ આ નાનકડી કથા આપશે; જર્મનો કેટલાક રૂસીઓને કેદ પકડે છે; તે પછી તેમના પર જે જુલ્મ કરવામાં આવે છે તેનું

વર્ણન શોલોખોવની સૌમ્ય શૈલીએ લખાએલું છે. પણ એ સૌમ્ય શૈલી પણ વાંચકના દિલમાં ક્રોધના ભડકા સળગાવ્યા વિના રહેતી નથી.

શોલોખોવે આ મહાન યુદ્ધને ફરતી કાદંબરીઓ પણ લખવા માંડી છે, પણ તે આપણને હજુ પહોંચી નથી. પણ આ નાનકડી કિતાબ શોલોખોવની પછીની કિતાબોનો પૂરો ખ્યાલ આપી દેશે.

## "પિપલ ઈમોર્ટલ"
## "જનતા અમર છે"

વાસિલી ગ્રોસમેન નામના એક સોવિયેત લેખકે પ્રજાના અમર જુસ્સાનો વિષય પોતાની નવલ માટે લીધો છે.

એની પશ્ચાદભૂમિ પણ ૧૯૪૧ની જ છે. તે દિવસોમાં જર્મનોની વિજયકૂચને અટકાવવા દેહની દિવાલો રચનાર સોવિયેત પ્રજાની આ કથા છે.

પરંતુ આ કથાની વિશિષ્ટતા એ છે કે આમાં માત્ર લાલ સૈનિક જ નહિ પરંતુ સોવિયેત પ્રજાએ દુશ્મનનો કેવી રીતે સામનો કર્યો તેની કથા છે કેવી રીતે અશક્ય લાગતી વાતોને એમણે નક્કર સ્વરૂપ આપ્યું તેનું રહસ્ય ગ્રોસમેને બતાવ્યું છે.

સોવિયેત રાજ્ય ૧૯૧૭ની ક્રાંતિમાંથી જન્મ્યું છે. ને એ ક્રાંતિની કિંમત રશિયાના કામદાર-કિસાનોએ લોહીથી ચૂકવી હતી. તે પછી બધી મુશ્કેલીઓ સહી, તેમણે નવસમાજનું ઘડતર કર્યું. દર્દ અને દારીદ્રમાં સબડતી દુનિયા માટે સોવિયેત રાજ્ય આશા-દીપક બન્યું. "એ દીપક બુઝાવા કદી દેવો નથી—નહિતર સૈકાઓ સુધી અંધકાર ફેલાઈ જશે—" આ ભાવના સોવિયેત જનતાના દિલમાં સદા જાગ્રત હતી. ને તેથી જ તેણે મચક આપી નહિ

"પિપલ ઈમોર્ટલ"—"જનતા અમર છે" એ શિર્ષક જ નવલકથાનો વિષય કહી દે છે. નાઝીઓ માટેનો ભયંકર ધિક્કાર તથા પોતાની પ્રજા માટેનો અખૂટ પ્રેમ—સોવિયેત પ્રજાની તાકાતના આ બે મૂળ સ્તંભોનું ચિત્ર આ નવલકથામાં સુંદર રીતે ઉપસ્યું છે.

આ નવલકથાનું ભાષાંતર શ્રી દિનકર ફડણવીસે મરાઠીમાં "જનતા અમર આહે" એ શિર્ષકથી કર્યું છે.

## "રેઇનબો"
## "મેઘધનુષ્ય"

પરંતુ યુદ્ધકાલીન સોવિયેત કાદંબરીઓમાં સર્વશ્રેષ્ઠ ગણાતી નવલ તો "રેઈનબો"-"મેઘધનુષ્ય" છે.

આ કથા જર્મનોએ કબજે કરેલ યુક્રેઇનના એક ગામડાની છે. યુક્રેઇનનાં ધાન-ભંડારો પર તો હિટલરનો ડોળો પહેલેથી જ હતો. ને જ્યારે એ પ્રદેશ એના કબજામાં આવ્યો ત્યારે એણે યુક્રેઈનને લૂંટવામાં કાંઇ બાકી રાખી નહોતી.

કથા એ ગામડાંના થોડાં અઠવાડિયાઓની છે. એ અઠવાડિયાઓમાં તો જર્મનોની ક્રૂર પાશવતાનો પૂરો ખ્યાલ આવી જાય છે. તેમના જુલ્મોનું જે હુબહુ વર્ણન

પોલિશ લેખિકા વાન્દા વાસિલેવ્સ્કાની કલમે થયું છે, તે વાંચતા રોમ રોમ ખડાં થઈ જાય છે.

પણ એ ક્રૂરતા અને હેવાનિયતની પશ્ચાદ ભૂમિમાં સાદા, ભોળા યુક્રેનિયન ગામડિયાઓની દેશ માટેની મહોબ્બત તથા અંતિમ વિજયની અફર આશા છે. ને મહોબ્બત અને આશાની તાકાતથી તેઓ આ જુલ્મને સહે છે, તેનો સામનો કરે છે.

કથાનો અંતભાગ સોવિયેતના પ્રતિ આક્રમણના કાળમાં આવે છે. એ પ્રતિ-આક્રમણ એ ગામને મુક્ત કરે છે. પરંતુ એ ગામના ગુલાબી ચહેરા પર નાઝી હેવાનોએ દીધેલા ડામના ડાઘા તો રહી જ ગયા હોય છે.

વાન્દા વાસિલેવ્સ્કા પોતે તો પોલિશ છે. યુક્રેનિયન નાટયકાર અલેક્ઝાન્ડર કોર્નેચુક સાથે એનું લગ્ન થયેલ છે. જ્યારે પોલાંડમાં નાઝી રાજ્ય થયું ત્યારે વાંદા સોવિયેતમાં આવીને વસી. યુદ્ધ પહેલાં વાંદા વાસિલેવ્સ્કાએ સાહિત્ય જગતમાં પોતાનું સ્થાન પ્રાપ્ત કરી લીધું હતું. યુદ્ધ દરમિયાન એણે પણ રણવાટ પકડી. સોવિયેતના લેખકોની પેઠે એણે પણ યુદ્ધ ખબરપત્રીનું કાર્ય ઉપાડ્યું, સાથે સાથે લાલ લશ્કરમાં એ અફસર પણ બની.

જે પ્રજાએ અતિશય દમન સહ્યું છે તે પોલિશ પ્રજાની પ્રતિનિધિ તરીકે, એક વિખ્યાત લેખિકાની રૂએ તથા એક પત્ની અને માતાના હૃદયની કોમળતાના જોરે વાન્દા વાસિલેવ્સ્કાએ "રેઈનબો"નાં પાત્રોનું સર્જન કર્યું છે. એની વાસ્તવિકતા, એનું સચોટ પાત્ર લેખન, એની શૈલી કદાચ આ નવલકથાને યુદ્ધકાલીન નવલકથાઓમાં પ્રથમ સ્થાન આપશે.

આજ તો વાન્દા વાસિલેવ્સ્કા પોલિશ દેશભકતોના સંઘની પ્રમુખ છે, ને પોતાની માતૃભુમિને મુક્ત કરનાર લાલ સેનાની પડખે પોલાંડમાં જઇ પહોંચી છે.

**સોવિયેત સાહિત્યનું સૌથી ઉત્તમ પારિતોષિક સ્તાલિન પ્રાઈઝ, ૧૯૪૩માં આ નવલકથાને મળ્યું છે.**

( આ નવલકથાનું હિંદીમાં ભાષાંતર થઇ રહ્યું છે. ગુજરાતીમાં **શ્રી રમણલાલ સોનીએ ભાષાંતર કર્યું છે, ને તે છપાઈ રહ્યું છે;** થોડા જ સમયમાં બહાર પડશે )

## "વેસ્ટબાઉન્ડ ટેંકસ"
## "પશ્ચિમ ભણીની ટેંકો"

**પોલ્યાકોવે "દુશ્મન હરોળની પછવાડે"ની નોંધ લખ્યા પછી યુરલનો** રસ્તો પકડયો. હવે તો એ વાત જાણીતી બની છે કે જ્યારે નાઝીઓ રશિયામાં આગળ વધવા માંડયા ત્યારે આખાંને આખાં કારખાનાંઓને લઈ રશિયનોએ પીછેહઠ કરી હતી. એની પાછળ દુશ્મનને હાથ કાંઇ જ ન પડવા દેવા ઉપરાંત પણ એક બીજો ઉદ્દેશ હતો.

એ કારખાનાંઓને યુરલ પર્વતની પછવાડે, પૂર્વમાં, મધ્ય એશિયામાં વગેરે સ્થળોમાં ચાલુ કરવામાં આવ્યાં. એ કારખાનાંઓના કામદારો પણ તેમની સાથે જ ગયા હતા. જ્યાં ગઈ કાલ સુધી વેરાનતા હતી ત્યાં ચોવીસ કલાક યંત્રો ધમધમવાં માંડયાં. ટાઢ, તડકો, વરસાદ કશાની પરવા કર્યા વિના સોવિયેત કામદારોએ યંત્રો ચાલુ રાખ્યાં. ને બહાદૂરી અને ખમીરથી લાલ સૈનિકો લડતા હતા તે જ બહાદૂરી અને ખમીરથી તેમણે હથિયારો પેદા કરવા માંડયા.

અર્વાચીન યુગ ઉદ્યોગવાદનો યુગ છે. તેમાં અનેક આશ્ચર્યજનક બીનાઓ બની છે. પણ સોવિયેતની આ કારખાનાંઓ ખસેડવાની હકીકત તો સૌથી વધુ આશ્ચર્યજનક થઈ છે.

ને એ આશ્ચર્યજનક ઘટનાનું ચિત્ર આપણને પોલ્યાકોવ એની "વેસ્ટબાઉન્ડ ટૅંકસ"માં આપે છે.

જર્મનોને તંગ કરનાર સોવિયેતની પ્રખ્યાત "કે. વી" ટૅંકની આ કથા છે. સોવિયેતના બહાદુર સેનાપતિ માર્શલ ક્લીમ વોરોશિલોવના નામે આ ટૅંકો ઓળખાય છે. કારખાનાંઓમાં આ ટૅંક કેવી રીતે તૈયાર થાય છે, એની માવજત કેવા દિલથી કામદારો કરે છે, એના પર કેવું હેત નીતરે છે, ને એની પાસેથી કેવી આશા રખાય છે, એનું પહેલું ચિત્ર છે.

પછી તો એ ટૅંક જઇ પહોંચે છે તાલિમ કેંદ્રમાં. નવા સૈનિકોને તાલિમ મળે છે. નવા સૈનિકો ઉત્સાહ, મહોબ્બત અને અડગ નિર્ણયથી એ તાલિમ લે છે.

આ બધું તો થોડાંક અઠવાડિયામાં બની જાય છે, ને પછી એ ટૅંક પશ્ચિમ ભણી ઉપડે છે. એની ત્યાં જરૂર છે, કારણ ટૅંકોની સરસાઇએ તો જર્મનો જીત્યા હતાને?

છેક સ્તરાયા રુસામાં-ઇલ્મન સરોવરને કાંઠે લગભગ ૧૦૦૦—૧૨૦૦ માઇલના આંતરે આ યુરલની બેટીઓ રણમેદાને ઉતરે છે. યુરલના કામદારોની આશા એ પૂરી પાડે છે.

પોલ્યાકોવે આ કથા લખી તે પહેલાં એ કારખાનામાં કામદાર બન્યો. ટૅંક સૈનિક તરીકે એણે તાલિમ લીધી, ને પછી છેક સ્તરાયા રુસા સુધી આવી, દુશ્મન સામેના મેદાનમાં પણ એ ઉતર્યો હતો. આમ એ પૂરો ટૅંક સૈનિક બન્યો હતો; તેથી જ તો એની આ કથા ખૂબ જ જીવંત બની છે.

સોવિયેત યુદ્ધકાલીન સાહિત્યમાં ટુંકી વાર્તાઓની સંખ્યા ઘણી મોટી છે. તેજ પ્રમાણે નાટકો તથા કાવ્યો પણ સારા પ્રમાણમાં છે. પરંતુ ખાસ વિશેષ અંગ તે રિપોર્ટાની—અહેવાલ કથાનું છે. એના ત્રણ મહાન પુસ્તકોનો પરિચય શ્રી. રવિશંકર મહેતાએ આ પછીના લેખમાં આપ્યો છે. તે ઉપરાંત પ્રખ્યાત સોવિયેત લેખક ઇલિયા એહરનબર્ગની "પારીસનું પતન" નામની કથા વિષે પણ શ્રી. બચુભાઈ ધ્રુવનો લેખ આ પછી આપ્યો છે.

સોવિયેતની યુદ્ધકાલીન નવલો વાંચનાર સોવિયેત પ્રજાના જીવનને બરાબર જ પારખી શકશે. સાહિત્યની દૃષ્ટિએ તેની કલા પણ ઉચ્ચ કક્ષાની જ છે. સ્વાભાવિક છે કે આવા મહાન બનાવોનું સૌથી શ્રેષ્ઠ ચિત્રણ તો અમુક વરસ પછી જ થઈ શકશે. પણ મહાન તોલસ્તોયની "યુધ્ધ અને શાંતિ"એ પાડેલ પગદંડી પર મક્કમ પગલે સોવિયેત નવલકથાકાર જઈ રહ્યો છે, તે વિષે કોઈ શક નથી.

હવે આપણે ચીની નવલો તરફ નજર કરીએ.

ચીનમાં સાચેસાચ સંગ્રામ તો ૧૯૩૧ થી શરૂ થયો હતો. ૧૯૩૧ માં જપાને મંચુરિયા હડપ કર્યું ત્યારથી જ યુદ્ધકાલ શરૂ થાય છે. પછી ૧૯૩૭ માં ચિયાંગ કાઈ શેકે લડાઇ જાહેર કરી. એટલે યુરોપીય સાહિત્યમાં યુદ્ધકાલીન સમય ૧૯૩૯ થી ગણી શકાય તેમ ચીન માટે તો ૧૯૩૧ થી જ ગણાવો જોઇએ.

# "વિલેઇજ ઇન ઓગસ્ટ"
# "ઓગસ્ટમાં એક ગામડું"

**યુદ્ધકાલીન ચીની નવલોની આ સર્વશ્રેષ્ઠ નવલકથા આપણે ત્યાં આઠેક** મહિના પહેલાં આવી પહોંચી. થોડીક જ નકલો આવી હતી. પ્રગતિશીલ લેખક મંડળની એક સભા પૂરી થયા પછી લેખકો ન્યૂ બુક કંપની (મુંબઇ) માં ગયા ને ત્યાંને ત્યાં બધી નકલો ઉપડી ગઈ.

આ નવલકથામાં ૧૯૩૧ થી મંચુરિયામાં લડતા ચીની દેશભકતોની સેનાની કથા છે. મંચુરિયા જપાને કબજે કરી લીધું, પણ મંચુરિયાના દેશભકતો તો આઝાદ રહ્યા. પોતાના મુલ્કને ફરી આઝાદ કરવા તેમણે બંધૂક ઉપાડી.

લેખક **ટીએન ચુન** પણ એમાં જોડાયો હતો. ૧૯૩૫ માં આ સેના વિષેની ચુનની આ કથા બહાર પડી ને સમગ્ર ચીનમાં એ ફેલાઇ ગઇ. એ કથાના પાત્રોનો જુસ્સો ચીની જુવાનોના દિલમાં લાધી ગયો. **એડગર સ્નો** લખે છે: "નવલકથા બહાર પડી ત્યારે હું પેકીંગમા હતો. અને જેટલા વિદ્યાર્થીઓને હું ઓળખતો હતો તે બધાય બસ એના વિષે જ વાત કરતા હતા. પુસ્તકને ચોરી છુપી ફેરવવામાં આવતું હતું. **કારણ ચ્યાંગની સરકારને જપાનીઓને નાખુશ કરવા નહોતા ને તેથી તેણે પુસ્તકને જપ્ત કર્યું હતું**...પેકીંગ ચીની સંસ્કૃતિનું ઘર કહેવાય. કેટલાંય વરસો સુધી ત્યાંના રહેવાસીઓએ, વિદ્યાર્થીઓએ અપમાનો, નામોશી સહ્યાં હતાં અને પછી અચાનક તેઓ બળવો પુકારી ઉભા થઈ ગયા. હજારો વિદ્યાર્થીઓ પેકીંગની શેરીઓમાં નાનકીંગ સરકાર (ચિયાંગ કાઇ શેક) ની જપાનને નમતું આપવાની નીતિ સામે વિરોધ કરવા મેદાને પડયા. હુમલાખોર જપાનનો સામનો કરો, એ તેમની માંગ હતી. તેમના નેતાઓને જેલમાં ફેંકવામાં આવ્યા, મારવામાં આવ્યા ને તેમાંના ઘણાયનાં દિલમાં "વિલેઇજ ઇન ઓગસ્ટ"નાં પાત્રોનો ખ્યાલ આવતાં, કેદખાનું તો મામુલી વાત થઈ પડી. આ વિદ્યાર્થી ચળવળ જ ચીનની નવજાગૃતિનું મંડાણ હતી. એ જ જાગૃતિથી ચીને દુનિયાને ચકિત કરતો સામનાનો સંગ્રામ ખેલ્યો છે."

ચીની દેશભકતોને આટલી પ્રેરણા આપનાર કથા ચીનની સામાન્ય જનતાની કથા છે. બે ચાર સેનાપતિઓની કે બે પાંચ સુખી કુટુંબોની નહિ પણ ચીનની કિસાન જનતાની આ વાત છે. એ જનતા ભાગી કયાં ય જઈ શકે તેમ નથી. એનાં મૂળ તો ઉંડે સુધી ધરતીમાં જ ધરબાયાં છે. ને તેથી જ એણે નિર્ધાર કર્યો—"આ દેશ અમારો છે, એની રક્ષા અમે કરીશું." એના માટે જોઇએ તેટલા આત્મભોગો આપવા તે તૈયાર હતી.

**ટિએન ચુન**—આ કથાનો લેખક—૩૪ વરસનો જ છે. ને એણે આ કથા લખી ત્યારે એની ઉંમર ૨૫ વરસની હતી. નાનપણથી જ એ સ્વતંત્ર મિજાજનો આદમી હતો–તેથી દરેક નિશાળમાંથી એ બરતરફ થયો ! પરિણામે એ પદ્ધતિસર શિક્ષણ પામ્યો નથી. ૧૯૨૫માં એ લશ્કરમાં જોડાયો—૧૭ વરસની ઉંમરે. છ વરસ સુધી તાલિમ લીધી. દસ વરસ પહેલાં એણે લખવું શરૂ કર્યું. ચીની સાહિત્ય સમ્રાટ **લુ સુન** તથા રૂસી સાહિત્ય સમ્રાટ ગોર્કીની તેના પર પ્રબળ અસર પડી છે.

પણ સૌથી વધુ પ્રબળ અસર તો ચીની પ્રજાની પડી; જેણે દુશ્મનને પડકાર્યો, અને હજારો મુસ્કેલીઓની પરવા કર્યા વિના આઝાદીનો જંગ ઉપાડયો.

ટીએન જુનની નવલ દુનિયાની શ્રેષ્ઠ નવલોની હારમાં સ્થાન પામી છે. ચીની પ્રજાની એ અતિપ્રિય ગીતા બની છે.

## "મેન ઓફ ધ બર્મા રોડ"
## "બર્મા રોડના ઘડવૈયાઓ"

**આ કથા તો ૧૦૦ પાનાની જ છે. ને એનાં અનેક પાત્રોમાં લો નામના** એક કિસાનની વાત મુખ્ય છે. હજારો **લો**નું જીવન તથા બરમા રોડનું ઘડતર કેવી રીતે સંકળાએલું છે, તે આ કથાનો મુખ્ય ભાગ છે.

જ્યારે ચીનનાં સમુદ્રી બંદરો ગયાં ત્યારે જપાન સામે લડવા સામગ્રી મેળવવાનો રસ્તો તો એક જ હતો—બ્રહ્મદેશ તરફનો; ને તેને માટે ખૂબ જ મુશ્કેલ એવો માર્ગ બાંધવાનો હતો. એ માર્ગ અનેક કિસાનોના ખેતરોમાંથી પણ જતો હતો.

**લો** તેમાંનો એક હતો. એ **લો**ના જીવનની આ પરિવર્તન કથા અદ્ભુત છે.

પ્રારંભમાં તો લો કહે છે: "મને આ યુદ્ધ સાથે સંબંધ નથી. સરકારે લડાઇ શરૂ કરી છે, એ જાણે ને એનું કામ જાણે."

પણ **લો**નો મોટો પુત્ર લશ્કરમાં ગયો છે તે લડતાં ખપી જાય છે. એની પુત્રી નાનકિંગમાં પરણી છે. એના વરની કત્લ થાય છે. દીકરી પોતાની ધાવણી બાળકીને લઈ, જપાનીઓથી બચવા મંદિરમાં જઇ ભરાય છે. જપાનીઓ મંદિર પર બોંબ વરસાવે છે. પછી પોતાના હવસને સંતોષવા ચીની સ્ત્રીઓને પકડવા આવે છે. શિયળ બચાવવા **લો**ની દીકરી, ધાવણી બચ્ચીને લઈ પડખેના તળાવમાં ડૂબી મરે છે.

વાત આટલેથી અટકતી નથી, થોડા વખતમાં તો જપાની બોંબરો આવી લોહીના પસીને તૈયાર કરેલ પાક પણ ઉજ્જડ બનાવી જાય છે.

ત્યારે **લો**ને સમજાય છે કે 'આ યુદ્ધ તો આપણું છે, તેને જીતવું જ રહ્યું.'

**લો** પોતાનું ખેતર સરકારને આપી દે છે તથા રસ્તો બાંધવા પેટવડિયા તરીકે નામ નોંધાવે છે. રસ્તો બાંધવાનું કામ સહેલું નથી. **લો**ની વહુ માંદી પડી, મરે છે, પણ **લો** થોભતો નથી. સૌથી વધુ મુશ્કેલ કામ માથે ઉપાડે છે. ફરજ બજાવતાં એ શહીદ બને છે.

આમ બર્મા રોડ બાંધનાર **લો** જેવા હજારો સ્વયંસેવક કામદારોના ભવ્ય સ્વાર્થ-ત્યાગ, અદ્ભૂત દેશદાઝ અને જબ્બર સ્વાર્પણની આ કથા છે.

## "ડ્રેગન સીડ"

**ચીની જીવનને પશ્ચિમની દુનિયા સમક્ષ રજુ કરનાર શ્રીમતી પર્લ બક**ની આ નવી તથા તેમની સર્વોત્તમ નવલ છે. તેમની "ગુડ અર્થ—ધરતી માતા" તો ખૂબ જ પ્રસિદ્ધ છે. હવે ધરતીમાતા જ્યારે ભયમાં આવી પડી ત્યારે તેની રક્ષા કરવા બહાર પડેલા યોદ્ધાઓની કથા એ આ "ડ્રેગન સીડ".

**લિંગ તાન** નામના કિસાનની આ વાત છે. **લિંગ તાન** જુના જમાનાનો આદમી છે. ભણતરમાં ઝાઝું માનતો નથી. છોકરાંઓ ખેતી કરતાં શીખે એટલે બસ. શરૂઆતમાં શાંત કિસાન કુટુંબનું એક અતિ સુંદર ચિત્ર રજુ થાય છે. ચીની કિસાન

જીવનનું ચિત્ર પર્લ બકની કલમથી વધારે સચોટ કોની કલમ ઉતારી શકે ?

પણ શાંત જીવનમાં ભડકો થાય છે. "દરિયાની પેલી પારના ઠીંગુજી"ઓની ચડાઇ થાય છે. ગામ કબજે થાય છે. દુશ્મન દમન શરૂ કરે છે.

દુશ્મનનો સામનો કરવાના બે માર્ગ છે. એક તો છે દુશ્મનની સાથે સહકાર કરવાનો. લિંગ તાનનો જમાઇ એ માર્ગ સ્વીકારે છે. બીજો રસ્તો છે ડુંગરોમાં છુપાઇ રાને ગેરિલા લડાઇ લડવાનો. લિંગ તાન અને તેના પુત્રો એ માર્ગ સ્વીકારે છે. લિંગ તાન એની વહુને કહે છે: "આપણે દુશ્મનને હેરાન હેરાન કરી નાખવો જોઇએ. કુતરાની પૂંછડીમાં જેમ અસંખ્ય માંખો બેસીને ચટકા ભરે છે, તેમ આપણે પણ તેને ડંખ દીધા જ કરવા જોઇએ, ઘડીભર એને જંપવા ન દેવો જોઈએ."

આ કથાનું વિશિષ્ઠ અંગ છે જપાની રાજકર્તાઓની સાચી પિછાન. પર્લ બક તો સ્વસ્થ અને સૌમ્ય શૈલી માટે પ્રખ્યાત છે. પણ જપાનીઓએ કરેલ બળાત્કારો તથા જુલ્મનું જે વર્ણન પર્લ બક કરે છે તે "જપાની જુલ્મોની વાતો કેવળ "પ્રચાર" માટે છે" તેવી શંકાને નિર્મૂળ કરે છે.

લેખિકાની કલા પણ આ વિષય છણતાં વધુ ઉંડાણ પ્રાપ્ત કરે છે. વિવેચકોએ પર્લ બકના આ પુસ્તકને તેમના સર્વ પુસ્તકોમાં શ્રેષ્ઠ તરીકે વધાવી લીધું છે.

## "મૂન ઇઝ ડાઉન"
## "ચંદ્ર નમ્યો ત્યારે"

યુરોપના દેશોની પ્રજાઓએ હિટલર વિરૂધ્ધ જે જંગ ખેલ્યો છે તેની લગભગ એકાદ ડઝન નવલકથાઓ બહાર પડી ગઈ છે. પણ હિંદને કાંઠે પહોંચનાર તે એકાદ જ છે. સદ્‌ભાગ્ય છે કે એ નવલકથા આ ગુચ્છની એક શ્રેષ્ઠ નવલકથા છે. એ છે જહોન સ્ટાઈનબેકની "ધ મૂન ઇઝ ડાઉન."

જહોન સ્ટાઈનબેક અમેરિકી પ્રગતિશીલ લેખકોની પ્રથમ હરોળનો સભ્ય છે. એની "ગ્રેપ્સ ઓફ રેથ" આપણે ત્યાં સારી પેઠે જાણીતી થઇ છે. અમેરિકા લડાઇમાં આવતાં એણે પણ યુદ્ધ ખબરપત્રી તરીકે યુરોપનો માર્ગ લીધો. એ પહેલાં એણે શરૂ કરેલી આ નવલકથા, નાટકરૂપે અમેરિકામાં ભજવાઇ ગઇ છે.

આ કથા કોઈ એક નાનકડા દેશના નાનકડા શાંત ગામની છે. દેશનું નામ તો અપાયું નથી, પણ બધાને ખબર પડે તેમ છે કે, એ નોર્વે છે. પણ એ ગૌણ વાત છે. કારણ હિટલરની એડી તળે કચડાએલા બધા દેશોના માનસનો આ કથા પડઘો પાડે છે.

વાત સાદી છે. નાના ગામમાં કોઈને ખબર પડે કે, શું થયું તે પહેલાં તો જર્મનોનું રાજ્ય ઠોકાઈ જાય છે. ધીમે ધીમે લોકો ગુલામીનો અર્થ સમજતા જાય છે. ધીમે ધીમે એનો ભાર કળાય છે. ને સાથે સાથે એની સામેનો વૈરાગ્નિ પણ પ્રગટવા માંડે છે. અંતે એ વૈરાગ્નિ મોટા ભડકા સાથે ભભૂકી ઉઠે છે.

વાત ગામના મુખી મેયર ઓડેનના જીવન સાથે સાંકળી છે. ગામના માનસનો પડઘો પાડતો એ ઘરડા મુખીને લડાઈ વિષે કશી ખબર નહોતી. અંતમાં દુશ્મન સામેના મોરચામાં એ અગ્રણી બને છે. પ્રજા તેની પાછળ સંગઠિત થાય છે, ને સંગઠિત રીતે સામો ઘા મારે છે.

આ કથામાં કોરેલ નામનું એક પાત્ર આવે છે. કોરેલ વેપારી હતો ને એણે પોતાની જાતને જર્મનોને વેચી દીધી હતી. ગામની બધી માહિતી એણે જર્મનોને આપી દીધી હતી. ચડાઇ થઇ તે દિવસે ગામના ચોકીદારોને પણ એણે "ઉજાણી" પર મોકલ્યા હતા! જર્મનોનું રાજ્ય થયા પછી પ્રજાના મનોબળને તોડવા પોતાથી બનતું એણે કર્યું. હિટલરની "પાંચમી કતાર" શું છે એ આ કોરેલના પાત્રમાંથી બરાબર ખબર પડે છે.

("મૂન ઇઝ ડાઉન" ગુજરાતીમાં ઉતરી છે. શ્રી મુનીકુમાર ભટ્ટે–'શશી ઉતરતાં" એ નામે એને ગુજરાતીમાં ઉતારી છે. હોલિવુડે એનું ચિત્રપટ પણ તૈયાર કર્યું છે.)

*

આ દસે ય નવલકથાઓનાં વાચન પછી ત્રણ હકીકત મુખ્ય રીતે બહાર આવ્યા વિના રહેતી જ નથી.

એક બાજુ, દેશપ્રેમ અને બીજી બાજુ દુશ્મન પ્રત્યે ભયંકર ધિક્કારની આગ. પોતાના **વતનને માટે જે અગાધ મહોબ્બત, ચીની કિસાનો, રૂસી સૈનિકો કે મેયર ઓડેનના દિલમાં છે, તેજ મહોબ્બત ચડાઈખોર વિદેશી રાજકર્તાઓ પ્રત્યેના ભયંકર ધિક્કારને જન્મ આપે છે.**

બીજી વાત છે ફાસિવાદના સાચા સ્વરૂપના પરિચયની. હિટલરના ખાંધિયાઓ હોય કે જર્મન સૈનિકો હોય કે મિકાડોઓ સિપાહીઓ હોય—ફાસિવાદીઓએ માનવતાને વિદાય કરી દીધી છે. સંસ્કૃતિના કોઈ નિયમોનો તેમને બાધ નથી. હજુ સુધી કલ્પી પણ ન શકાયા હોય તેવા જુલ્મો કરવામાં તેઓ જરા પણ થોભતા નથી. તેમને મન પોતા સિવાય બીજી પ્રજાઓ હલકી છે, પોતાની સેવા કરવા માટે છે; તેમનું આર્થિક શોષણ કરવાને માલિકોને પૂરો અધિકાર છે. ફાસિવાદ એટલે પાશવત એ હકીકત એમાંથી પૂરવાર થાય છે.

ને ત્રીજી વાત એ ફાસિવાદના વિરોધની છે. ફાસિવાદ સાથે દોસ્તી કે સહકાર કોઇપણ રીતે શક્ય નથી. તેનો નાશ કરવાનો જ એક માર્ગ છે. ગોર્કીએ લખ્યું છે કે 'દુશ્મન તાબે ન થાય તો એને નેસ્તનાબૂદ કરવો જોઇએ.' અને એ વાત 'ફ્લેઈમ્સ ઓફ વેન્જન્સ'નો વૃધ્ધ સરદાર, ડ્રેગન સીડનો લીંગ તાન, 'મુન ઇઝ ડાઉન'નો મેયર ઓડન કહે છે.

ટૂંકમાં આ દસેય નવલો પોતાના દેશને ફાસિવાદની ચુંગાલમાંથી બચાવવા દરેક આઝાદી પસંદ પ્રજાને કટિબધ્ધ થવા પ્રેરણા આપનારી સેંકડો કથાઓમાંની થોડીક જ છે.

સાહિત્યની દષ્ટિએ એ દસેય નવલકથા છેલ્લી પચ્ચીસીની સર્વશ્રેષ્ઠ નવલોમાં સ્થાન લે છે. એમના લેખકોએ પ્રજાના સંગ્રામમાંથી પ્રેરણા લીધી છે. ને જેટલા પ્રમાણમાં પ્રજાના જીવનનો તેમાં પડઘો ઉઠયો છે તેટલા પ્રમાણમાં તેમની કલાએ કસબ સાધ્યો છે.

# ત્રણ યુદ્ધ કિતાબો*

રવિશંકર મહેતા

**માર્કંડેય** પુરાણમાં એવી કથા છે કે મહિષાસુર, રક્તબીજ અને ચંડ-મુંડ વગેરે મહા અસુરો જ્યારે દેવોને ભારે ત્રાસ આપવા લાગ્યા ત્યારે મુંઝાએલા દેવોએ તેમનો પરાજય કરવા માટે પોતપોતાની શક્તિઓ બહાર કાઢીને તેમાંથી એક સ્ત્રી ઘડી. દરેક દેવે એ સ્ત્રીને પોતાનાં આયુધો અને શણગાર આપ્યાં. એ સ્ત્રી એટલે જેને કાલી અથવા ચંડી કહેવામાં આવે છે તે. દેવીએ તમામ અસુરોનો સંહાર કર્યો. પુરાણકારો એ દેવીને निःशेष देवगण शक्ति समूह मूर्ति—સમગ્ર દેવજાતની સમૂહમૂર્તિ તરીકે વર્ણવી છે.

પુરાણની આ કથાને કપોલ કલ્પિત માનવામાં આવે છે. દુનિઆના ઇતિહાસમાં કોઇ પણ કાળે, કોઈ પણ દેશમાં નિઃશેષ જનગણ શક્તિનું આવું એકાગ્ર અને સંપૂર્ણ સંગઠન, વિગ્રહના કે બીજા કોઈ હેતુ માટે થયું જણાયું નથી. પણ સત્ય ઘણી વખત કલ્પનાથી ય વધુ અદ્દભૂત હોય છે; ઇતિહાસ હજુ રચાતો અટકી ગયો નથી; અને એક કાળે માનવ કલ્પનામાં જે ભાવના ઉતરી શકી હોય તે અન્ય કોઇ કાળે વાસ્તવિકતાનો આકાર ધારણ કરે એવી શકયતાને છેક જ અવગણી શકાય નહિ. આવી બીજી કલ્પનાઓનું તે જે થવાનું હોય તે, પણ આ એક કલ્પના તો આપણી નજર સામે જ વાસ્તવિકતાનું સ્વરૂપ ધારણ કરી ચુકી છે. નિઃશેષ જનગણ શક્તિનું સંપૂર્ણ કેન્દ્રિકરણ અને સંકલન યુધ્ધઘેરી સોવિયેત ભૂમિમાં આજે નજરે ચડે છે.

આ મહાયુદ્ધને Total War—સાર્વત્રિક યુદ્ધ—તરીકે ઓળખાવવામાં આવે છે. એમાં આક્રમણ કરવા માટે કે બચાવ કરવા માટે દેશની સમગ્ર માનવ શકિત અને આર્થિક સંપત્તિ યુદ્ધ પ્રયાસમાં યોજવી પડે છે. જર્મની, જાપાન અને ઇટાલીએ આ પહેલ વ્હેલું સાધ્યું, પોતપોતાના દેશોમાં, પશુબળને જોરે. બ્રિટન અને અમેરિકાએ એ સાધ્યું છે—વધતા ઓછા પ્રમાણમાં લોકોની અનુમતિથી. માત્ર સોવિયેત રશિયાએ જ એ સાધેલ છે સમગ્ર પ્રજાની સ્વયંભૂ ઇચ્છાશકિતને પ્રતાપે. એટલે બધા યે વિગ્રહી રાજ્યોમાં ખાસ રશિયાના જ યુદ્ધ પ્રયાસને—રણચંડીને—નિઃશેષ જનગણશકિત સમૂહમૂર્તિ તરીકે ઓળખાવી શકાય તેમ છે. દુનિયાનું તમામ સાહિત્ય ફેંદી વળો પણ યુદ્ધને અંગે જે કાંઇ બની રહ્યું છે તેનું સાચું સ્વરૂપ અને હાર્દ સમજવા અને

---

* (1) The Defence of Leningrad, by Nikolai Tikhonov.
Huchinson & Co. London.

(2) The Epic Story of Stalingrad. (Same Publishers)

(3) The Last Days of Sevastopol, by Boris Vogetekhov.
Cassel & Co., London.

સમજાવવા માટે આવું એક વાકય બીજે કયાંય મળશે નહિ.

સોવિયેત જનતાના યુધ્ધ પ્રયાસ—રણચંડી—ને પૌરાણિક ભવ્યતાના આવા વાઘા સજાવવાની મારી આ ચેષ્ટા જેમને અયોગ્ય લાગતી હોય તેમણે છેલ્લા થોડા વખતમાં પ્રગટ થએલાં ત્રણ પુસ્તકો જરૂર વાંચી જવાં ઘટે છે.

એ ત્રણ પુસ્તકોછે, "The Epic Story of Stalingrad," "The Defence of Leningrad" અને "The Last Days of Sevastopol". સોવિયેત જનતાના યુધ્ધ પ્રયાસને મેં ઉપર આપેલી ભવ્ય અંજલિની યથાર્થતા કે અયાર્થતા ચકાસી જોવા માટે જ નહિ પણ નવલકથાના કરતાંય વધુ રોમાંચક વાચન માણવા ખાતર પણ આ પુસ્તકો જરૂર વાંચવા જેવા છે. યુધ્ધ પોતે હંમેશા રૌદ્ર—ભયાનક હોય છે, પણ એની કથા રમ્ય હોય છે એ જૂની કહેવતની સાર્થકતા આ પુસ્તકોમાં પ્રત્યક્ષ થાય છે.

હિન્દના ઈતિહાસના સીમા સ્થંભ રૂપ બનેલ મહાભારતનું યુધ્ધ જેની સરખામણીમાં એક સામાન્ય અથડામણ જેવું જ લાગે એવું ભવ્ય, ભીષણ અને વિનાશક યુધ્ધ રશિયાની ભૂમિ પર ખેલાયું છે. એ યુધ્ધ માત્ર લાલ સેનાએ જ નહિ પણ સમગ્ર સોવિયેત જનતાએ ખેલ્યું છે. રણમોરચા પર અને મોરચાની પાછળ—કચેરીઓમાં, કારખાનાઓમાં અને ખેતરોમાં, માનવીઓના વર્તનમાં અને માનવીઓના દિલમાં વીરતાનાં રોમાંચક કાવ્યો રચાયાં છે. રશિયાનું યુધ્ધ એક આધુનિક મહાભારતની રચના માગી લે છે. ઉમેદ છે કે એ રચાશે. એ રચાશે ત્યારે તેના મુખ્ય અધ્યાયો હશે સ્તાલિનગ્રાદ, સેબાસ્તોપોલ, લેનીનગ્રાદ. આક્રમક નાત્સી ધાડાંઓને નિર્ણયાત્મક શિકસ્ત આપનાર એ ત્રણ મહાનગરોનો બચાવ કરનાર સૈનિકો અને જનતાએ સ્વાર્પણ, નીડરતા અને વીરતાની પરાકાષ્ઠા દાખવી છે. જે બન્યું છે તેનો સુવાચ્ય ઇતિહાસ આ પુસ્તકોમાં પડયો છે. ઇતિહાસ કરતાંય વધુ પ્રમાણમાં એ બનેલા બનાવોની શબ્દમય તસ્વીરો છે. મહાભારતની કાચી ધાતુ ૮૦૦૦ શ્લોકનાં 'જય' કાવ્યમાં અને ૨૫૦૦૦ શ્લોકનાં 'ભારત' કાવ્યમાં પડી હતી, એવી જ કાચી અને જીવનથી ધબકતી આ ધાતુ સોવિયેતના આવતી કાલના સામાજીક ઇતિહાસના આ પુસ્તકોમાં પડી છે.

કોઈ ધંધાદારી ઇતિહાસકારોએ આ પુસ્તકો રચ્યાં નથી. "સેબાસ્તોપોલના છેલ્લા દિવસો" એક નાટયકારમાંથી યુધ્ધ બાતમીદાર બનેલા લેખકનો પ્રત્યક્ષ અનુભવની ઉષ્માવન્તો સળંગ અને રોમાંચક વૃતાન્ત છે. બાકીના બીજા બે પુસ્તકો તો સ્થાન પરના નિરિક્ષકો-લશ્કરી તેમજ બીન લશ્કરીના સ્વાનુભવોની રજુઆત જેવાં છે. જુદા જુદા લેખકોએ લખ્યાં છે, છતાં તેમની ગોઠવણ એવી સરસ છે કે જાણે એક જ લેખકે લખેલી એક સળંગ કથા વાચતા હોઈએ એમ જ લાગે છે. એટલે વૃતાન્ત નિવેદન અને સર્જનની સીમા પર ઉભેલા આ નવા સાહિત્યપ્રકારનો પરિચય સાધવા જેવું છે. કુશળ વૃતાન્ત નિવેદનનો જીવન્ત ધબકારો અને સર્જિત કલાકૃતિની સુરેખતાનો એમાં સમન્વય સધાય છે. જીવન અને સાહિત્યને તાણાવાણા જેવાં બનાવી દેતો આ નવો સાહિત્ય પ્રકાર આવતી કાલના સાહિત્ય પ્રદેશમાં મહત્વનું સ્થાન ઝડપી લે એવો દરેક સંભવ છે. એટલે એનો પરિચય કેળવવા ખાતર પણ આ પુસ્તકો દરેક સાહિત્યરસિકે અવશ્ય વાંચવા ઘટે.

આ વાંચનમાંથી બીજા પણ અનેક લાભો ફલિત થાય તેમ છે. જેમાંથી અનેક નવલિકાઓ અને નવલકથાઓનાં પ્રેરણા અને વસ્તુ મળી રહે એવાં અનેક બનાવો અને વર્ણનોનો સંભાર એમાં ઠાંસોઠાંસ ભર્યો છે. પુસ્તકોના રચનારાઓએ તો તે તે બનાવો

કે દશ્યો માત્ર હકીકત રૂપે જ રજૂ કરીને છોડી દીધાં છે—અનિવાર્ય રીતે. પણ એ ટૂંકી હકીકતો પણ એવી ઢબે રજૂ થઈ છે કે, તેમની સાહિત્યિક શકયતાઓથી લખનારા પોતે પણ અજ્ઞાન નહોતાં એમ ચોકખું દેખાઈ આવે છે. ત્રણે પુસ્તકોનાં બધાં મળીને ૪૦૦ જેટલાં પાનાં સંયમને દોરે પરોવાએલ ઉર્મિકાવ્ય કળીઓની માળા જેવાં છે.

વોલ્ગાનાં સળગતાં નીરનું ઐન્દ્રજાલિક દશ્ય, છાતી સાથે ગ્રેનેડબાંધી દુશ્મનની ધસી આવતી ટેંક નીચે સૂઈ જનાર લાલ સૈનિક, બોમ્બમારાથી મુક્તિ મળ્યા છતાં માનવ મિત્રોની શોધમાં ઉજ્જડ શેરીઓ ખુંદતાં નોવોરોસીસ્કના પ્રાણીબાગનાં પશુ પંખીઓ, વરસાદ પેઠે વરસતા બોમ્બો અને તોપગોળાઓ વચ્ચે મૃત ખલાસી પતિની કબર પર ફુલ ચડાવવા નિત્ય ચાલી જતી સેબાસ્તોપોલની અસંગ યુવતી, અસહાય માત પર નાઝી સૈનિકોને બિભત્સ અત્યાચાર ગુજારતા જોઈ જેના કાળાં ભમ્મર વાળ એક જ દિવસમાં ધોળા થઇ ગયા એ સોળ વર્ષના છોકરાનાં અતિમાનવ પરાક્રમો; રણભૂમિ રાત્રે સુની પડે ત્યારે સંભારણા માટે મરેલા મિત્રોનાં ખીસ્સાં ઢંઢોળતા એક લાલ સૈનિકનો વિલક્ષણ વર્તાવ, આવાં આવાં બેસુમાર બનાવો આ પુસ્તકોમાં ભર્યાં છે.

છેવટે એક સ્વાનુભવ ટાંકું. લેનિનગ્રાદના ઘેરા દરમ્યાન જ વિશ્વ વિખ્યાત રશિયન સંગીતકાર દિમીત્રી શોસ્તોકોવિશનું "લેનિનગ્રાદ સીંફની" રચાયું. ઘેરાએલા અને વિનાશના ઓળા નીચે જીવતાં લેનિનગ્રાદનાં રોજીંદા જીવનના શ્વાસોચ્છવાસ એમાં ઝીલાયા છે. પોણાબે કલાક સુધી અકથ્ય સંવેદનની ભરતી છોળ ઉડાડતું એ સીંફની સંગીત મુંબઇમાં બેઠાં સાંભળ્યું છે. અમેરિકન સરકારના અનુગ્રહથી મુંબઇ રેડીઓએ એ સંભળાવેલું. સંગીત વિદેશી અને કાનને અપરિચિત હતું. પણ એવી મંત્રમુગ્ધતા બીજાં ઓછાં સંગીત સમક્ષ મેં અનુભવી છે. આ મહાસંગીતની થોડીક છાયા અને છટા આ પુસ્તકોમાં પણ નજરે ચડે છે. સહુ કોઇએ એનો પરિચય સાધવો ઘટે છે.

# પારિસનું પતન

*બચુભાઈ ધ્રુવ*

**ગુજરાતી સાહિત્યમાં જે ઐતિહાસિક નવલકથાઓથી આપણે જાણીતા છીએ** તેમાં કોઇ મહત્વની નવલકથાએ નવો ચીલો પાડયો નથી. વળી, કોઇમાં ઇતિહાસને મચડયો છે, કોઈમાં ઐતિહાસિક વ્યક્તિઓને ખોટી ચીતરી છે, કોઇમાં અસંગત કે બેહૂદી બનાવટોને ઇતિહાસના બનાવો તરીકે સામેલ કરી છે, તો કોઈમાં પરભાષાની લોકપ્રિય કૃતિઓના આધારે રચના કરી છે. ચાલુ બનાવો ઉપર રચાએલી નોંધવા યોગ્ય નવલકથા તો જાણવામાં પણ નથી.

સામાન્ય રીતે નિકટ સમયના ઇતિહાસ વિશે લખવું, ને તેમાં ય નવલકથા લખવી એ કપરૂં કામ છે. બનાવોનું ખરાખોટાપણું, જાહેર નીતિ-રીતિ અને તેની

અસરો વિષે મતભેદ, જાહેર વ્યક્તિઓનું મૂલ્યાંકન અને નિરૂપણ વગેરે અનેક ચર્ચાસ્પદ મુદ્દાઓ તેમાં ઉભા થાય છે. એટલું જ નહિ પણ, આખી રજૂઆત અને વાર્તાકલેવરની રચના અનેક મૂંઝવણો પેદા કરે છે. આવી બધી વિટંબણાઓ, મુશ્કેલીઓ, ચર્ચાસ્પદ મુદ્દાઓ અને ભયસ્થાનો વટાવીને લખાએલી કોઈ રસમય, જોરદાર નવલકથા વાંચવામાં આવે તો તેથી સંતોષ ને આનંદ, જ્ઞાન અને વિસ્મય થયા વગર રહેતાં નથી. આવી નવલકથા તે મશહૂર રશિયન લેખક ઇલ્યા એહરનબર્ગની 'પારિસનું પતન (The Fall of Paris) છે.

ઐતિહાસિક નવલકથા તરીકે એની ખૂબી એ છે કે એમાં વાર્તાના રસપ્રવાહની સાથે બનાવોની રજૂઆત કોઇ રાજકીય ઇતિહાસકારને શોભે એવી થઇ છે. અલબત, ફ્રેન્ચ નેતાઓનાં નામો જુદાં છે અને વાર્તાનાં સામાન્ય પાત્રોના જીવનના બનાવો કલ્પિત છે, પરંતુ જાહેર બનાવોનો ઇતિહાસ એટલો સાચો છે કે ડી. એન. પ્રિટની જાણીતી ચોપડી "ફ્રેન્ચ પ્રજાસત્તાકનું પતન" (The Fall of the French Republic) તરત યાદ આવે છે. દુનિયાની પહેલા દરજ્જાની મનાતી ફ્રેન્ચ સત્તાએ નાઝી જર્મની સામે યુદ્ધ જાહેર કર્યું, છેવટની વધુ તૈયારી માટે આઠ નવ મહિના મળ્યા, છતાં હિટલરનું ખરેખરૂં આક્રમણ શરૂ થતાં એક જ મહિનામાં ફ્રાન્સને ભારે લશ્કરી શિકસ્ત મળી, એટલું જ નહિ પણ જાણે આખી પ્રજાની ને રાષ્ટ્રની હિંમત ને ગૌરવ છિન્ન ભિન્ન થઇ જત લાગ્યાં. આમ શાથી થયું તે બ્રિટિશ વિદ્વાન ડી એન. પ્રિટે સમર્થપણે બતાવ્યું છે અને એનું પુસ્તક સર્વમાન્ય આધારગ્રંથ છે.

એહરનબર્ગ નવલકથા લખે છે એટલે ઇતિહાસની વિગતો અને તેનું પૃથક્કરણ એની ચોપડીમાં નહિ મળે. એમાં લાંબી રાજકીય ચર્ચાઓ નથી, છતાં પાત્રોના અને પાત્રોની આજુબાજુ ખળભળતી પ્રજાના જીવનમાંથી ને બનાવોમાંથી ફળીભૂત થતાં પરિણામો અને અનુભવો અચૂક રીતે ચોક્કસ વિચારોને સિધ્ધ કરે છે. લેખક પોતે, કે પાત્રોના મોઢે પણ ભાગ્યે જ અભિપ્રાયો કે અનુમાનો આગળ કરે છે. જે સમજીએ છીએ તે આપણે પોતાની મેળે જ જાણે કે સ્વાનુભવથી જાણી જઇએ છીએ. રાજકીય ને સામાજિક અન્યાય, ક્રાંતિની ભીરૂતા અને મૂડીવાદી લોલુપતા, સમાજના આગેવાનોની નબળાઇ તથા સમાજવાદી પક્ષની તકવાદી નીતિ, એ બધાંને પરિણામે સમાજના પ્રાથમિક હકકો અને સ્વતંત્રતા છીનવી લેવાતાં ગયાં. સામ્યવાદી પક્ષ એકલાએ એના રક્ષણ માટે પ્રયત્ન કર્યો પણ રશિયા ને સામ્યવાદ સામેની આંધળી ભડકે એને એકલો પાડી દીધો. બીજી તરફ શાંતિ અને સલામતીને નામે મૂડીવાદી તંત્ર સાબૂત રાખવાની ઝંખનામાં કોઇ પણ ભોગે ક્રાંતિ ઉથલપાથલ ન થાય, સામાજીક તંત્ર ઉથલી ન પડે એની પ્રજાકીય ઇંતેજારીમાં પોપ્યુલર ફ્રંટને પહેલાંથી જ કમજોર બનાવવાની તરકીબો ચોંકાવનારી છે. પોપ્યુલર ફ્રંટ વખતે ય લશ્કરી આગેવાનોની કાવતરાંખોરી ભયંકર છે. અને આમની આગળ શાંતિપ્રિયતા કે સમાધાનવૃતિ આંધળી થઈ જાય અને અનિવાર્ય આપત્તિને સામે થઈને સાફ કરી નાખવા જેટલો પુરૂષાર્થ લોક નેતાઓ ન બતાવે તો કેવી રીતે ફાસિસ્ટ તરફી તત્વો જ વધુ મજબુત બને છે, અને છેવટે કેવી રીતે દગાખોર શરણાગતિમાં અંજામ આવે છે તેનો જીવંત દાખલો ફ્રાંસના પતનમાંથી મળે છે.

એહરનબર્ગની પધ્ધતિ જેને 'ડ્રામેટિક' કહેવાય તેવી છે. નાટકના તખ્તા ઉપરી બનાવો અને પ્રવેશો એક પછી એક આવે, તેમ વાર્તા ઉકલતી જાય છે. પ્રવેશ બહુ સાદ

ને સામાન્ય રીતે થાય; પાત્રો રોજ-બરોજની રીતે મળે ને વાતો કરે; એકાએક કાંઇ બન્યું એમ વાંચનારને લાગે; કોઇ લાગણી, કોઈ બનાવ, કોઈ ચર્ચા એવી થઇ આવે કે વાતાવરણમાં ચમક આવે ને જોતજોતામાં પ્રસંગ જીવંત અને ભભક-ભર્યો બની જાય. શું થશે એની ઇંતેજારી થાય અને એવી કૌતકભરી સ્થિતિમાં જ પ્રસંગ પૂરો થાય છતાં પ્રસંગો સંકળાએલા અને વાર્તાના મુખ્ય પ્રવાહને પોષનારા રહે છે. ચિત્રકાર આડીઅવળી રેખાઓ ને રંગના લપકા મૂકે, એકાએક આકૃતિઓ અને દેખાવો નજરે પડે અને ચિત્રના છુટાભાગો સંકળાઈને સંપૂર્ણ ચિત્ર તૈયાર થાય એમ આ વાર્તાનું બને છે.

વાર્તાનાં પાત્રો માનવતાથી એકદમ ભરેલાં છે. પ્રભાવશાળીપણું કે વિચિત્રતા લાવવા માટે કાંઇ કૃત્રિમતાના અંશો દાખલ કરવામાં આવ્યા નથી. પાત્રોનું નિરૂપણ વર્ણનથી કર્યું નથી પણ વાર્તાના વિકાસની સાથે, વિચારો ને પ્રસંગોમાંથી પાત્ર ઘડાઇને ઉપસી આવે છે. વાંચક જાણે કે એની સાથે ધીરે ધીરે ઓળખાણ કરે છે. આધુનિક ઇતિહાસના પટ ઉપર એક બાહોશ નવલકથાકારે રચેલી આ એક સમર્થ નવલકથા છે.

# બે રેડિયો વ્યાખ્યાનો

[ **સાધના**: ઉપવાસીનાં કાવ્યો; **કાદવનાં કંકુ**: બકુલેશની ટૂંકી વાર્તાઓ ]

*રતિલાલ મહેતા*

**પહેલાં ઉપવાસીનું 'સાધના' લઈએ**: લેખકના ભાવનાવિકાસનાં પગથિયાંરૂપ પ્રણય, વાંછના, અને સાધના એમ ત્રણ વિભાગોમાં આ સંગ્રહના કાવ્યો વ્હેંચાયેલાં છે. આ વિભાગીકરણને લગતું પોતાનું દ્રષ્ટિબિંદુ સ્પષ્ટ કરતાં લેખક કહે છે કે, "પ્રણય, વાંછના અને સાધના એ જીવનની ત્રણ કક્ષાઓ ખરી, પણ જડ અને ચામડેમઢી નહિ. કોઇ નિશ્ચિત સમયને દામણે બાંધેલી નહિ. એ તો સમગ્ર જીવનમાં વિસ્તરેલી અને જીવનને આવરીને બેઠેલી અનુભૂતિઓ છે. જીવન વિકાસની સાથો સાથે તે પોતાનો ય વિકાસ સાધે છે. જીવનનો વિકાસ થતાં પ્રણય પ્રણય મટી જતો નથી, વાંછના વાંછના મટી જતી નથી, પણ પ્રણય અને વાંછના નવે રૂપે નવે દેહે કર્તવ્યશીલ જીવનમાં શ્વાસોચ્છ્વાસ બની ઉર્ધ્વીકરણ—Sublimation પામે છે. ઉર્ધ્વીકરણને આવે માર્ગે જઈ રહેલો જીવ વ્યકિતની ટૂંકી મર્યાદાઓ વટાવીને સમષ્ટિની વિરાટતાને અપનાવતો થાય છે, ત્યારે જ એને વસ્તુગત સત્યની ઝાંખી થવા માંડે છે."

આ જીવનવિકાસનું દર્શન આ કાવ્યોમાં કેવું થાય છે તે આપણે જોઇએ. પ્રણયનું ગાન કવિએ મુકતકંઠે કર્યું છે. પહેલી જ કૃતિ (ચિરવિદાય) એક સુંદર નમૂનો છે. એ કૃતિમાં એક આખી પ્રણય કથા સમાઇ ગઇ છે. એક મુગ્ધ કન્યા છે. માવતર એને ઘેર બોલાવે છે. એટલે પોતાના પ્રિયતમ પાસે જઇ, એની રજા માંગી, પોતાના જીવનની મહામૂલી થાપણ એને સોંપીને 'પ્રિય હું આવીશ આવીશ' એવા દ્દઢ નિશ્ચય અને વિશ્વાસ સાથે વિદાય લે છે. પણ પછી એ પાછી આવી શકતી જ નથી. માબાપ કોઈકની સાથે એના

ફેરા ફેરવી દે છે. અહીં એનો પ્રિયતમ એની ખૂબ રાહ જુએ છે, ને આખરે વિરહ અસહ્ય બની જતાં એ ચિરવિદાય લે છે—આપઘાત કરે છે. આપઘાત કરતાં પહેલાં એ પોતાની વેદના ઠાલવે છે, પ્રિયતમા સાથે ગુજારેલી ક્ષણો યાદ કરે છે, અને છેવટે—

> જગતથી તુજ જીવન સાંધતી
> તુંજ હતી મમતામયી શૃંખલા,
> તવ જતાં ગઈ જીવનની ધૃતિ
> અનુભવાવી શકે નવજીવન ?

એવો નિરાશાનો ચિત્કાર કરીને એ વિદાય લે છે. આ તો સામાન્ય કથા થઈ. પણ આપણા કવિ આવી નિરાશાને જીવનમાં સ્થાન આપવા માગતા નથી, એટલે એમણે નાયકના ઉર્મિનિવેદનની પૂર્વે 'કથા' રૂપે નાયિકાના મૃત્યુવત જીવનની યાદ આપીને, અને આ 'કથા' પૂર્વે પોતાની 'હૃદય-સંગાથી' ને આપેલા 'અર્પણ'માં સાન્નિધ્યનો મહિમા ગાઈને, આખો ઝોક બદલી નાંખ્યો.

પ્રણયના વિવિધ ભાવાવેગો આ પછીનાં બીજાં કાવ્યોમાં ઉતરે છે. સાન્નિધ્યનું માધુર્ય અને એનો ઉન્માદ; મિલનની ઉત્કટતા અને વિયોગની વેદના; પ્રેમની મુંઝવણ અને પ્રેમનો અજંપો; ગૃહજીવનનાં નાનકડાં તોફાનો—એ બધું ય અહીં રમતિયાળ અને આહ્લાદક બાનીમાં વ્યકત થાય છે, પણ એ સૌમાં બિછડેલા પ્રેમની વ્યથા સૌથી આગળ તરી આવતી લાગે છે:

> ઘવાયાં હૈયાંના થડીક થડીના વૃત્તિપલટા
> અજંપ્યા આત્માના અસહસહ દાવાનળ ઉંડા

આ સૂર વારંવાર સંભળાયા કરે છે.

'રખેને' કાવ્યમાં એક મર્મસ્પર્શી ચિત્ર આલેખાઇ ગયું છે. માંડ માંડ સિદ્ધ થયેલા પ્રણય મિલન વખતે કાંઈક અવળું વેતરાઇ ન જાય એટલા માટે લેવાયેલી બધીય સાવચેતી કેવી રીતે નિષ્ફળ જાય છે એનું રસાર્દ્ર બ્યાન અહીં કરાયું છે.

'વજરમણી'માં કવિએ ઘવાયેલા પ્રેમીના આશ્વાસનને અવાજ આપવાનો ઠીક ઠીક પ્રયાસ કર્યો છે.

'પાછલી સ્મૃતિ' 'છબી' 'ઘરપત થતે' એ ત્રણે કાવ્યો વિગત પ્રણય જીવનની તીવ્ર અનુભૂતિઓથી અંકિત છે. 'ડૂસકું' એ પ્રેમી યુગલના શયન ખંડનું એક મર્મવેધક દૃશ્ય રજુ કરે છે :

> અરે, એ હાંલ્લાં યે કદિક પડી પાસે ખખડતાં
> રિસાવું રોજે તે જીવન ભર શું પાલવી શકે ?

દંપતી જીવનનો કિંમતી બોધપાઠ આ બે સીધીસાદી લીટીઓમાં લપાઈ બેઠો છે, એમ નથી લાગતું ?

પ્રણય જીવનના રાગાવેગોમાં અથડાતો-પછડાતો કવિનો ભાવનાજીવ અંગત જીવનની સંકડામણમાંથી નીકળીને હવે બહારના વિરાટની સાથે ભળી જવા ઝંખી રહ્યો છે. એ ઝંખનાનો પડઘો 'વાંછના' વિભાગનાં કાવ્યોમાં પડે છે.

> "થયો મનુજ, તો મને મનુજ સિદ્ધિની વાંછના"

ઉન્નત મનોરથો એ સેવે છે, પણ દુનિયાનાં દુઃખ મિટાવવાની કોઈ શકિત એ પોતામાં જોઈ શકતો નથી, અને ત્યારે કવિનું ભાવના જીવન એક નવું પ્રસ્થાન કરે છે. એનો પરિચય મળે છે 'સાધના' નામના આ સંગ્રહના ત્રીજા વિભાગમાં.

પહેલાં તો,

"મિચા નયન કીકીમાં જગત આખું સંકેલીને"

એનાં નયનો 'બંધ–બંધ' થઇને પડયાં હતાં. પછી ઘેર બાળકનો જન્મ થયો, અને કુટુંબ વસુધા જેવું વિસ્તૃત થતું લાગ્યું. એમાંથી વિશ્વબંધુત્વની ભાવના વિકાસ પામી. આંખ ખૂલતી લાગી

પણ ના, એ તો ભ્રમ હતો. વિશ્વકલ્યાણના એ બધા ઉદાર ભાવો પણ વ્યથિત સૃષ્ટિ તરફ પીઠ રાખીને જ સેવ્યા હતા. એટલે પછી એ વ્યથિત સૃષ્ટિનો જ એક અંશ બનવા માટે એ ઘરબાર છોડી ફકીરી ધારણ કરે છે.

પણ તોય હૃદયનો કકળાટ શમતો નથી, કારણ કે હજી છાયા અને તેજનો, જુદા જુદા વર્ગરંગનો, ફરક એની આંખમાં વસતો નથી.

એ સ્થિતિ પણ આખરે બદલાય છે. આખરે આંખ આગળનાં પડળ ખૂલે છે. તિમિર અને તેજની પરખ હવે થાય છે. એ જુએ છે કે વિવિધ વર્ગરંગોથી ભરેલા સમાજમાં જુદાં જુદાં હિતો હંમેશાં સામસામાં આથડયાં કરે છે. કવિ કહે છે કે,

"ન સત્ય, પરખે ન જે વિશદ વસ્તુનું વાસ્તવ."

એ વાત તો સાચી. વસ્તુના વાસ્તવને બરાબર ન પારખે તે સત્ય નહિ. પરંતુ,

અને નિરખવું બધું વગર રંગનું ફોકટ

એમ બધે જ વર્ગરંગ, વર્ગભેદ, વર્ગવિગ્રહ, જોવો એ જ વાસ્તવિક—યથાર્થદર્શન છે એવાં કવિના આખરી વિધાન સાથે કદાચ સૌ કોઈ સંમત ન થાય. પણ એ વાત બાજુએ મૂકીએ. યથાર્થદર્શન માટે મથતા એક સભાન આત્માની ભાવનાયાત્રાનું આ કવિત્વમય બ્યાન રસપ્રદ બન્યું છે, એટલું કહેવું બસ છે.

'નયન ઉઘડયાં'થી શરૂ થતા સોનેટ સમૂહમાં વ્યકિતની શ્રધ્ધા રૂપે ઉપર જણાવ્યું તે વર્ગવિગ્રહનું તત્વ તારવ્યું છે. એ જ તત્વને સમષ્ટિના ઇતિહાસપટમાંથી અનિવાર્યપણે તરી આવતા સત્યરૂપે કવિએ 'સાધના' નામના સંગ્રહના અંતિમ અને શ્રેષ્ઠ કાવ્યમાં રજૂ કર્યું છે.

આકાશની એથલ નીલિમા મહીં
રંગો છૂપ્યા સપ્ત મહેન્દ્રચાપના...

અને એમને એમ કવિની ઘેરી, ગંભીર અને છતાં રસાર્દ્ર કલમ વેદ, ઉપનિષદ, બુદ્ધ, ઈશુ વગેરેની કલ્યાણવાણી દ્વારા તેમજ એ પછીના વિચારકો અને વૈજ્ઞાનિકોનાં ઉચ્ચારણો દ્વારા આ વિરાટની રહસ્ય લીલા ઉકેલવાના થયેલા પ્રયાસોની વાત કરી જાય છે.

બધા પ્રયાસો નિષ્ફળ ગયા......

સૌ વાણી એ ભીષણ કંદરામાં
ફેંકી દઇ કાળ કરાળ ચાલ્યો
મથ્યા બહુ સંત—મહર્ષિઓ યે
છતાં ન પાછી ડગ ફેંકવા ઉભો

કેવી સબળ કલ્પના છે! અનેક કલ્યાણ વાંછુઓના પ્રયાસોને ઠોકરે મારીને કરાળ કાળ તો આગળ ચાલ્યો, ને જગતનું દુઃખ તો મટયું જ નહિ.

પણ એ કાળને રૂકાવટ આપી સમાજવાદના સંસ્થાપક કાર્લ માર્કસે. એણે નવું જીવન દર્શન કરાવ્યું, જગતનાં દુઃખોનું રહસ્ય સમજાવી એનાં નિવારણનો નવો

માર્ગ બતાવ્યો. અને એ પછી કવિ એમની ઉત્સાહ છલકતી બાનીમાં માર્કસવાદી જીવનદર્શન રજુ કરે છે.

યુગેયુગે જીવન ધારણાનાં
માર્ગો અને સાધનયંત્ર પલટયાં
પલટી ગઈ સંસ્કૃતિ માનવીની...
વર્ગોતણા ભીષણ ઘર્ષણોમાં
સંક્રાંતિનાં બીજ અવ્યકત સુપ્ત

એ સંક્રાંતિ કેવી રીતે થાય છે? આદિકાળની અર્ધ જંગલી વ્યવસ્થાને મિટાવીને મધ્યયુગની બાપુશાહી (ફયુડાલિઝમ) આવી, એ બાપુશાહી સાથે ટકરાઇને ધનિકોની બુર્ઝવા સંસ્કૃતિ સ્થપાઇ. અને હવે આ બુર્ઝવા સંસ્કૃતિની ઘોર ખોદનાર શ્રમજીવી વર્ગની ગંજાવર સેના તૈયાર થતી આવે છે. આ સેના દુનિયાને શોષણથી મુકત કરશે, અને શોષણ મુકત માનવી પ્રકૃતિનો બંદી મટીને એનો બંદો બની રહેશે એવી અડગ શ્રધ્ધા વ્યકત કરીને કાવ્ય વિરમે છે.

**આમ 'સાધના' નામનો આખોય વિભાગ સામ્યવાદી વિચારણાને કાવ્યમાં મૂર્ત કરવાનો સબળ પ્રયાસ કરી જાય છે. અને સંગ્રહના નામને સાર્થક કરે છે.**

શ્રી. ઉપવાસીમાં રહેલો કાવ્યાત્મા આમ ધીમે ધીમે સંસ્કૃતિ-વિધાનની સાધનાના કઠિન કામમાં વધુ ને વધુ સામાણ થતો આપણને જણાઈ આવે છે. વિશ્વના વિકાસક્રમ અને સામ્યવાદ જેવા ગહન, કઠિન અને શુષ્ક વિષયોને કાવ્યમાં આવી આસાનીથી રજુ કરવાનો પ્રયાસ ગુજરાતીમાં આ કદાચ પહેલો જ છે, ને એ માટે ભાઇ ઉપવાસીને આપણાં અભિનંદન.

કવિનો પ્રધાન સૂર પુરુષાર્થનો છે, એટલે કાવ્યોની પદાવલીમાં પૌરષભર્યાં પ્રતીકો ઉપસી આવે એ સ્વાભાવિક છે. સમયની કાનસ, મનમોતી, કાળની કરવત, વિસ્મૃતિની વણઝાર–એ બધાં પ્રતીકો નવીન અને તાકાતભરપૂર છે. ક્યાંક ક્યાંક લયભંગ થતો હોવા છતાં કાવ્યનો પ્રવાહ અખંડિત વહ્યો જાય છે. બંગાળીમાંથી 'ઉતલ', મરાઠીમાંથી 'અશી' અને હિંદીમાંથી 'બિરયા' જેવા શબ્દો ઉઠાવીને પોતાનાં કરી લેવાની કવિની ફાવટ સારી છે. અને છંદોની પસંદગીમાં પણ કયાંક કયાંક ટાગોરના વિયુકત લયોને બાદ કરતાં, હથોડા ટીપતાં કે જલઘોધ ઉછાળતાં પૃથ્વી, ઉપજાતિ કે સ્રગ્ધરા જેવાં સઘન અને બુલંદ વૃત્તો તરફજ કવિનો પક્ષપાત દેખાય છે, એ પણ સ્વાભાવિક છે.

અંતમાં આપણે એવી આશા રાખીએ કે, આ કઠિન સાધનાની રૂક્ષતા ભાઇ ઉપવાસીનાં કાવ્ય ઝરણાની વિવિધતાને અને તાઝગીને આંચ નહિ આપે.

●

**અને હવે શ્રી. બકુલેશનો વાર્તાસંગ્રહ લઇએ: 'કાદવનાં કંકુ'. વર્ષોથી સામયિકોમાં દેખા દેતી બકુલેશની વાર્તાકલમ ગુજરાતને સુપરિચિત છે. આ પહેલાં 'નિશ્વાસ' નામનો એમનો પહેલો વાર્તા સંગ્રહ પણ આપણને મળી ગયો છે, ને એમાંથી એમની કલમ અને દષ્ટિ સાથે આપણી સારી ઓળખાણ થઇ ગઇ છે.**

**આ નવા વાર્તા સંગ્રહમાં તેઓ વધુ ખીલ્યા છે. કાદવનાં કંકુ; ગુલાબની રાખ; કેંકાઈ ગયેલાં; જીવનની વણઝાર; ધરતીના કેદીઓ; ભાંગેલા પડછાયા; મોતની ધર્મશાળા;**

જીંદગીનો તરજુમો—સંગ્રહમાંની વાર્તાઓનાં આ નામોજ એમાં રહેલી વસ્તુ અને દ્રષ્ટિનું સુચન આપી જાય છે.

બકુલેશ જાણે એક ચોક્કસ મિશન લઇને જ બેસી ગયા છે. ધુણી ધખાવીને બેસી ગયેલા મિશનરીની અદાથી ને એકાગ્રતાથી એ પોતાની કલમને, પોતાની વાર્તા કલાને, આજની સડેલી સમાજ રચનાના પોપડા ઉખેડી એના ફુરચા ઉડાવી દેવાના કામમાં, રોકી રહ્યા છે.

અંધારી ગલી, શરાબખાનું, વેશ્યાનો ખંડ, મજુરોની ચાલી, ગટર અને ખાણ–આ છે એમની વાર્તાઓને સર્જાવનારી દુનિયા. મવાલીઓ, ચોરો, ભામટાઓ, લફંગાઓ, પતિતો ને દલિતો—આ છે આ અંધારી દુનિયાનાં પાત્રો. અને ગરીબી, બીમારી, ગંદકી, લુચ્ચાઇ—લફંગાઈ—એ છે આ દુનિયાનાં સદાચનાં સંગાથી.

આ અંધારી—કાળી દુનિયાનાં કાદવ ઉલેચવાનું બકુલેશને ગમે છે, કારણ કે એમનું એ મિશન છે. એ મિશનનો બેવડો હેતુ છે. એક તો બકુલેશ એ બતાવવા માગે છે કે આ અનિષ્ઠમય અંધારી દુનિયા એ આજની મૂડીવાદી સમાજરચનાનું જ પરિણામ છે, અને જ્યાં સુધી આ રચનાને જમીનદોસ્ત કરી નવી શોષણમુક્ત રચના ઉભી નહિ કરો ત્યાં સુધી આ અનિષ્ટો રહેવાનાં જ; અને બીજું બકુલેશ એ ઠસાવવા માગે છે કે તમારે જ હાથે કાદવમાં રગદોળાયલાં આ નીચલા થરના—અંધારી કાળી દુનિયાના માનવીઓને તમે ભલે તુચ્છકારો—તિરસ્કારો, પણ એમનામાં અદબ ઇન્સાનીયત ભરી પડી છે. એમનામાં ય કુંણી લાગણીઓની સરવાણીઓ વહે છે. એમનામાં ય બિરાદરી અને વફાદારી જેવા ઉન્નત ભાવો જોવા મળે છે. અને બીજું તમારામાં નથી દેખાતું એવું પણ ઘણું એમનામાં દેખાય છે. એમનામાં જીવન જીવવાની તમન્ના છે, એટલું જ નહિ પણ જીવનની વિષમતાઓ પ્રત્યેની રમણીય બેપરવાહી છે. એમનું જીવન કદરૂપું છતાં ગુલાબી છે.

આવાં પાત્રો બકુલેશનાં દિલ અને દિમાગનો કબજો લઇ બેઠાં છે. અને એટલે એમની કલમ એમને ખિલવવામાં ખીલે એ સદંતર સ્વાભાવિક છે.

ઈર્ષાને કારણે મિત્રને ગટરમાં ભંડારી દેતો પાંડુ, અણુમાનીતિ સ્રીની જેમ ફેંકાઈ ગયેલી સિગાર, બળજબરીથી વેશ્યા બનેલી સ્ત્રીને ઉગારી લેવાની બેચેની ધરાવતો ગુલાબી, માતાનાં અપમાનનું વેર વાળનાર મિત્રને આંસુઓની અંજલી આપતી મુશ્તરી, બિરજુ અને ઇસ્માઇલ, લોહી નિચોવી રોટી મેળવવાની મથામણ કરતા ખાણીયાઓ, બેકાર પિતાની આંગળીએ શહેરની શેરીઓ ખૂંદતું ભૂખ્યું બાળક, હિમાલયની તળેટીમાંની સરાઇ સાચવતા તેતરની જોડીવાળા અમીર અને મિરઝાં, ચોરીના આરોપસર પોલિસના હાથમાં ઝડપાયા છતાં પણ ઉછીના લીધેલા સાડાબાર આના પરત કરવાનું ન ભૂલનાર જુસબ—આ બધાં પાત્રો આપણાં હૃદયમાં કાયમનું સ્થાન લઇ બેસે છે.

આ પાત્રોની દોસ્તીએ બકુલેશના દિમાગને અજબ ખુમારી આપી છે. આ અંધારી દુનિયાની રખડપટ્ટીએ એને બેચેની આપી છે, ને એ બેચેનીએ એની કલમને ધારદાર બનાવી છે. પોતાની વાર્તાઓને બકુલેશ જીંદગી અને કલમનાં ચુંબન ફળ ગણાવે છે.

ઘણીવાર વર્ણનો વધારે પડતાં લંબાઈને રસક્ષતિની હદે પહોંચી જાય છે, એ ટુંકી વાર્તાની Technique – આયોજન કલાના ઉંડા અભ્યાસી બકુલેશને કેમ સાલતું નહિ હોય એ સમજાતું નથી. આ સિવાય ટુંકી વાર્તાની અદભૂત હથોટી એમણે સિધ્ધ કરી છે એમાં શંકા નથી. ટુંકી વાર્તાની આયોજન કલામાં બકુલેશ ગુજરાતના બલ્કે દુનિ-

યાના પ્રથમ પંક્તિના વાર્તાકારોની હરોળમાં સ્થાન લઇ શકે, એમ કહેવામાં હું જરાય અતિશયોક્તિ કરતો નથી. 'ઘુમ્મરીઓ વચ્ચે' એ ફિલ્મની Flash—back જેવી, પ્રસંગોને પાછળ લઈ જવાની કસબદાર કલાનો ઉત્કૃષ્ટ નમુનો છે.

'યંત્ર પર નહિ જતાં,' 'ભાંગેલા પડછાયા' અને 'મોતની ધર્મશાળા'ની મિતાક્ષરી આયોજના ખુબ જ ચોટદાર બને છે. વાર્તાની રચના એ વાર્તાકારના મગજમાં ચાલતી કેવી વિચિત્ર પ્રક્રિયાનું પરિણામ છે એનો ખ્યાલ મેળવવો હોય તો 'ગુલાબની શાખ' અને 'જીંદગીનો તરજુમો' જોઈ જવો.

વાર્તાના કસબમાં જરૂરી એવો ભાષા અને કલ્પનાનો ભંડોળ પણ બકુલેશ પાસે સારા પ્રમાણમાં છે. ઉર્દુ શબ્દોની મિઠાશ અને ખુમારી ઠેર ઠેર નજરે પડે છે, અને ઉપમાઓ તેમજ બીજા વર્ણનાત્મક શબ્દ પ્રયોગો પણ વાર્તાના વાતાવરણને બરાબર ઘૂંટતા–ઉઠાવ આપતા આવે છે. 'બેકારીનું ગાન', 'મનની દિલરૂબા', 'યાદની ધૂપદા'ની વિ.

—પણ અલબત્ત જેમ વાર્તાની વસ્તુમાં તેમ વાર્તાની શૈલીમાં આ જાતની એકતાનતા એ કેટલી હદે ઇષ્ટ છે એ તો ચર્ચાસ્પદ વિષય બની રહે.

ઉપવાસી અને બકુલેશ, બન્ને પોતાની રીતે સમાજના દલિત–શોષિત વર્ગના બુલંદ પક્ષકાર છે, Partisan છે. ભલે હો. પણ આપણે તો એટલું જ ઇચ્છીએ કે મિશનની એકરાગી ધૂનમાં એમની કલા કોઇ એક વર્ગ કે ખુણાની સાંકડી દુનિયામાં ભરાઈ ન રહેતાં વિશાળ માનવ સમુદાયના બારીક ને વિવિધ તાણાવાણા ઉકેલતી વિકસી રહે, ખીલી રહે.

પ્રચારક પક્ષના પોકાર સૂત્રો—Slogans જેમ વારેવારે ઉચ્ચારાતાં પોતાનું મહત્વ અને અપીલ ગુમાવી બેસે છે, તેમ કલાકારની કલમ એકની એક વાતનું રટણ કરતાં કરતાં કથળીને શુષ્ક ન બની જાય એની સાવચેતી રહેવી જોઇએ.

વિશ્વ અનંત છે, માનવતાનું અંતર ધારીએ છીએ તે કરતાં ય ઘણું વિશાળ અને અટપટું છે. એ અંતરને નાથવાનું આહ્વાન કલાકાર સામે સદાય હાજર રહેશે. આ આહ્વાન ઝીલવામાં શ્રી. ઉપવાસી અને શ્રી. બકુલેશ જેવા કલમબાજો પાછા નહિ પડે એવી આશા આપણે રાખીએ.

---

સાધના : (કાવ્ય સંગ્રહ) લે. ઉપવાસી : ઉમાશંકર જોષીના "ઊર્મિરંગ" સહિત ૧૦૦+૨૮ પૃ. કિંમત ૨ રૂપિયા, પ્રાપ્તિસ્થાન : એન. એમ. ઠક્કરની કું, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨.

કાદવનાં કંકુ : (વાર્તા સંગ્રહ) લે. બકુલેશ : પૃ. ૨૨૫ કિ. ૩ રૂપિયા : પ્રકાશક : પદ્મ પ્રકાશન, મુંબઈ.

# [૨]

## ભોગીલાલ ગાંધી

### [ બિંદુ : રામપ્રસાદ શુક્લ ]

**૧૯૩૨ થી ૪૨નો દાયકો ગુજરાતી કવિતા માટે અત્યંત ફળદ્રુપ** અને ગૌરવભર્યો દાયકો છે. આજે આ દાયકાને અંતે, એજ દાયકાના પણ, જાણીને એ દાયકાની બહાર રહેલા એક કવિ મિત્રની થોડીક કવિતાઓનો સંગ્રહ 'બિંદુ' રૂપે આપણે હાથ આવ્યો છે.

આ સંગ્રહમાં સાઠેક કાવ્યો છે–બધાં જ 'સોનેટ' છે. આ સાઠ સોનેટોમાં ૨૫ જેટલાંની એક સોનેટમાળા ચાલુ વિશ્વયુદ્ધ પરત્વે છે. અહીં હું આ ૨૫ કાવ્યોની જ મારા મન ઉપર પડેલી અસર કહી સંતોષ માનીશ. એનો અર્થ એ નથી કે બીજા કાવ્યોની હું ઉપેક્ષા કરૂં છું. 'ચંદ્રગ્રહણ શમ્યા પછી'ની પ્રાસાદિકતા, 'મધુરપ'ની મીઠાશ અને 'જિંદગી કાવ્યદીર્ઘ', 'શુભેચ્છકોને' તથા 'અધીરપ મને નથી' વગેરેમાંની માનવતાને મ્હેકાવતી ભાવનાની હું જરાયે ઉપેક્ષા કરતો નથી.

**'સો ભૂલોના શબ ઉપર છે સંસ્કૃતિ શુભ છાઈ** (ખંડેરની વેલી')
તથા
**'લાખો કેરી શહીદી ઉપર જગતની સંસ્કૃતિ ભવ્ય સો હે** (મરજીવા)'

આવા સંસ્કૃતિ વિકાસની ફિલસૂફીના છુટક છુટક ઉલ્લેખો ય જવા દઇ—

**'વિનાશ મહીંથી વિકાસ વિતરંત જીવનલા'ની ફિલસૂફી** સુબધ્ધ રીતે જેમાં રજુ થઇ છે તે યુધ્ધ સોનેટમાળાને જ પ્રસંદગી આપું તો 'બિંદુ'ના કર્તાના પોતાના શબ્દોમાં કહું તો, "યુદ્ધના સંસ્કાર વાચકવર્ગના મનમાં તાજા છે" ત્યારે અજુગતું નહિ લેખાય.

*

આ કાવ્યોનો વિષય **'વિનાશ અને વિકાસ'** છે. કવિને જે કહેવું છે તે આ છે.

આજે ચારે કોર જે ઘોર સંહાર ચાલી રહ્યો છે એથી, ઓ નગરજનો, અકળાઈ ન જતા, ફફડી ત્રાસી જઇ હિંમત હારી ન બેસતા; 'મૃત્યુ કરતાં જીંદગીના બળો વધારે જોરદાર છે,' એ રખે ભૂલતા; આ સંહાર સાચેજ દુર્ભાગી છે, પણ વિનાશ એ વિકાસનું એક અનિવાર્ય અંગ છે. ઇતિહાસની શરૂઆતથી આજ વાત જોવા મળી છે.

માનવ સમાજની તવારીખ પણ શાખ પુરે છે કે કાતિલ વર્ગવિગ્રહોમાંથી જ સમાજે આગેકદમ કરી છે:

**"મહાદ્વંદ્વો વચ્ચે વિકટ તરતી વિશ્વતરણી,**
**વિરોધાભાસોમાં સતત સરતી સત્યસરણી"** ( દ્વંદ્વ )

આ દ્વંદ્વ, આ સંઘર્ષ, આ વિગ્રહને કેવળ કરાળ આપત્તિ રૂપે જોઈ રહસ્યવાદી ફિલસૂફીમાં, અગમ્ય 'ઇશ્વર'ની શોધમાં મૂઢ બની ઘસડાનારાઓને કવિ ચેતવે છે. સંઘર્ષ કંઇ અમસ્તો થતો હોતો નથી. ઈષ્ટ અને અનિષ્ટ તત્વો વચ્ચે સંઘર્ષ થાય છે. અનિષ્ટ બળો જ્યારે જગતની ગતિને રૂંધે છે ત્યારે પ્રગતિવાંચ્છુ ઇષ્ટ બળોને માટે સંઘર્ષ અનિવાર્ય બને છે. આવો સંઘર્ષ કેવળ અંધાધૂંધી ને આંધી નથી. કવિ કહે છે:

એ વાત સાચી છે કે,
**"આજે એના મુખે છે કપરી પ્રસવની વેદના ને અશાંતિ**
**જેથી સંક્ષુબ્ધ ભાસે........"**

પરંતુ કવિ ઉમેરે છે:

"તદપિ ઝળહળે ભાવિ એનું પ્રસન્ન" (આંધી)

અને આવા આ વિગ્રહને અંતે પરિણામ શું આવશે ? આજે "વિરોધી સ્વાર્થોના વિષમતર વ્યૂહો" જોઈ કંઈક હૈયાં જરૂર દ્રવી રહ્યાં છે ને ઐક્યની ભાવનાથી છાઈ રહ્યાં છે. પણ એવા વૈયક્તિક દ્રવવાથી તો કશું વળતું નથી, સ્વાર્થી હિતોમાં વહેંચાયેલો સમાજ પલટાતાં પહેલાં સામાજિક ઘર્ષણ માગે છે.

પણ આના ઉપરથી કોઈ રખે એમ કહે કે, બસ, સંઘર્ષો જ સંપૂર્ણ સત્ય છે. ના, સંઘર્ષ આપણે ઈચ્છીને લીધેલો નથી, પણ અનિવાર્ય છે, કેમકે એની દ્વારા તો આપણે વર્ગવિહિન, શોષણવિહિન, સંઘર્ષવિહિન સમાજ તરફ પ્રયાણ કરવાનું છે.

કવિ આવા ભાવિ માનવસમાજનું ચિત્ર આલેખે છે. 'ભાવિ માનવસમાજ' ઘણી રિદ્ધિસિદ્ધિઓ મેળવતો ધીરેધીરે જાતિઓના, પક્ષોના, પ્રાંતોના અને રાષ્ટ્રોના વાડા વટાવીને એક વિરાટ જનસંઘરૂપે આવિર્ભાવ પામે છે, એનું ચિત્ર દોરે છે.

"પ્રબુદ્ધ માનવને સંબોધી" લખેલા સોનેટમાં માણસની કઠોર સાધનાનું વર્ણન કરી છેલ્લે 'અનસ્વ ધ્રુવને' નામક સોનેટમાં કવિ માનવતાની શ્રદ્ધા વ્યક્ત કરે છે ત્યારે એમના કંઠમાં અગમ્યતાનો રણકાર ઝણઝણી ઉઠે છે. તે કોક અવિનાશી સ્થિર તત્ત્વને સંબોધવા લાગી જાય છે. આવા કોઈ અગમ્ય તત્ત્વને વચ્ચે આણ્યા વિના મ ઇતિહાસનો અભ્યાસી વૈજ્ઞાનિક સત્ય અને શ્રદ્ધા જરૂર ઉચ્ચારી શકત કે, માણસજાત ગમે તેટલી આફતમાં પડે, પણ એનો કાફલો વિરમ્યા વિના આગે બઢતો જ રહેશે.

અને આપણી આ શ્રધ્ધા માત્ર ભૂતકાળના ઇતિહાસમાંથી જન્મેલી છે એમ રખે માની બેસશો. આજે આપણી આંખો સામે ઘડાઈ રહેલો વાસ્તવિક ઇતિહાસ આપણામાં ઉલટી અપૂર્વ આશા જન્માવે છે.

"નૃશંસ, વિજયેપ્સુ મુઠ્ઠીભર મૂડી સંચાલકો"

સમા ફાસીવાદીઓ ફોજી તાકાતને જોરે પોતાના દેશની અંદરની પ્રજાને કચડી છૂંદી નાખવા મથે છે. સાથે સાથે પોતાના જ માસિયાઇભાઈ બીજા મુડીવાદી દેશો સામેય યુદ્ધ અને હેવાનિયતનો કરાલ દંડ ઉગામે છે.

અને કવિ જર્મન ફાસીવાદે લીધેલા ભોગોને ઉલ્લેખ કરી,

"આદ્ય કેન્દ્ર પૃથ્વી તણી ક્રાંતિનું" એવું ફ્રાન્સનું પતન વર્ણવે છે. અને ત્યાર બાદ 'રૂસ પર આક્રમણ' થયું ને હિટલરી હલ્લા સામે આજ લગી હતાશ બનેલી જગતની પ્રજાએ રૂસની પણ પરાજય ઘડી ગણવા માંડી. જગતની જનતાના દિલમાં કિકિયારી ઉઠી:

'પડયું...અવ પડયું !'

પણ સોવિયેતની સંસ્કૃતિ જુદી હતી. એની પ્રજા, એનું લાલ સૈન્ય, એનું રાજ્ય, એનો વર્ગવિહિન સમાજ, અને એની સમાનતાવાળી પ્રજાઓ ! માત્ર ૨૫ જ વર્ષમાં થયેલી ૨૦ ટકા પ્રજાની આર્થિક રાજકીય અને સાંસ્કૃતિક પ્રગતિ જગતને માટે અપૂર્વ અને અજાણ આ મુલકની તાકાત કોઈએ નહતી જાણી. કોઈએ કલ્પી ય ન હોય એટલી એ ગજબ નીવડી. અને હિટલરે દગલબાજીથી કરેલ ઘામાંથી જરાક મૂર્છા વળતાં (પૃથ્વી) "વિરાટ સળવળ્યો ! ઉઠયો !"

સ્વદેશ—દિલદાઝ જીવતી દિવાલ ખડકી દીધી
પ્રતાપ-બલ-જોમ-ઓજસની પાળ બાંધી લીધી

(રૂસ પર આક્રમણ)

પછી તો પુછવું જ શું ?

"પૃથ્વીના પ્રસુપ્ત પ્રાણુ" જાગી ઉઠયા. અને—

પ્રાણુ કેરી આહુતિ અનેક રહેંસીને ધરે,
નથી નિશા, નથી ઉષા, અખંડ સૈન્ય આથડે,

ભવ્ય વર્ણનનો આસ્વાદ કવિ અહીં કરાવે છે.

સોવિયેતનો એકેએક નાગરિક પોતાનું સર્વસ્વ હોમી દઇ માતૃભૂમિની રક્ષા માટે ઉભો થયો ને તેણે મોસ્કો, લેનિનગ્રાદ, સ્તાલિનગ્રાદ અને ઓરેલમાં હિટલરી ધમધાડાંને યમગામે પહોંચતાં કરી કવિ લાલ પ્રજાના ધન્યવાદ ગાતાં ઉચ્ચારે છે.

(પૃથ્વી)

કૃતાન્ત વિકરાળ ઘાતક ધરાર રોકી ધરી,
શિકસ્ત પણુ આપતી અજબ વાહ વીરશ્રી ખરી,

(વીરશ્રી)

પણુ પછી કવિના પોતાના જ દિલમાં થાય છેઃ "કદાચ આ અડગ અદ્રિય તૂટી પડશે તો ? તૂટી તો નહિ પડે, પણ કદાચ તૂટયો તો ?" અને કહે છે, "ગમે તે થાય, તો ય માનવીના દિલમાં સોવિયેતે જન્માવેલું ભાવનાચિત્ર તો લુપ્ત નહિ જ થાય... આજે નહિ તો કાલે, ભવિષ્યનો માનવી આને યાદ કરી કરી એની સિધ્ધિ માટે ઝંખશે.'

ના, કવિથી આગળ વધી આપણે કહીશુંઃ "નવી સોવિયેત સંસ્કૃતિને જુની હિટલરી જંગાલિયત હરાવી શકે એમ નથી. ભાડુતી સેના ગમે તેટલી તાકાતવાળી હો, સામાને ગુલામ બનાવવા નીકળેલ લડવૈયા ગમે તેટલા ઝનુનથી લડો પણુ પોતાની અનન્ય સંસ્કારિતાને રક્ષવા ઉભેલી, સર્વસ્વનું યાહોમ કરી દઈ પોતાની આઝાદીને રક્ષવા નીકળેલી જાગૃત અને સુસંસ્કૃત પ્રજાને કોઇ હરાવી શકે એમ નથી.

•

બિંદુ : (સોનેટ સંગ્રહ) લે. રામપ્રસાદ શુકલ પૃ. ૬૪ કિં. ૧ રૂપિયો : એન. એમ. ત્રિપાઠી લિ. બુક સેલર્સ : પબ્લિશર્સ : પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ.

# —પરિચય—

**જયંત ખત્રી :** પત્રકાર અને કલાકાર તરીકે આગળ આવ્યા. ટૂંકી વાર્તાને નવી માવજત આપનારા થોડાક ચુનંદા કસબગીરો બકુલેશ, જીતુભાઈના સાથીદાર. હજી એમની વાર્તાઓ ગ્રંથસ્થ નથી થઈ, કદાચ થવામાં છે; પણ એ પહેલાં જ એમણે નામના થાપી દીધી છે. માર્કસવાદની વિચારધારાને તેમણે અપનાવી સર્જનક્ષેત્રે બહલાવી છે.

**રમેશ સંઘવી :** બહુ જ ઓછા જાણીતા, પણ આ 'નવી માવજતદારો'ના પંથે વધુ વેધક દ્રષ્ટિએ વેગીલી ગતિએ આગળ જઇ રહેલ ઉગતા વાર્તાકાર. બંગાળના સ્વાનુભવબાદ એમણે લખેલ વાર્તાઓ એકાદ સંગ્રહ જેટલી તો થઈ ગઇ છે. માર્કસવાદી વિવેચનને પંથે પણ તેમણે બીજું પ્રયાણ આદર્યું છે.

**જીતુભાઈ મહેતા :** કંઠ અને કલમના ઉસ્તાદ પત્રકાર. ગુજરાતને એમણે ગ્રંથો નથી આપ્યા એની સામે ગુજરાતની ફરિયાદ છે. એમની કલમની તાઝગી હજી એવી ને એવી અપૂર્વ છે. એમની નજર સદા ઉજ્વલ 'ભાવિ' તરફ મંડાયેલી રહી છે. તેઓ પ્રગતિશીલ લેખકોના સંઘના મોખરાના સાથીદાર રહ્યા છે.

**અનિલ કોઠારી :** પત્રકારિત્વ અને લેખનના નવા ગોઠિયાની શરૂઆતનો આ પરિચય છે. પરંતુ જે વાર્તાનો તેમણે અનુવાદ કર્યો છે તેમાં તેમની જામતી હથોટી જણાઈ આવે છે.

**જશવંત ઠાકર :** મામા વરેરકરે મરાઠી સાહિત્યને જે તેજસ્વિતા આપી છે એનાથી ગુજરાતી વર્ગ કાંઈ છેક અપરિચિત નથી. એમના એક નવા મરાઠી નાટક 'સિંગાપુર'ના છેલ્લા પ્રવેશનો અનુવાદ નટ તરીકે કુશળ ઠરેલા અને અંગ્રેજી ભાષામાં લખનાર કવિ તરીકે આગળ આવેલ (Sword of flames) આ ગુજરાતી મિત્ર 'લોક નાટય સંઘ'ના મંત્રી અને મુખ્ય સંચાલક છે. તેઓ માર્કસવાદના અભ્યાસી નિબંધ લેખક પણ છે.

**ચંદ્રભાઈ ભટ્ટ :** ગુજરાતમાં તેજસ્વી ક્રાંતિકારી સાહિત્ય ચિત્રો આપનારાઓમાં કદાચ પ્રથમ અને સર્વોત્કૃષ્ટ એવા આ લેખકની કિતાબો ય થોકબંધ છે. તેમાં ચિંતનગ્રંથોથી માંડી બાળ સાહિત્ય અને નાટિકાઓથી માંડી નવલકથાનો સુધ્ધાંનો સમાવેશ થાય છે. હજી ય એમની પાસે ઢગલો થાય એટલું લખાણ તો 'અનુકૂળ પરિસ્થિતિની' વાટ જોતું પડયું જ છે.

**બકુલેશ :** વાર્તાકારોમાં ધૂમકેતુ કરતાં ય કદાચ વધુ વાર્તા લખનાર તરીકે જ નહિ પણ "૨૦મી સદી"ના દિવસમાં તદ્દન કિશોર વયથી માંડી આજ લગી એક ધારી કાતિલ કલમે, ગુજરાતી સાહિત્યે અણસ્પર્શેલ પ્રદેશોને નવા જ કસબે જીવંત સ્વરૂપે રજુ કરનાર બકુલેશ ગુજરાતના સાહિત્યિકોને જ નહિ પણ વાંચનપ્રિય સમસ્ત ગુજરાતી આલમને અત્યંત નીકટના થઇ ચૂકયા છે. એમના બે વાર્તા સંગ્રહો પ્રસિધ્ધ થયા છે અને બીજા બે તૈયારીમાં છે.

**સુંદરમ્ :** ( ત્રિભુવનદાસ લુહાર ) : ગુજરાતની ૧૯૩૦ પછીની સાહિત્યિક પેઢીના બે મોવડી : ઉમાશંકર અને સુંદરમ્ : સુંદરમે વિદ્વાનોથી માંડી ગ્રામપ્રજા અપનાવી લે તેવું જે તેજસ્વી અને પ્રગતિશીલ સાહિત્ય આ દાયકામાં સર્જ્યું છે; તેમાં વાર્તા, નાટિકા,

કવિતા, જીવન અને પ્રવાસ ઉપરાંત ગદ્ય વિવેચન લેખોની (જેમાંના ઘણા ગ્રંથસ્થ થયા છે) અપાર વિવિધતા તથા મૌલિકતા આગળ તરી આવે છે.

**ઉપવાસી** : (ભોગીલાલ ગાંધી) આ માર્કસવાદી કવિ પત્રકાર અને વિચારકે ગંભીર કાવ્યો, પ્રચાર ગીતો ઉપરાંત પ્રણયકથાઓ અને તાત્વિક વિવેચન લેખો આપ્યા છે. ઉપરાંત શરદબાબુ, ગોર્કી, અને જગતના અન્ય વાર્તાકારોને ગુજરાતીમાં ઘરના જેવા બનાવનારા હથોટીબદ્ધ અનુવાદકોમાં એમનું સ્થાન અગ્રણી છે. વિશેષમાં, ગુજરાતી પ્રગતિશીલ લેખક સંઘના આંદોલનના મૂળમાં તેઓ રહ્યા છે.

**કરસનદાસ માણેક** : આ કવિએ કાવ્યો, ગીતો ને કથાઓ આપી જે સ્થાન હાંસલ કર્યું છે તે અપૂર્વ છે. વળી, ઉચ્ચ કોટીના વાર્તાકાર અને પત્રકાર હોવા ઉપરાંત તેઓ અચ્છા પ્રચારક છે. "વૈશંપાયન"ને નામે તેઓ ગુજરાતી જનતામાં મશહૂર થઈ ચૂકયા છે.

**શંકર પંડયા** : એક અચ્છા અને વિશિષ્ટ સિનેમા–પત્રકાર હોવા ઉપરાંત કવિતા અને વાર્તાની હથોટી પણ એમણે પકડી છે. તેમનાં ઓછાં છતાં ચમકદાર લેખનોમાં ઉદ્દામ લઢણ વ્યકત થયા વિના રહેતું નથી.

**રામપ્રસાદ શુકલ** : જબરા અભ્યાસી છતાં ઓછું લખીને સંયમી કવિ તરીકે ધીમે રહીને લાંબી ફલાંગે આગળ આવેલા આ કવિના ગ્રંથસ્થ કાવ્યો 'બિંદુ'માં કવિની જાગ્રત સમાજવાદી દૃષ્ટિ આગળ તરી આવે છે. જુજ છતાં......વાર્તાઓ અને પ્રવાસ-વર્ણનો પણ એમણે લખ્યાં છે.

**મગનલાલ ચાંદલિયા** : મધ્યમવર્ગ , મજૂર અને ખેડૂત : ત્રણે જીવન જીવીને જીવનમાંથી જ ક્રાંતિનાં ગીતો લખતા ને ગાતા થયેલા આ કવિ મિત્રની કલમ ધીમે ધીમે કસાઈ કસાઇ કેવાં તેજસ્વી સર્જનો કરવા શકિતમાન બની છે તે તેમનાં તૂટક છૂટક પણ થોકબંધ ગીતોમાંથી જણાયા વિના રહેતું નથી. ઉદ્દામ લઢણ અને આઝાદીની તમન્નાથી તેઓ ગુજરાતની જનતામાં મશહૂર બની રહ્યા છે. સંસ્કાર—કાર્યક્રમો દ્વારા જનતાને શિક્ષણ અને સંસ્કાર આપવાની નેમવાળા નવા 'ગુજરાત સંસ્કાર મંડળ'ના તેઓ મુખ્ય સંચાલક છે.

**પ્રહલાદ પારેખ** : ગુજરાતમાં ઊર્મિકાવ્યો ને ગીતોના લખનારામાં માર્દવ અને તેજનું યોગ્ય મિશ્રણ કરી યુગના પડઘાઓને ઉઠાવ આપનારા થોડાક કવિઓમાંના આ એક છે. એમનું ગદ્ય પણ કાવ્ય જેટલું જ મુલાયમ અને પ્રવાહી હોય છે.

**સ્વપ્નસ્થ** (ભનુભાઈ વ્યાસ) : અત્યંત કૂંળા અને વિકટ અજંપાઓને કાવ્ય–ગીતો દ્વારા વ્યકત કરનાર આ માર્કસવાદી કવિ–વાર્તાકારમાં 'કાવ્યની શકિત' નાં બહુવિધ દર્શન થાય છે. આપણી ઉગતી વિરાટ જનતાના પ્રાણને પોતિકી કરી પોકારનાર કવિનો તલસાટ આજના રોટી, ભૂખ, એકતા ને ઉત્પાદન, સંરક્ષણ અને આઝાદી સમા રોજીંદા વિષયો અને અનુભવોને તથા લાગણીઓને જનતાની જબાન આપવામાં અપૂર્વ નીવડયા છે. કાવ્યો તથા વાર્તાઓનાં પાંચેક પુસ્તકો તેમને નામે ચડયાં છે.

**શિરીષ પરીખ** : એક તરૂણ વિદ્યાર્થી લેખક : વિજ્ઞાન, વિવેચન, તથા પત્રકારિત્વમાં માર્કસવાદી દૃષ્ટિ સાથે હજી હમણાં જ પગલાં માંડયાં છે, જે ભારે આશાઓથી ભરપૂર છે.

**સુભદ્રા ગાંધી** : ગુજરાતીમાં પત્રકાર–લેખિકાઓમાં એ આશાસ્પદ ઉમેરો કરવાની, આગાહી આપતાં માર્કસવાદી વિચારધારા અપનાવી ચૂકેલ આ બહેન મહિલા બાળકોની 'કટારો'ના સંપાદન ઉપરાંત સોવિયેતની અમર ગાથા 'તાન્યા'ના અનુવાદ પછી એવી બીજી વધુ વાર્તાઓ તથા હિંદી ગ્રંથોના અનુવાદો દ્વારા વેગવાન શૈલીનો પરિચય આપે છે.

**ધનવંત ઓઝા** : સ્વતંત્ર રીતે માર્કસવાદનો અભ્યાસ કરનારા આ મિત્રે સારૂં એવું વાંચ્યું ને લખ્યું યે છે. ગંભીર અભ્યાસી લેખનોમાં બંધારણવાદથી માંડી સાહિત્ય વિજ્ઞાન

અને ફિલસૂફી તેમના વિષયો છે. અંગ્રેજીમાં પણ લેખનના થોડાક સફળ અખતરાઓ તેમણે કર્યા છે.

**રમણલાલ સોની** : ભાવના ગીતોના કવિ, ઉપરાંત જીવન અને પ્રવાસ લેખક. બાળકોના અતિ પ્રિય કવિ–વાર્તાકાર; ઉત્તમ કોટિના અનુવાદક; ઉપરાંત કેળવણીને ક્ષેત્રે ઉચ્ચ કક્ષાના મૌલિક ચિંતક.

**હિરાલાલ ગોદીવાળા** : પરદેશ ખેડી આવેલ આ પ્રોફેસર મિત્ર ઓછું બોલે છે ને ઓછું લખે છે, એટલે ગુજરાતને ઓછા પરિચિત છતાં તેઓ ગુજરાતના વિરલ માર્કસવાદ તરફી બુધ્ધિશીલોમાંના એક વિચારક છે; ગુજરાત તેમની પાસે ઉંડા અભ્યાસનો પરિપાક માગે છે.

**અરૂણ ચંદારાણા** : જન–જાગ્રતિ અર્થે નાટકો ભજવવામાંથી નાટકો લખવાનો ય પ્રયોગ કરવામાં સફળ થઇ રહેલા આ પત્રકાર મિત્રે આધુનિક યુરોપીય આંદોલનોના અભ્યાસરૂપ લેખો અને અન્ય ગંભીર રાજકીય પુસ્તકોના ભાષાંતરો દ્વારા માર્કસવાદી વિચારણાને પ્રચલિત કરવામાં કીમતી ફાળો આપ્યો છે.

**રવિશંકર મહેતા** : ગુજરાતના ચુનંદા માર્કસવાદ તરફી વિચારક–વિવેચક અને આંતરરાષ્ટ્રીય રાજકારણથી માંડી સંગીત શાસ્ત્રના અભ્યાસી તથા પત્રકાર તરીકે જાણીતા થયેલા આ મિત્રનો દસકા પૂર્વેના ગુજરાતના બૌધ્ધિક ઘડતરમાં કીંમતી ફાળો છે. વિસ્તૃત અભ્યાસ અને ઉંડું ચિંતન કેટલીકવાર એમને લખતાં જ રોકી દે છે એ ભય તેમના સાથીઓથી અજાણ્યો નથી.

**બચુભાઈ ધ્રુવ** : માર્કસવાદ તરફી વિચાર સરણી સાથે હંમેશાં કદમ મિલાવતા આ મિત્રે વિશેષ વાંચ્યું છે, જુજ લખ્યું છે; પરંતુ અનેક લેખનોની પ્રસિધ્ધિ પૂંઠે એમનો સાથ અને હાથ અક્ષરપ્રવૃત્તિરૂપે પણ રહ્યો છે.

**રતિલાલ મહેતા** : અભ્યાસી પત્રકારો અને સંસ્કાર પ્રવૃત્તિના રસિયાઓમાં મિત અને મૂક જેવા રહેલા આ મિત્રે બૌધ્ધ યુગ પરના અભ્યાસદ્વારા એમ. એ. ની ડીગ્રી મેળવીને રાજકારણ અને સાહિત્યના ક્ષેત્રે જે સતત લેખન વિવેચન ચાલુ રાખ્યું છે, તેમાં તેમની નીરક્ષીર શકિતનો અચ્છો પરિચય મળી રહે છે.

---

**પ્રકાશક** : શરદ કાર્યાલય વતી ભોગીલાલ ગાંધી, રાજભુવન, સેન્ડહર્સ્ટ રોડ, મુંબઇ.
**મુદ્રક** : શરદ અથરઅલી, 'ન્યુ એજ' પ્રેસ, ૧૯૦ બી, ખેતવાડી મેનરોડ, મુંબઈ ૪

# બે પ્રગતિશીલોને અંજલિ

ગુજરાતી પ્રગતિશીલ સાહિત્યે છેલ્લા થોડા જ મહિનાઓ દરમિયાન બે સાથીઓ ગુમાવ્યા છે.

**એક તો શ્રી. નવલરામ ત્રિવેદી**: પ્રથમથી જ પ્રગતિશીલ લેખનના સર્જક તથા પ્રચારક શ્રી નવલરામ ૧૯૩૬ માં ગુજરાતી પ્રગતિશીલ સાહિત્યકારોના પ્રથમ સંમેલનના પ્રમુખ હતા. ૧૯૩૭ માં મંડળની સ્થાપના થતાં તેમને શિરે ઉપપ્રમુખની જવાબદારી આવી પડી હતી.

શ્રી. નવલરામ એક દૃષ્ટિશીલ વિવેચક હતા. તેમણે કરેલી સાહિત્યની વાર્ષિક સમાલોચના તેમના ઉદ્દામ વિચારોની સ્પષ્ટ કટાર સમી છે. તેમના તમામ ગ્રંથોમાં અભ્યાસ અને નિખાલસ નિડર દૃષ્ટિ દેખાયા વિના નથી રહેતાં.

**બીજા ડૉ. ગોવિંદ સ્વામી**: શ્રી ગોવિંદ સ્વામી આશાસ્પદ જુવાન કવિ હતા.

શ્રી. ગોવિંદ સ્વામીની સાહિત્ય પ્રવૃત્તિ પાંગરે તે પહેલાં જ તેમનું અવસાન થયું. પણ જે કાંઇ થોડીક કવિતાઓ તેઓ મૂકી ગયા છે, તેમાં દેશદાઝનો બુલંદ સૂર સંભળાય છે.

શ્રી. ગોવિંદ સ્વામીએ નાનપણથી જ જનતાની સેવા કરવાનું જીવન-ધ્યેય રાખ્યું હતું. ગુજરાતની સંગઠિત કિસાન ચળવળના પ્રારંભકાળમાં તેમનો પણ ફાળો છે. તે ઉપરાંત વિદ્યાર્થી તથા યુવક આંદોલનમાં પણ સ્વામી આગળ પડતો ભાગ લેતા હતા.

પ્રગતિશીલ લેખન પ્રવૃતિના રસિયા શ્રી સ્વામી **"ફાલ્ગુની"** નામના ત્રિમાસિકના સંપાદક હતા.

●

અમે આ બન્ને સાથીઓને ભાવભીની અંજલિ આપીએ છીએ.

રૂપેરી ચાદર પર
નવી નોખી ભાતના
મ નો રં જ ન
સાથે જેનું નામ સદાય સોનાની
સાંકળે જોડાયેલું રહ્યું છે એ

એ મશહુર નિર્માતા—

દિગ્દર્શક:—

**શ્રી. એન. આર.**

**આ ચા ર્ય**

—જેણે તમને
'કુંવારા બાપ,' 'કંગન',
'બંધન,' 'આગે કદમ'
આપ્યાં; તે હવે
તમને આપશે.......

## પુરૂષોના પડછાયો યે ન ખપે !.........

આવા નિશ્ચય
સાથે નવયુગની
નારીઓ પોતાની
એક તદ્દન
નિરાલી અને
નવલીજ દુનિયા
રચે છે ...
પણ એની
મુખ્ય નાયિકા જ એક

## પુરૂષના પ્રેમમાં પડી!....પડી, તે કેવી ?

એના રમુજી
રંગો અહિં
ઝીલાય છે.





**આચાર્ય આર્ટ**
પ્રોડકશન્સનું
ફુલ ગુલાબી
મનોરંજક ચિત્ર

# પરિસ્તાન

પાત્રો:—પહાડી સન્યાલ, અંજલિદેવી,
માસ્તર અમૃત, પદ્મા, સુનાલીનીદેવી

  અને તે પછી બીજું 

# શેતરંજ

 

**આચાર્ય આર્ટ પ્રોડકશન્સ લી.** :: શ્રી. સાઉન્ડ સ્ટુડિયોઝ
દાદર મુંબાઇ—૧૪



## એની ઉર્મિ સાથે
## તમારૂં અંતર ઉછળશે !

• • •

દિલમાં અને દરીઆમાં
જે સનાતન સંઘર્ષ
ચાલે છે એની કથા !

બોમ્બે ટોકીઝ ચીત્ર

# જ્વાર-ભાટા

[ ભરતી ઓટ ]

★

ભુમિકા-

- મૃદુલા
- શમીમ
- આગાજાન
- દીલીપ કુમાર
- પીઠાવાલા
- જગન્નાથ
- નંદિતા
- કે. એન. સીંઘ
- વીક્રમ કપુર વગેરે....

દિગ્દર્શક :: નિર્માતા
**અમીય ચક્રવર્તી**

ગીતો—નરેન્દ્ર શર્મા

સંગીત—અનીલ બિશ્વાસ

**જોઇ આવવાનું સરતમાં રાખજો**



સંસ્કારનો

ઝંકાર ★

પ્રગતિનો

આકાર ★

માનવ જાતની

મુક્તિમાં

માનનાર—

# રામશાસ્ત્રી




**આવનારાં**

**પ્રભાત ચીત્રો**

★ ચાંદ

★ લાખારાણી

★ હમ એક હૈ

૧૪ મું અઠવાડીયું

## સેન્ટ્રલ

ફેમસ પ્રકાશન

ગાંધીવાદે ગુજરાતના સંસ્કાર અને સાહિત્ય જીવનને નવી દિશા, તાજગી તથા તાકાત બક્ષી છે. એમાંથી જ, એ ગૌરવભર્યા વારસાને અપનાવી વધુ તલસ્પર્શી અને તાત્વિક માર્કસવાદી ફિલસૂફી તરફ વળેલા નૂતનપંથી સર્જનો તથા ચિંતનોનો આ પ્રથમ પરિચય છે.

●

આ ગ્રંથની વાર્તાઓ–કવિતાઓ–નાટિકાઓ ભૂખ, મોત, યુદ્ધ અને જીવન સંગ્રામની વિવિધ વાસ્તવિકતાનો કલામય પડઘો પાડે છે. જીવન, પરિચયો અને અભ્યાસી લેખો ઉજ્જવળ ભવિષ્ય પર સ્થિર થયેલી વિશદ દ્રષ્ટિની સચોટ ઝાંખી કરાવે છે. વિવેચનો અને ગ્રંથ પરિચયો સોવિયેત–ચીની–અમરિકી વિશાળ સાહિત્યની તથા ગુજરાતી નૂતન લેખનની આછી ઓળખ આપી જાય છે.

●

ચિત્તપ્રસાદ તથા સુધીર ખસ્તગીરનાં ચિત્રો યુદ્ધકાલીન હિંદી ચિત્રકલાની યશ–કલગી સમાં છે.

●

આ ગ્રંથ અપૂર્વ છે કેમકે આમાંનું એકેએક સર્જન નૂતન બુદ્ધિજીવીઓનો સીધો ધબકારો છે. એના પ્રત્યેક અણુ–અણુમાં બુધ્ધિ અને ઉર્મિ, ધ્યેય અને કલા બંનેની નિષ્ઠા નીતરે છે.